પ્રકાશક :—

શાહ લાલચંદ નંદલાલ વકીલ,
કાર્યાધિકારી,
શ્રીમુક્તિ-કમલ-જૈન-મોહન-માલા ઃ
જંબાસદન, કોઠીપોળ, રાવપુરા, વડોદરા





વિશેષ વિજ્ઞપ્તિ કે આ પુસ્તક જેમને અભિપ્રાયાર્થે અપાય તેમણે પોતાનો અભિપ્રાય પ્રો. કાપડિયા ઉપર બારોબાર લખી મોકલાવવો અને જેમને સમાલોચનાર્થે આ મોકલાય તેમણે સમાલોચનાની નકલ એમને જ મોકલાવવા કૃપા કરવી.



મુદ્રક :—
શા. નાથાલાલ ઓચ્છવલાલ
આનંદસાગર મુદ્રણાલય, નવસારી.

S'rī-Mukti-Kamala-Jaina-Mohana-Mālā No 58

# A History of the Sanskrit Literature of the Jainas

VOLUME I

Secular Literature

by

Hiralal Rasikdās Kapadia, M. A.,

Formerly Lecturer in Mathematics and subsequently Professor of Ardhamagadhi and University Teacher for Ph D, in Ardhamagadhi

Published by

Shah Lalchand Nandlal Vakil

Secretary, S'rī-Mukti-Kamala-Jaina-Mohana-Mālā, Baroda

First Edition : Copies 600

Vikrama Era 2013 ] Vīra Era 2483 [ A. D 1956

Price Rs. 6/-

Published by
Shah Lalchand Nandlal Vakil,
Secretary,
Śrī-Mukti-Kamala-Jaina-Mohana-Mālā
Manchhasadan, Kothipole, Raopura, BARODA

*



Scholars who are furnished with a complimentry copy of this book for favour of their esteemed opinion or review, are requested to communicate their opinion or review as the case may be to Prof. Hiralal R. Kapadia M A

*

Printed by
Nathalal O. Shah.
Anand Sagar Press, NAVSARI

# પ્રકાશકીય નિવેદન

"શ્રીમુક્તિ-કમલ-જૈન-મોહન-માલા"ની સ્થાપના શાસનપ્રભાવક વ્યાખ્યાનવિશારદ શુદ્ધ પ્રરૂપક અનુયોગાચાર્ય પંન્યાસ [1]શ્રીમોહન-વિજયજી ગણિવર્યના સદુપદેશથી વિ. સં. ૧૯૭૪માં થઇ હતી. એના ઉત્કર્ષ માટે અમને એમના પટ્ટધર સચ્ચારિત્રચૂડામણિ પરમ કૃપાળુ પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમાન્ વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજ, તેમના પટ્ટધર પ્રવચનપ્રભાવક આચાર્ય શ્રીવિજયધર્મસૂરિજી મ૦ તેમના શિષ્યરત્ન સાહિત્યપ્રેમી મુનિપ્રવર શ્રીયશોવિજયજી મ૦ વગેરે તરફથી ઉત્તરોત્તર સહકાર મળતો રહ્યો છે. એના પ્રતાપે અત્યાર સુધીમાં આ માલામાં નાનમોટાં અને ખાસ કરીને ધાર્મિક સાહિત્યને લગતાં ૫૭ પુષ્પો પ્રકાશિત થયાં છે. એની સૂચી અંતમાં અમે આપી છે. આજે ૫૮મા પુષ્પ તરીકે **જૈન સંસ્કૃત સાહિત્યનો** ઇતિહાસના પ્રથમ ખંડને પ્રસિદ્ધ કરતાં અમને અતિશય આનંદ થાય છે, કેમકે એ અમારી માલામાં નવ્ય, ભવ્ય અને નોંધપાત્ર ભાત પાડે છે.

અત્યાર સુધીમાં જૈનોને હાથે વિવિધ વિષયોને અંગે સંસ્કૃતમાં રચાયેલા સાહિત્યના વિસ્તૃત અને વ્યવસ્થિત ઇતિહાસની ન્યૂનતા જણાયાથી અને "જૈનોને હાથે પ્રાકૃત સાહિત્ય જેટલાં પ્રમાણમાં રચાયું છે તેના પ્રમાણમાં સંસ્કૃત સાહિત્ય તેમના હાથે અલ્પ પ્રમાણમાં રચાયું છે. અને જે સંસ્કૃત સાહિત્ય રચાયું છે તે પણ પ્રાયઃ તો દાર્શનિક કે આગમિક જ રચાયું છે પણ સાર્વજનીન નહિ" એ જાતની જે ભ્રાન્તિ આજે પણ

[1] એમને વિ. સં. ૧૯૮૦મા 'આચાર્ય' પદવી અપાઇ હતી.

કેટલાક અજૈન વિદ્વાનો સેવતા જોવાય છે તેના નિરસનાર્થે અમે આ જાતનો ઇતિહાસ તૈયાર કરાવવાનો વિચાર કર્યો. એવામા મુનિરાજ શ્રીયશોવિજયજી મહારાજની પ્રેરણા થતા આ મહાકાય ઇતિહાસ તૈયાર કરવાનું કાર્ય વિ સં. ૨૦૦૮ના શ્રાવણ વદ પડવા (તા ૬-૮-'૫૨)-ને દિવસે વડોદરામાં પ્રોફેસર હીરાલાલ રસિકદાસ કાપડિયાને સોંપવામાં આવ્યું. એમણે આ ઇતિહાસ દોઢેક વર્ષમાં તૈયાર કરી આપ્યો હતો, પરંતુ કેટલાક અનિવાર્ય સંયોગોને લઇને અમારાથી એના તત્કાલ પ્રકાશન માટે પ્રબંધ થઈ શક્યો નહિ. કાલાંતરે પૂજ્ય આચાર્ય શ્રીવિજયધર્મસૂરિજી મહારાજના ૨૦૧૧ના નવસારીના ચાતુર્માસ દરમ્યાન તેમના સદુપદેશથી નવસારીના શ્રીજૈન સંઘ વગેરે તરફથી આર્થિક સહાય મળતાં આ ગ્રન્થના પ્રકાશનનો પ્રારંભ કરી તેના મુદ્રણનું કાર્ય "આનંદસાગર મુદ્રણાલય" (નવસારી)ને સોંપવામાં આવ્યું. થોડાંક પૃષ્ઠો છપાયાં બાદ એક હપ્તે સમગ્ર ગ્રન્થ પ્રકાશિત કરવાનું અશક્ય જણાતાં અમે અત્યારે સમગ્ર ગ્રન્થ પ્રસિદ્ધ નહિ કરતાં એનો પ્રથમ ખંડ નામે "સાર્વજનીન સાહિત્ય" પ્રસિદ્ધ કરીએ છીએ. સમગ્ર ગ્રન્થના પ્રકાશન માટે તો હજુ સમય લાગે તેમ છે. આ ગ્રન્થનું પ્રકાશન ત્રણ હપ્તે થનાર છે. તેમાં પ્રથમ હપ્તા તરીકે આ પ્રથમ ખંડ છે. એમાં સર્વ જનોને ઉપયોગી વ્યાકરણ, કોશ વગેરેને લગતા ગ્રન્થોનો—લાક્ષણિક સાહિત્યનો યથાશક્ય પરિચય અપાયો છે. દ્વિતીય ખંડ "ધાર્મિક સાહિત્ય" અંગેનો છે. એના બે વિભાગ યોજવામાં આવ્યા છે: (૧) લલિત સાહિત્ય અને (૨) દાર્શનિક આદિ સાહિત્ય.

સંપાદનની અદ્યતન પ્રણાલિકા અનુસાર આ ગ્રન્થ પ્રકાશિત થાય એ હેતુથી અમે અંતમાં ગ્રન્થકારોનાં અને ગ્રન્થોનાં નામો વગેરેને લગતાં ત્રણ પરિશિષ્ટો આ ગ્રન્થના પ્રણેતા પ્રો. કાપડિયા પાસે તૈયાર કરાવ્યા છે. આશા છે કે વિદ્વદ્જનોને પણ આ પ્રકાશન ઉપયોગી થઈ પડશે.

આ ઇતિહાસના પ્રણેતા વિષે "ગ્રન્થ અને ગ્રન્થકાર" (પુસ્તક ૬)માં, "શ્રીફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક" (પુસ્તક ૫માં) અને ખાસ કરીને "મુંબઈ સમાચાર" (સાપ્તાહિક)ના તા. ૧૫-૧-'૫૧ના અંકમાં પ્રસિદ્ધ થયેલા લેખ નામે "યાદગાર માનવી" (ગુજરાતના એક મહાન પંડિતજીના જીવન પર અને સિદ્ધિઓ પર દૃષ્ટિપાત)માં માહિતી અપાયેલી હોવાથી અમે અહીં એટલો જ નિર્દેશ કરીશું કે તેઓ સુરતના વતની છે, જ્ઞાતિએ વણિક છે અને ધર્મે જૈન છે. તેમણે મુખ્યતયા પ્રૌઢ અને પ્રાચીન જૈન ગ્રન્થોનું સંપાદન કર્યું છે અને એ પૈકી કેટલાક સંસ્કૃત અને પ્રાકૃત ગ્રન્થોના ગુજરાતી કે અંગ્રેજી અથવા એ બન્ને ભાષામાં અનુવાદ વગેરે કર્યા છે. વળી એમણે કેટલાંક સ્વતંત્ર પુસ્તકો પણ રચ્યાં છે (જુઓ પૃ. ૧૦-૧૨). આ ઉપરાંત એમણે સંસ્કૃત તેમજ ગુજરાતીમાં પદ્યાત્મક રચના પણ કરેલી છે તેમજ ગુજરાતી અને અંગ્રેજીમાં આશરે અઢીસો લેખો પણ લખ્યા છે અને લગભગ એટલા અપ્રકાશિત છે. પોતાની ઉત્તરાવસ્થાને કારણે શારીરિક સંપત્તિની અનુકૂળતા જોઈએ તેવી નહિ હોવા છતાં અને વિશેષમાં આવા ઇતિહાસ માટે મુદ્રિત તેમજ અમુદ્રિત સાધનો જ્યારે જેટલા પ્રમાણમાં જોઈએ ત્યારે યથેષ્ટ રીતે ન મળવા છતાં એઓએ જે આ ભગીરથ પ્રયાસ એકલે હાથે કર્યો છે એ બદલ અમે એમને અભિનન્દન આપીએ છીએ.

એમણે આ પ્રથમ ખંડમાં અનેક ગ્રન્થો વિષે વિસ્તૃત પરિચય આપ્યો છે એટલું જ નહિ, પણ ઉપોદ્‌ઘાત દ્વારા પણ વિવિધ બાબતો રજૂ કરી છે એટલે એને અંગે અમારે કાંઈ વિશેષ કહેવાનું રહેતું નથી.

આ પ્રથમ ખંડનું મુદ્રણ થતી વેળાએ એને સાદ્યન્ત તપાસવાનું કાર્ય વ્યાકરણ-સાહિત્ય-ન્યાય-તીર્થ શતાવધાની મુનિશ્રી જયાનંદવિજયજી મહારાજના શિષ્યરત્ન વ્યાકરણ-સાહિત્ય-તીર્થ મુનિશ્રી સૂર્યોદયવિજયજી મહારાજને સોંપવામાં આવ્યું હતું. એમણે મુખ્યતયા વ્યાકરણના વિભાગ

પરત્વે પરામર્શ કરી જે અગત્યની વિવિધ [1]સૂચનાઓ કરીને તેમજ આ પ્રથમ ખંડનાં વચગાળાનાં મુદ્રણપત્રો (proofs)ના સંશોધનનું કાર્ય કરીને અમને ઉપકૃત કરેલ છે તેની અમે અહીં સાભાર નોંધ લઇએ છીએ.

અંતમાં સહૃદય સાક્ષરોને અમારી એ નમ્ર વિજ્ઞપ્તિ છે કે આ પ્રથમ ખંડમા જે કાંઇ ક્ષતિ તેમને જણાય તે તેઓ સહૃદય ભાવે પ્રો. કાપડિયાને સપ્રમાણ સુચવવા કૃપા કરે જેથી એ બાબતમાં અગાઉ ઉપર ઘટતું કરી શકાય.

આ પ્રથમ ખંડને યોગ્ય આવકાર મળતાં એના વેચાણથી જે આવક થશે એનો ઉપયોગ બાકીના વિભાગોના પ્રકાશનાર્થે કરવામાં આવનાર છે. બાકીના વિભાગોનું પ્રકાશન પણ જલદી કરવાની અમારી તીવ્ર ભાવના છે.

મંછાસદન, કોઠીપોળ, રાવપુરા,
વડોદરા.
વિજયાદશમી
વિ. સં. ૨૦૧૨

કાર્યાધિકારી
શાહ લાલચંદ નંદલાલ વકીલ

૧ અમે આને આ ગ્રંથમાં આગળ ઉપર સ્થાન આપ્યું છે.

પ્રથમ ખંડના

# આર્થિક સહાયકો

| રૂપિયા | | |
|---|---|---|
| ૫૦૧ | શ્રીજૈન સંઘ, | નવસારી |
| ૧૦૧ | ડભોઈવાળાં બહેનો (નવસારીમાં કરેલી ઉપધાનની આરાધનાને નિમિત્તે), | ડભોઇ |
| ૧૦૧ | શ્રીમતી ચંપાબહેન ગિરધરલાલ, શાહપુર, કુવાવાળી પોળ, | અમદાવાદ |
| ૧૦૧ | શેઠ પુંજાભાઈ નગીનદાસ, હા. ભૂરીબહેન | અમદાવાદ |
| ૧૦૧ | શેઠ વીરચંદભાઈ મોતીચંદ, | જલાલપુર |
| ૧૦૧ | શેઠ ટોકરશી દેવશી જામનગરવાલા, હા. સમરતબહેન, | મુંબઇ |
| ૫૧ | શેઠ ચુનીલાલ જગજીવનદાસ વીમાવાલા, | નવસારી |
| ૫૧ | શેઠ ગાંડાભાઈ તલકચંદ, | ,, |
| ૫૧ | શેઠ મધુભાઈ ચીમનલાલ તપખીરવાલા, | ,, |
| ૫૧ | શેઠ લલ્લુભાઈ જીવણજી, | ,, |
| ૫૧ | શેઠ કેશુરભાઈ રામાજી, | ,, |
| ૫૧ | શેઠ નગીનદાસ ઝવેરચંદ, રાયચંદ રોડ, | ,, |
| ૫૧ | શેઠ વસંતલાલ મગનલાલ<br>શેઠ મણિલાલ મગનલાલ | મુંબઇ |
| ૫૦ | શેઠ સાકરચંદ ગોવિંદજી, | મીયા- માગરોલ |
| ૩૧ | શેઠ નગીનદાસ પ્રેમચંદ, | આમધરા |
| ૨૫ | માસ્તર સોભાગચંદ ગિરધરલાલ, શાહપુર, દરવાજાનો ખાંચો, | અમદાવાદ |
| ૨૫ | શેઠ ફકીરચંદ ડાહ્યાભાઈ, | નવસારી |
| ૧૪૯૪ | | |

## પ્રો. હીરાલાલ ર. કાપડિયાની કૃતિઓ

## (BY THE SAME AUTHOR)

### (૧) સ્વરચિત અને સંપાદિત (૨૧)

આર્હત જીવન જ્યોતિ (કિરણાવલી [1]૧–૬) (૧૯૩૪, '૩૫, '૩૫, '૩૬,
'૩૭ અને '૪૧)

પતંગપુરાણ યાને કનકવાની કથની (૧૯૩૮)

પતંગપોથી (૧૯૩૯)

આર્હત આગમોનું અવલોકન યાને તત્ત્વરસિકચન્દ્રિકા (ભાગ ૧) (૧૯૩૯)

આગમોનું દિગ્દર્શન (૧૯૪૮)

પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય (૧૯૫૦)

પિસ્તાલીસ આગમ (૧૯૫૪)

Descriptive Catalogue of the Government Collections of Manuscripts (Vol. XVII, pts. 1–5 and Vol. XVIII, pt 1) (1935, '36, '40, '48, '54 and '52)

A History of the Canonical Literature of the Jainas (1941)

The Student's English Pāiya Dictionary (1941)

The Jaina Religion and Literature (Vol. I) (1944)

### (૨) અનુવાદિત અને સંપાદિત (૧૫)

[2]ન્યાયકુસુમાંજલિ (૧૯૨૨)

શૃંગારવૈરાગ્યતરંગિણી (૧૯૨૩)

---

૧ પહેલી કિરણાવલીનું દ્વિતીય સંસ્કરણ ઇ સ ૧૯૪૦માં પ્રકાશિત કરાયું છે.

૨ આનો ગુજરાતી ઉપરાંત અંગ્રેજીમાં પણ અનુવાદ કરાયો છે.

સ્તુતિચતુર્વિંશતિકા (સચિત્ર) (૧૯૨૬)
ચતુર્વિંશતિકા (સચિત્ર) (૧૯૨૬)
ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ (ભાગ ૧-૨) (૧૯૨૬ અને ૧૯૨૭)
ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ (સચિત્ર) (૧૯૨૭)
તત્ત્વાર્થસૂત્ર (૧૯૨૮)
વૈરાગ્યરસમંજરી (૧૯૩૦)
[1]જૈનતત્ત્વપ્રદીપ (૧૯૩૨)
[2]ભક્તામર-કલ્યાણમન્દિર-નમિઊણ-સ્તોત્રત્રય (સટીક) (૧૯૩૩)
ઋષભપંચાશિકા (ઉસભપંચાસિયા) અને વીરસ્તુતિયુગલરૂપ કૃતિકલાપ (૧૯૩૩)
ચતુર્વિંશતિપ્રબન્ધ (૧૯૩૪)
[3]ગણહરવાય (ગા. ૧૫૪૯-૧૬૧૯) (૧૯૪૨)
કંસવહ (પદ્યાત્મક) (૧૯૪૪)

## (૩) સંશોધિત અને સંપાદિત (૧૩)

તત્ત્વાર્થાધિગમસૂત્ર સ્વોપજ્ઞ ભાષ્ય અને સિદ્ધસેનીય ટીકા સહિત (ભા ૧-૨) (૧૯૨૬ અને ૧૯૩૦)
શોભનસ્તુતિ વિવિધ ટીકાઓ સહિત (સચિત્ર) (૧૯૩૦)
પદ્માનન્દ-મહાકાવ્ય (૧૯૩૨)
ચતુર્વિંશતિપ્રબન્ધ (૧૯૩૨)
પ્રિયંકરનૃપકથા (૧૯૩૨)
જૈનધર્મવરસ્તોત્ર (૧૯૩૩)

૧ આના મારા વિસ્તૃત વિવેચનનું નામ આર્હત-દર્શન-દીપિકા છે
૨ આ ત્રણ સ્તોત્રોનો અંગ્રેજીમા અનુવાદ કરાયો છે
૩ આનો સ્પષ્ટીકરણપૂર્વક કેવળ અંગ્રેજીમાં અનુવાદ કરાયો છે.

અનેકાર્થરત્નમંજૂષા (૧૯૩૩)
ગણિતતિલક (૧૯૩૭)
અનેકાન્તજયપતાકા (સટીક) (ભા ૧–૨) (૧૯૪૦ અને ૧૯૪૭)
નવતત્ત્વસંગ્રહ (હિન્દી) (૧૯૩૧)
The Doctrine of Karman in Jain Philosophy (૧૯૪૨)

(૪) અપ્રકાશિત (૨૪)

આર્હત જીવન જ્યોતિ (કિરણાવલી ૭–૧૧)
જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ[1] (વિભાગ [2]૨–૩)
ગણધરવાદ યાને સત્યાર્થીની શંકાઓ અને તેનું સમાધાન
English Translation of Jaina Dars'ana
English Translation of Jainatattvādars'a (Hindi) (Part I)
Descriptive Catalogue of the Government Collections of Manuscripts (Vol. XVIII, pts. 2-5, Vol. XIX, pts [2]1-2 & Vol. XX, pts. 1-4)
A History of the Non-canonical Literature of the Jainas (Vols. I–II)
A Life-sketch of Lord Mahāvīra
The Jaina Religion and Literature (Vol. II)[3]

(૫) તૈયાર કરાતી (૧)

યશોદોહન (ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાય શ્રીયશોવિજયગણિનાં જીવન અને કવન)

૧ દ્વિતીય વિભાગ છપાય છે. ૨ આ છપાય છે.
૩ આ ઉપરાંતના ગ્રંથોની સૂચી તેમજ પ્રકાશિત અને અપ્રકાશિત લેખો પૈકી કેટલાકની સૂચી પા૦ ભા૦ સા૦માં અપાઈ છે

# ઉપોદ્‌ઘાત

ઉપોદ્‌ઘાત, પ્રસ્તાવના અને ભૂમિકા એ સામાન્ય રીતે પર્યાયવાચક શબ્દો ગણાય છે. તેમ છતાં 'ઉપોદ્‌ઘાત' એ વધારે ગૌરવશાળી શબ્દ ગણાય છે. એને માટે અંગ્રેજીમાં ઇન્ટ્રોડક્શન (introduction) શબ્દ વપરાય છે.

'ઉપોદ્‌ઘાત' એ ગ્રંથનું મહત્ત્વનું અંગ છે આના સમર્થનાર્થે એટલું જ કહેવું બસ થશે કે નિર્યુક્તિકાર ભદ્રબાહુસ્વામીએ જે આવસ્સયની નિજ્જુત્તિ રચી છે તેનો પ્રારંભ એના અંશરૂપ ઉવગ્ઘાય-નિજ્જુત્તિ (ઉપોદ્‌ઘાત-નિર્યુક્તિ)થી કરાયો છે.

'ઉપોદ્‌ઘાત' એ ગ્રંથના પ્રવેશ-દ્વારની ગરજ સારે છે અને સાથે સાથે એના હાર્દ ઉપર પ્રકાશ પાડે છે—એના નિષ્કર્ષની રજૂઆત કરે છે. આ બાબતોને લક્ષ્યમાં રાખી હું અહીં ઉપોદ્‌ઘાત લખું છું. સૌથી પ્રથમ હું એને બે વિભાગોમાં વિભક્ત કરું છું (૧) નિવેદન અને (૨) મૂલ્યાંકન. નિવેદન દ્વારા મેં કઈ પરિસ્થિતિમાં આ પુસ્તક રચવાનું માથે લીધું—એને અંગે મારી શી તૈયારી હતી તેમજ આ પુસ્તકની રચના મેં કઈ પદ્ધતિએ કરી છે એ બે મુખ્ય બાબતો હું વિચારવા ઇચ્છું છું. તેમ કર્યા પછી 'મૂલ્યાંકન' રૂપ બીજા વિભાગમાં હું ચાર બાબત વિચારીશઃ—

(૧) જૈન સંસ્કૃત સાહિત્યમાં શ્રમણવર્ગ અને શ્રાવક-વર્ગમાંથી કોનો કેવો અને કેટલો ફાળો છે?

(૨) જૈન સંસ્કૃત સાહિત્યનો યુગદીઠ ફાલ શો છે?

(૩) એ સાહિત્યનાં વિવિધ અંગોનો વિકાસક્રમ કેવો છે?

(૪) એનો નિષ્કર્ષ કેવો છે?

## (અ) નિવેદન

ઉત્થાનિકા— આ પૃથ્વી ઉપરના સમસ્ત જીવોમાં મનુષ્યો એની વાણી અને વિચારશક્તિને લઇને અગ્ર સ્થાન ભોગવે છે. આ બે અમૂલ્ય સાધનોના સદુપયોગ દ્વારા એ સમગ્ર વિશ્વનુ કલ્યાણ કરી શકે એવુ એનામાં સામર્થ્ય છે, પરંતુ એના આવિર્ભાવમા બાહ્ય પરિસ્થિતિની અનુકૂળતા પણ જેવો તેવો ભાગ ભજવતી નથી.

સુયોગ— સામાન્ય મનુષ્યોનો વિચાર કરીશું તો જણાશે કે એની શક્તિનો વિકાસ એની ઐચ્છિક પ્રવૃત્તિને પલ્લવિત, પુષ્પિત અને ફલિત કરવા માટે કેવું સ્થાન મળે છે તે ઉપર આધાર રાખે છે. સૌ કોઇને સર્વદા આંતરિક યોગ્યતા અને માનસિક વલણ અનુસાર જ કાર્યો કરવાના મળે એવો સુયોગ સાંપડવો મહામુશ્કેલ છે. સદ્ભાગ્યે મારા જીવનના એક ક્ષેત્રમાં તો મને આ જાતનો સુયોગ ઓછેવત્તે અંશે પણ પ્રાપ્ત થયો છે.

ઐચ્છિક વિષય તરીકે 'ગણિત' પસંદ કરી બી. એ.ની પરીક્ષામાં અને આગળ જતાં એમ. એ. માટે પણ એ જ વિષય ચાલુ રાખી એ પરીક્ષામાં પણ હું ઉત્તીર્ણ થયો. પરીક્ષાની દૃષ્ટિએ તો ગણિતના અભ્યાસની આ પૂર્ણાહુતિ ગણાય. મારું ગણિતનું જ્ઞાન કટાઇ ન જાય એટલું જ નહિ પણ એમાં હું ઉત્તરોત્તર વૃદ્ધિ કરી શકું એવો સુયોગ પણ મને એમ. એ.ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા બાદ તરત જ સને ૧૯૧૮માં ગણિતના અધ્યાપક તરીકે મુંબઇની વિલ્સન કૉલેજમાં મારી નિમણુંક થવાથી મળ્યો.

અભ્યાસ— ગણિતશાસ્ત્ર એ વિચારશક્તિને વ્યવસ્થિત, વિકસિત અને કેન્દ્રિત કરવામાં સબળ ફાળો આપે છે. આથી ગણિતજ્ઞને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં વિહરવુ સુગમ થઇ પડે છે. ગમે તેમ પણ મને તો આ ક્ષેત્રે

પણ પ્રથમથી જ આકર્ષ્યો છે, એને લઈને 'શાસ્ત્રવિશારદ' જૈનાચાર્ય સ્વ. વિજયધર્મસૂરિજીનું મુંબઈમાં ચાતુર્માસ થતાં એમના વિદ્વાન શિષ્યોના — ખાસ કરીને 'ન્યાયતીર્થ' 'ન્યાયવિશારદ' ઉપાધ્યાય સ્વ. મંગળવિજયજી અને 'ન્યાયવિશારદ' 'ન્યાયતીર્થ' મુનિરાજશ્રી ન્યાયવિજયજીના જ્ઞાનનો આ દિશામાં મેં લાભ લીધો. એથી હું તત્ત્વજ્ઞાન અને સાહિત્યના વિશિષ્ટ અને સમુચિત અભ્યાસ માટે શ્રીગણેશ માંડી શક્યો.

સને ૧૯૨૩માં "મુંબઈ વિદ્યાપીઠ" તરફથી ગણિતશાસ્ત્રને અંગે સંશોધનદાન (research grant) મળતાં જૈન આગમો વિચારવાની મને અમૂલ્ય તક મળી. સાથે સાથે એ અરસામાં ઉપર્યુક્ત ન્યાયવિજયજીની ન્યાયકુસુમાંજલિના અંગ્રેજી અને ગુજરાતી અનુવાદો તેમજ સ્પષ્ટીકરણો તૈયાર કરવાનો લાભ મળતાં હું કલમ પકડતાં શીખ્યો.

યોગ્યતા—મારા અભ્યાસને દૃઢીભૂત કરવા માટે અને એનો યથેષ્ટ વિકાસ સાધવા માટે મેં એક પછી એક નાની મોટી કૃતિઓ તૈયાર કરવા માંડી. તેમ થતાં જૈન સાહિત્યથી ધીમે ધીમે વધારે ને વધારે પરિચિત બનતો ગયો. અનેકવિધ ભાષાઓમાં રચાયેલા આ વિશાળ ક્ષેત્રને પહોંચી વળવા માટે મારામાં બળ હતું નહિ, પરંતુ મારી પરિસ્થિતિએ મને પુણ્યપત્તન (પૂના)ના "ભાંડારકર પ્રાચ્ય-વિદ્યા-સંશોધન-મંદિર" દ્વારા મુંબઈ સરકારની માલિકીની પાંચેક હજાર જૈન હસ્તલિખિત પ્રતિઓનું વિસ્તૃત અને વર્ણનાત્મક સૂચીપત્ર તૈયાર કરવા જેવું ભગીરથ કાર્ય ઉપાડવા પ્રેર્યો. આનું પરિણામ એ આવ્યું કે હું જૈન સાહિત્યના ઇતિહાસની આછી રૂપરેખા આલેખવા જેટલી શક્તિ મેળવી શક્યો. તેમ થતાં મેં જૈન સાહિત્યને 'આગમિક' અને 'અનાગમિક' એમ બે વર્ગમાં વિભક્ત કરી પ્રથમ વર્ગને અનુલક્ષીને એનો ઇતિહાસ અંગ્રેજીમાં આલેખ્યો, અને "મુંબઈ વિદ્યાપીઠ" તરફથી પ્રકાશન-દાન (publication grant) મળતાં એ સને ૧૯૪૧માં મે પ્રસિદ્ધ પણ કર્યો. આ કાર્ય થતું હતું

તે દરમ્યાન અનાગમિક સાહિત્યનો પણ અંગ્રેજીમાં ઇતિહાસ રચવા માટેની સામગ્રી હું તૈયાર કરતો ગયો. આ ઇતિહાસનું કાર્ય તો આજે કેટલાયે વર્ષો થયાં પૂરું થયું છે, પરંતુ એના પ્રકાશન-ખર્ચને પહોંચી વળવા જેવી મારી આર્થિક પરિસ્થિતિ નહિ હોવાથી એ આજે તો અપ્રકાશિત છે. આ કાર્ય ઉપાડી લેવા માટે મેં વિવિધ સંસ્થાઓને પત્રો લખ્યા તેમજ જૈન કોમને ઉદ્દેશીને [1]લેખ પણ લખ્યો, પરંતુ અત્યાર સુધી તો એના પ્રકાશન માટે કશો પ્રબંધ થયો નથી. એથી મને સ્વાભાવિક રીતે થોડોક તો ખેદ થાય જ ને? વિશેષ ખેદ તો એ થાય છે કે મુંબઈ વિદ્યાપીઠે આ પુસ્તક અંગે પ્રકાશન-દાન આપવાની બબ્બે વાર ઇચ્છા દર્શાવી, છતાં તેનો હું લાભ લઇ શક્યો નથી.

અનાગમિક સાહિત્યના ઇતિહાસ માટે મેં લીધેલો પરિશ્રમ સર્વથા નિષ્ફળ ગયો નથી એ આનંદની વાત છે, કેમકે એમાં પીરસેલી સામગ્રીનો થોડોક ઉપયોગ [2]પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય નામના મારા પુસ્તકમાં તેમજ આ પ્રસ્તુત પુસ્તકમાં પણ કરી શક્યો છું. એવી રીતે [3]આગમોનું દિગ્દર્શન નામનું મારું પુસ્તક પણ મને પ્રસ્તુત પુસ્તક લખવામાં અંશતઃ ઉપયોગી નીવડયું છે.

**'પાઇય'ના અર્થની વ્યાપકતા—** જૈન સાહિત્યના પાઇય, સંસ્કૃત અને દ્રાવિડ એમ ભાષાદૃષ્ટિએ મુખ્ય ત્રણ ખંડો પડે છે. 'પાઇય'નો અર્થ વ્યાપક સ્વરૂપે વિચારાય તો એ ભાષાથી મરહટ્ઠી (માહારાષ્ટ્રી), સોરસેણી (શૌરસેની), માગહી (માગધી), પેસાઈ (પૈશાચી), અને ચૂલિયાપેસાઈ (ચૂલિકા-પૈશાચી) એ પાંચ જ કે એ ઉપરાંત અવહટ્ઠ (અપભ્રંષ્ટ) નામની છઠ્ઠી

૧ આનું નામ "અનાગમિક સાહિત્યનો ઇતિહાસ" છે એ લેખ "આત્માનંદ પ્રકાશ" (પુ ૪૭, અં ૧૦)માં પ્રસિદ્ધ કરાયો છે.

૨ આના પ્રકાશનનો તમામ ખર્ચ મેં પૂરો પાડયો છે, જોકે પ્રકાશક તરીકે મારું નામ નથી.

૩ આના પ્રકાશનનો સંપૂર્ણ ખર્ચ મેં પૂરો પાડયો છે.

ભાષા કે પાલિ સુદ્ધાં સમજવાની છે એમ નહિ, પરંતુ આપણા દેશની વિવિધ પ્રાદેશિક ભાષાઓ સુધી એના ક્ષેત્રનો વિસ્તાર છે.

પાલિ અને પ્રાદેશિક ભાષાઓને બાદ કરતા અન્ય ભાષાઓમાં રચાયેલી કૃતિઓ વિષે મેં ઉપર્યુક્ત બે પુસ્તકમા વિચાર કર્યો છે અને એ દ્વારા [4]અદ્ધમાગહી (અર્ધમાગધી) વગેરે પાઇય ભાષામાં રચાયેલા સાહિત્ય પૂરતો સામાન્ય પરિચય તો હુ જગત્ સમક્ષ રજૂ કરી શક્યો છું. આમ મેં પ્રથમ ખંડ માટે નમ્ર પ્રયાસ કર્યો છે.

બીજો ખંડ એટલે જૈન ગ્રંથકારોએ સંસ્કૃત ભાષામા સર્જેલું વિવિધ અને વિપુલ સાહિત્ય. આનો પરિચય થોડેઘણે અ શે પણ આ પુસ્તક પૂરો પાડે છે. એ તૈયાર કરવાનું કામ મને "શ્રીમુક્તિ-કમલ-જૈન-મોહન-માલા'ના કાર્યાધિકારી શ્રી. લાલચંદ નંદલાલ વકીલ તરફથી તા. ૬-૮-'૫૨ને રોજ સોંપાયું હતું અને મેં તમામ લખાણ તા. ૧૬-૧૨-'૫૩ને રોજ એમને પહોચતું કર્યું હતુ. ગયે વર્ષે સપ્ટેમ્બર માસમાં એનુ મુદ્રણકાર્ય શરૂ કરાયું હતું.

અભિલાષા— ત્રીજો ખંડ [5]દ્રાવિડ ભાષામાં ગુંથાયેલા સાહિત્યને લગતો છે એટલે એનો ઇતિહાસ તો હુ સ્વતંત્રપણે હાલતુરત આલેખી શકું તેમ નથી. આથી અત્યારે તો મારે પ્રાદેશિક ભાષાઓમા— ખાસ કરીને ગુજરાતીમાં રચાયેલી જૈન કૃતિઓનો વિષયદીઠ ઇતિહાસ તૈયાર કરવાનું કામ બાકી રહે છે. આ માટે ઉપયોગી થઈ પડે એવા મારા કેટલાક લેખો પ્રસિદ્ધ થયા છે અને કેટલાક છપાયા વિનાના મારી પાસે છે. આ તેમજ

---

૪ 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ સિદ્ધહેમચન્દ્ર (અ ૮, પા ૧, સૂ ૩)મા આ ભાષાને 'આર્ષ પ્રાકૃત' કહી છે

૫ દ્રાવિડથી કાનડી, તામિલ તેલુગુ અને મલયાલમ એ ચાર ભાષા ગણાવાય છે. પ્રો. એ. ચક્રવર્તીએ "Jaina Literature in Tamil' નામનો નિબંધ લખ્યો છે અને એ 'જૈન સિદ્ધાન્ત ભવન" તરફથી આરાથી ઇ સ. ૧૯૪૩મા છપાવાયો છે.

બીજી આવશ્યક સામગ્રી એકત્રિત થતાં આ ઇતિહાસનુ કાર્ય પણ કરી શકાય. જો આ સંસ્થા કે અન્ય કોઈ એના પ્રકાશનાર્થે પ્રબંધ કરવા તૈયાર થશે તો એ હું સાનંદ હાથ ધરીશ.

યોજના—પ્રસ્તુત પુસ્તક મેં બે ખંડમા વિભક્ત કર્યું છે અને એનાં ૬"સાર્વજનીન સાહિત્ય" અને "ધાર્મિક સાહિત્ય" એવાં નામ અનુક્રમે યોજ્યાં છે. 'સાર્વજનીન' શબ્દ જ સૂચવે છે તેમ આ ખંડમાં રજૂ કરાયેલા વિષયો સૌ કોઇને માટેના છે તેમજ સૌ કોઇને ઉપયોગી થાય તેવા છે એમાં સાંપ્રદાયિકતાને માટે અવકાશ નથી. આમ એ બિનસાંપ્રદાયિક (secular) છે; બાકી એ વાત તો સાચી છે કે લેખકની પોતાની ધાર્મિક માન્યતાઓનું આછુ પ્રતિબિમ્બ તો કોઈ પણ કૃતિમાં પ્રકટ કે પ્રચ્છન્ન સ્વરૂપે પ્રાયઃ પડે જ

સાર્વજનીન સાહિત્ય એ સર્વદેશીય સાહિત્ય છે અને એમ હોવાથી એમાં નીચે મુજબનાં શાસ્ત્રોને મે સ્થાન આપ્યું છેઃ—

વ્યાકરણ, કોશ, છંદઃશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર (કાવ્યશાસ્ત્ર), નાટ્યશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર, કામશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, નિમિત્તશાસ્ત્ર, સ્થાપત્ય, મુદ્રાશાસ્ત્ર, વૈદ્યક, પાકશાસ્ત્ર, વિજ્ઞાન અને નીતિશાસ્ત્ર.

આ બધાં શાસ્ત્રો લાક્ષણિક સાહિત્યનાં અંગો ગણાય છે. એને અંગ્રેજીમા "Technical Sciences" કહે છે.

સમગ્ર સાહિત્યમાંથી સાર્વજનીન સાહિત્ય બાદ કરતાં બાકી જે રહે તેને મેં અસાર્વજનીન કે એકદેશીય કે સાંપ્રદાયિક ન કહેતાં 'ધાર્મિક' કહ્યું છે 'સાંપ્રદાયિક' એવો પ્રયોગ ખોટો નથી, પણ કેટલાકને એમાં

૬ 'સાર્વજનીન'નો અર્થ સર્વ જનોને હિતકારી એવો પણ થાય છે પણ એ અર્થ અહીં સર્વાંશે અભિપ્રેત નથી. અહીં તો સાર્વજનિક એ અર્થમા મે આનો પ્રયોગ વિશેષતઃ કર્યો છે.

અન્ય પ્રકારની ગંધ આવે છે એથી મેં એ જતો કર્યો છે. ધાર્મિક સાહિત્યમાં પ્રાયઃ વિષયની મહત્તાની અપેક્ષાએ એમાં એના લેખકની ધર્મભાવનાનું વર્ચસ્વ વિશેષ હોય છે. એ લેખકને જે ધર્મ પ્રિય છે—આત્મોન્નતિ માટે એને જે માર્ગનુ દર્શન કરાવવું ઉચિત જણાયું છે તે માર્ગને સચોટ રીતે રજૂ કરવાની એની પ્રબળ વૃત્તિ હોય છે. આમ એ સાહિત્ય ધાર્મિક છે એટલે એ સર્વદેશીય નહિ પણ એકદેશીય છે અને સાંપ્રદાયિક છે, કેમકે ભિન્ન વાતાવરણમાં ઉછરેલા અને અન્ય માર્ગે મુક્તિ મેળવવાનો મનોરથ સેવનારને જૈન માર્ગ રુચિકર ન જણાય તો તેમાં નવાઇ નહિ.

આ "ધાર્મિક સાહિત્ય" નામના દ્વિતીય ખંડના મેં ચાર *ઉપખંડ પાડ્યા છેઃ (૧) લલિત સાહિત્ય (belles-lettres), (૨) દાર્શનિક સાહિત્ય, (૩) અનુષ્ઠાનાત્મક સાહિત્ય અને (૪) અવશિષ્ટ સાહિત્ય. અન્ય રીતે વિચારતાં સમગ્ર "ધાર્મિક સાહિત્ય"ના નવ વર્ગો પાડી શકાયઃ—

(૧) શ્રવ્ય કાવ્યો, (૨) દૃશ્ય કાવ્યો (નાટકો ઇત્યાદિ), (૩) ઐતિહાસિક સાહિત્ય, (૪) દાર્શનિક સાહિત્ય, (૫) ઔપદેશિક (didactic) સાહિત્ય, (૬) આધ્યાત્મિક સાહિત્ય, (૭) મંત્રશાસ્ત્ર અને કલ્પ, (૮) વિધિવિધાન (ક્રિયાકાંડ) અને (૯) પ્રકીર્ણક.

અહીં 'શ્રવ્ય' કાવ્યોથી જિનચરિત્રો, પુરાણો અને અન્ય મહાકાવ્યો, દ્વયાશ્રય-કાવ્યો, અનેકસંધાન-કાવ્યો, લઘુ-કાવ્યો, ખંડ-કાવ્યો, ચંપૂઓ અને સ્તુતિસ્તોત્રો તેમજ કથાઓ, ચરિત્રો અને પ્રબંધો સમજવાનાં છે.

ઐતિહાસિક સાહિત્યમાં ઐતિહાસિક પ્રબંધો અને વિજ્ઞપ્તિપત્રો ઉપરાંત શિલાલેખો વગેરે ઐતિહાસિક સામગ્રીનો સમાવેશ કરાયો છે.

દાર્શનિક સાહિત્યથી ખાસ કરીને ન્યાય અને તત્ત્વજ્ઞાન (દર્શન-મીમાંસા) એ બે અભિપ્રેત છે.

* વ્યાકરણ ઇત્યાદિ લાક્ષણિક સાહિત્ય ઉત્કીર્ણ સ્વરૂપે જણાતું નથી એથી એના ઉપખંડ પડાયા નથી.

સાહિત્યના (૧) લલિત અને (૨) લલિતેતર એમ પણ બે વિભાગ પડાય છે.[૮] તેમાં 'લલિત' સાહિત્યથી શ્રવ્ય અને દૃશ્ય કાવ્યો, [૯]વાર્તાઓ ઇત્યાદિ સમજવાનાં છે, જ્યારે લલિતેતર સાહિત્યથી ઇતિહાસ, તત્ત્વચિન્તન, બોધપ્રધાન સાહિત્ય, ભાષા–શાસ્ત્ર ઇત્યાદિ સમજવાનાં છે. લલિત સાહિત્યમાં રસ કેન્દ્ર સ્થાને હોય છે અને એ કલ્પના, ઊર્મિ, સૌન્દર્ય ઇત્યાદિ તત્ત્વો વડે શોભે છે.

જૈનોને હાથે સર્જાયેલા સંસ્કૃત સાહિત્યની વિશાળતાનો મને પૂરેપૂરો ખ્યાલ નહિ હોવાથી અને એવો ખ્યાલ આપનારું કોઇ વિશિષ્ટ સાધન પણ નહિ જણાયાથી એક બાજુ આ સાહિત્યના ઇતિહાસનું કલેવર ધાર્યા કરતાં વધારે વધી ગયું એથી અને બીજી બાજુ આ પુસ્તક એક જ હપ્તે અને તે પણ સત્વર પ્રકાશિત કરવાનો પ્રબંધ થઈ શકે તેમ ન હતું એથી પૃ.. ૧–૪૮ છપાઇ જતાં એ ત્રણ હપ્તે પ્રસિદ્ધ કરવાનું નક્કી કરાયું અને એને લઇને "અજૈન કૃતિઓનાં જૈન વિવરણો" નામનું જે અંતિમ પ્રકરણ હતું તેને, ત્રણે પરિશિષ્ટોને તેમજ આ ઉપોદ્ઘાતના ખાસ કરીને મૂલ્યાંકનરૂપ અંશને ત્રણ ભાગોમાં વિભક્ત કરવાની યોજના હાથ ધરાઇ.[૧૦] એ યોજના મુજબ પ્રસ્તુત પુસ્તક ત્રણ વિભાગમાં પ્રસિદ્ધ થનાર છે પ્રથમ વિભાગમા "સાર્વજનીન સાહિત્ય" નામના પ્રથમ ખંડનો સર્વાંશે સમાવેશ કરાયો છે; બીજા વિભાગમાં "ધાર્મિક સાહિત્ય" નામના દ્વિતીય ખંડના પ્રથમ ઉપખંડ નામે 'લલિત સાહિત્ય'ને સ્થાન અપાયું છે; અને ત્રીજા (અંતિમ) વિભાગમાં એ ખંડના બાકીના ઉપખંડોને લગતું નિરૂપણ રજૂ કરાયું છે

૮ આ બે વિભાગ પાડી એના ઉપપ્રકારોની સમજણ શ્રી ઈશ્વરલાલ ર. દવેએ રચેલો અને સને ૧૯૫૨માં પ્રકાશિત થયેલો ગુજરાતી સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ (ભા. ૨, પૃ ૯) પૂરી પાડે છે

૯ આમા કથાઓ, ટૂચકાઓ, નવલિકા, નવલકથા, મહાનવલ ઇત્યાદિનો સમાવેશ કરાય છે.

૧૦ આને લઇને અંતિમ પ્રકરણના નિમ્નલિખિત ત્રણ પ્રકરણો પડાયા છે—

(અ) અજૈન લાક્ષણિક સાહિત્યનાં જૈન સંસ્કૃત વિવરણો
(આ) અજૈન લલિત સાહિત્યનાં જૈન સંસ્કૃત વિવરણો.
(ઇ) અજૈન દાર્શનિક સાહિત્યનાં જૈન સંસ્કૃત વિવરણો

જૈનોના 'શ્વેતાંબર' અને 'દિગંબર' એ બે વિભાગો આજે પણ મોજુદ છે અને સુપ્રસિદ્ધ છે, પરંતુ એક વેળા 'યાપનીય' તરીકે ઓળખાવાતા જૈનો પણ હતા. એ ત્રણેના સાહિત્યનો પૃથક્ પૃથક્ પરિચય ન આપતાં એ ત્રણેના સાહિત્યનો એકસાથે સામટો સૈકાદીઠ મેં વિચાર કર્યો છે. શ્વેતામ્બરોનો, યાપનીયોનો તેમજ દિગંબરોનો ફાળો કેટકેટલો છે એ સહેલાઈથી જુદો જાણી શકાય તે માટે મેં પરિશિષ્ટમાં એ રીતે નોંધ લીધી છે.

જૈનોએ જે જાતજાતના વિષય પરત્વે કૃતિઓ સંસ્કૃત ભાષામાં રચી છે એના મુખ્ય બે વિભાગો પાડી શકાયઃ (૧) મૂળ કૃતિઓ અને (૨) વિવરણાત્મક કૃતિઓ બીજા વિભાગના ચાર પેટાવિભાગો પડાયઃ—

(૧) જૈન સસ્કૃત કૃતિઓ અંગેનાં સંસ્કૃત વિવરણો.
(૨) જૈન પાઇય કૃતિઓ પરત્વેનાં સંસ્કૃત વિવરણો.
(૩) અજૈન સંસ્કૃત કૃતિઓ ઉપરતાં સંસ્કૃત વિવરણો.
(૪) [11]અજૈન પાઇય કૃતિઓ પરત્વેનાં સંસ્કૃત વિવરણો.

આમ એકંદર પાંચ પ્રકારનું જે સંસ્કૃત સાહિત્ય જૈનોએ રચ્યું છે તેને કયા ક્રમે રજૂ કરવું એ પ્રશ્ન મને આ કાર્ય મેં સ્વીકાર્યું તેવામાં મૂંઝવતો હતો. એનું એક કારણ એ હતું કે જે અજૈન કૃતિઓ ઉપર જૈન વિવરણો મળે છે તે મૂળ કૃતિઓનો ખપપૂરતો પરિચય તો જરૂર જ આપવો એવી પ્રકાશક-સંસ્થા તરફથી મુનિશ્રી યશોવિજયજીએ દર્શાવેલી સબળ ઇચ્છાને મારે માન આપવાનું હતું.

ઉપર્યુક્ત પાંચ પ્રકારના સાહિત્ય પૈકી પાઇય કૃતિનાં સંસ્કૃત વિવરણોરૂપ બે પ્રકારને બાજુએ રાખતાં બાકીના ત્રણના ક્રમને અંગે નીચે મુજબના ત્રણ માર્ગ મને સ્ફુર્યા હતાઃ—

૧૧ વિચારો ગઉડવહની હરિપાલકૃત ટીકા અને સંનેહયરાસ નામની મુસ્લિમ કૃતિના વિવરણો.

(૧) સૌથી પ્રથમ જૈન ગ્રંથકારની મૂળ કૃતિનો પરિચય આપી સાથે સાથે જ એ વિષયની જે અજૈન કૃતિને લક્ષીને જે વિવરણાત્મક સાહિત્ય એમણે યોજ્યુ હોય તેનો વિચાર કરવો અને એ રીતે પ્રત્યેક વિષયનું તે ગ્રંથકાર પૂરતું સળંગ વક્તવ્ય રજૂ કરવું.

(૨) પ્રકરણના બે વિભાગો પાડી બીજા વિભાગમાં અજૈન કૃતિના વિવરણાત્મક સાહિત્યનો ઉલ્લેખ કરવો.

(૩) વિવિધ - વિષયોને લગતી જે જે અજૈન કૃતિઓ ઉપર જૈન વિવરણો છે તેનો પુસ્તકના અંતમાં એકસામટો એક સ્વતંત્ર પ્રકરણરૂપે પૂર્વે ચર્ચિલા વિષયના ક્રમે વિચાર કરવો.

અહીં જે ત્રણ માર્ગ સુચવાયા છે તે પૈકી પ્રથમ માર્ગ ગ્રહણ કરાય તો અજૈન કૃતિઓનો સંક્ષિપ્ત પરિચય તે સ્થળે આપવાની વાત તો જતી કરવી પડે; નહિ તો આ પુસ્તકની યોજના પાછળનો આશય યથાયોગ્ય સ્વરૂપે જળવાઇ ન રહે અને જૈનોનો અજૈન કૃતિઓને અંગે જે મહત્ત્વનો ફાળો છે તેનો ભાગ્યે જ ખ્યાલ આવે.

બીજો માર્ગ પસંદ કરાય તો તેમાં બે વાંધા આવે: (૧) કાલક્રમે વિષયની અખંડિતતા જળવાઇ ન રહે અને (૨) જૈનોનો અજૈન કૃતિઓને અંગેના ફાળાનો ખ્યાલ તો આવે પણ એ કટકે કટકે રજૂ થતો હોવાથી એનો એકદમ પરિપૂર્ણ ખ્યાલ ન આવે.

ત્રીજો માર્ગ સ્વીકારવાથી જૈનોનો ફાળો તો સમગ્રપણે જોવા-જાણવાની તક મળે પરંતુ 'જૈન' અને 'અજૈન' એવા સાહિત્ય અંગે પણ ભેદો પડાય તેનું શું એવો પ્રશ્ન કોઇ ઉઠાવે. આનો ઉત્તર એ છે કે એ ભેદો તો સમગ્ર સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ લખનાર ન પાડે તો ભલે ચાલે, પરંતુ પ્રસ્તુત પુસ્તકનું નામ જ અને એનો ઉદ્દેશ કહી આપે છે તેમ એ બે ભેદો તો જૈનોના ફાળાના મૂલ્યાંકન અંગે જરૂરી જ છે

એટલે પાડવા જ પડે. આમ આનું સમાધાન થઈ શકે એટલે પહેલા બે માર્ગ કરતાં આ ત્રીજો માર્ગ સમુચિત જણાય છે.

આમ એક યા બીજી રીતની જે આપત્તિ ત્રણે માર્ગ માટે સૂચવી શકાય તેનો તોડ મે એમ કાઢયો છે કે કોઇ પણ વિષયનો સળંગ પરિચય આપતી વેળા જે અજૈન કૃતિને અંગે વિવરણાત્મક સાહિત્ય હોય તેની તેના પ્રણેતાના ઉલ્લેખ વેળા નોંધ કરવી, પરંતુ મૂળ કૃતિના નામોલ્લેખ ઉપરાંત એ વિષે વિશેષ કશું ત્યાં ન કહેતા અજૈન કૃતિઓનાં જૈન સંસ્કૃત વિવરણોને અગે લખાયેલ સ્વતંત્ર પ્રકરણ જોઈ લેવાની ભલામણ જરૂર જણાય તો ટિપ્પણ દ્વારા કરવી

આ પુસ્તકમાં જે સાહિત્ય રજૂ થયું છે તેની ભાષાના સંસ્કૃત અને પાઇય એ બે ભેદને લઇને વિવરણોના બે પ્રકારો પડે છે: (૧) સંસ્કૃત કૃતિઓનાં સંસ્કૃત વિવરણો અને (૨) પાઇય કૃતિઓના સસ્કૃત વિવરણો આ બંનેનું નિરૂપણ ભેગુ આપવું કે કેમ એ પ્રશ્ન પણ પ્રસ્તુત પુસ્તકની યોજના વિચારતા ઉપસ્થિત થયો હતો. એનો તોડ મે એવો કાઢયો છે કે બંનેને પૃથક્ સ્થાન આપવું જેથી ચન્દ્રર્ષિ અને શીલાકસૂરિ જેવાને એ દ્વારા સ્થાન મળી રહે, કેમકે આ સૂરિઓની એકે સંસ્કૃત સ્વતંત્ર રચના કે સસ્કૃત ગ્રન્થના વિવરણરૂપ રચના હજી સુધી તો મળી આવી નથી આને લઇને "જૈન પાઇય કૃતિઓનાં સંસ્કૃત વિવરણો" એ નામથી મે એક પૃથક્ પ્રકરણ રચ્યુ છે, અને એ વિવરણોનો ઉલ્લેખ પૂર્વેના પ્રકરણોમાં યથાસ્થાન—તે તે પાઇય કૃતિઓના વિવરણકારનો સૈકો વિચારતી વેળા શકય હતું ત્યાં કર્યો છે. જૈનોના સંસ્કૃત વિવરણોથી વિભૂષિત અજૈન પાઇય કૃતિઓ ગણીગાઠી છે, અને તે પણ કાવ્યોને અંગેની જ હોય એમ લાગે છે. આથી એને માટે સ્વતત્ર પ્રકરણ ન યોજતાં મેં "અજૈન 'લલિત' સાહિત્યના જૈન સંસ્કૃત વિવરણો" નામના પ્રકરણમાં એનો સમાવેશ કર્યો છે. સંસ્કૃત કાવ્યોનો વિષય પૂર્ણ થતા એના પછી આને સ્થાન આપ્યું છે.

આ પુસ્તકનો વિષય જૈન સંસ્કૃત સાહિત્ય છે એટલે એમા સમ-સંસ્કૃત કૃતિઓનું નિરૂપણ તો હોય જ અને છે, પરંતુ એવી પણ કેટલીક જૈન કૃતિઓ છે કે જે સંપૂર્ણતયા સંસ્કૃતમાં નથી. આવી કૃતિઓમાં (૧) અર્ધસંસ્કૃત, (૨) સંસ્કૃત વગેરે અનેક (બે કરતાં વધારે) ભાષાઓમાં રચાયેલી કૃતિઓ એટલે કે અનેકભાષાત્મક (poly-glott) કૃતિઓ, (૩) ચુણ્ણિઓ અને (૪) મુખ્યતયા પાઇયમાં રચાયેલી પરંતુ કોઈ કોઈ વાર સંસ્કૃતમાં કંડિકાઓ રજૂ કરતી કૃતિઓનો—ધવલા વગેરેનો સમાવેશ થાય છે. આ ચારે જાતની કૃતિઓ પૈકી છેલ્લી બે જાતની કૃતિઓને મે અહીં સ્થાન આપ્યું નથી, જ્યારે પહેલી બેના વિચાર માટે મે સ્વતત્ર પ્રકરણ ન યોજતા એનો યથાસ્થાન નિર્દેશ કર્યો છે, કેમકે એની સખ્યા અલ્પ છે અને એનો સંબધ કાવ્યો સાથે—મુખ્યતયા સ્તુતિસ્તોત્રો સાથે છે. તેમ છતા આની એક સળંગ નોંધ હોય તો સારુ એમ વિચારી સમસંસ્કૃત, અર્ધસંસ્કૃત અને અનેકભાષાત્મક [૧૨]કૃતિઓની ક્રમવાર સૂચી બીજા વિભાગમાં મેં આપી છે.

લલિત સાહિત્યના નિરૂપણને અંગે મને જે ચાર પ્રશ્નો સ્ફુર્યા હતા અને એનો મેં જે તોડ કાઢ્યો હતો તે બાબતને પ્રસ્તુત પુસ્તક ત્રણ વિભાગમાં પ્રસિદ્ધ કરવાનું નક્કી થતાં મેં અહીંથી જતી કરી દ્વિતીય વિભાગના ઉપોદ્ઘાતમા સ્થાન આપ્યું છે.

સાધ્ય અને સાધન— સાહિત્યની સૃષ્ટિનાં બે મુખ્ય અંગ છે (૧) સાહિત્યનું સર્જન અને (૨) એને માટેના આવશ્યક બોધની સામગ્રી આમાં સામગ્રીરૂપ સાહિત્યને એક રીતે સાધ્યની કોટિમાં મૂકી શકાય તો બીજી રીતે વિચારતાં એને સાધનની કોટિમાં સ્થાન અપાય આથી એમ કહી શકાય કે વ્યાકરણ, કોશ, છંદ અને અલંકારને અંગેના ગ્રંથો એ સાધ્ય

૧૨ આ જાતની કૃતિઓની નોંધ મેં પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય (પૃ. ૨૧૫-૨૧૮)માં લીધી છે.

તેમજ સાધન બંનેની ગરજ સારે છે અને તેમ હોવાથી—એ સાધનરૂપ હોવાથી પ્રસ્તુત સાહિત્યના ઇતિહાસમા મેં એનાથી શરૂઆત કરી છે.

'વિજ્ઞાન' નામના પંદરમા પ્રકરણમા વિવિધ વિષયોને લગતી કૃતિઓ આપતી વેળા મે વિષયની પ્રાયઃ મહત્તા કે વ્યાપકતાને લક્ષ્યમા રાખી વિષયોનો ક્રમ ગોઠવ્યો છે અને એ ક્રમ લક્ષ્યીને કાલક્રમ રાખ્યો છે. એમા મેં એક જ વિષયની કૃતિઓનો એકસાથે પરિચય આપ્યો છે.

સત્તરમા (અંતિમ) પ્રકરણમાં વ્યાકરણના સૂત્રોથી ગર્ભિત કૃતિઓને તેમજ **અમરકોશ**ના આદ્ય પદ્યની પૂર્તિરૂપ કૃતિને પણ મે સ્થાન આપ્યુ છે, જો કે આ કૃતિઓ તે તે મૂળ અજૈન ગ્રંથોના વિવરણરૂપ નથી. આના ત્રણ કારણ છે —

(૧) આ પ્રકારની કૃતિઓની સંખ્યા ગણીગાઠી છે.

(૨) આ કૃતિઓનું પરિમાણ અલ્પ છે.

(૩) આ કૃતિઓ કંઇ કોઇ લલિત કાવ્યની પાદપૂર્તિરૂપ નથી કે જેથી એ સાહિત્યના નિરૂપણના પ્રસંગે એનો વિચાર કરી શકાય

**દ્વયાશ્રય-કાવ્ય**— કેટલાક જૈન ગ્રંથકારોએ ભટ્ટિકાવ્યની જેમ 'દ્વયાશ્રય-કાવ્ય' રચ્યા છે અને એ દ્વારા વ્યાકરણના વિષયને સ્થાન આપ્યુ છે. આ પરિસ્થિતિમાં એ પ્રશ્ન કોઇ ઉઠાવે કે આ પુસ્તકના ત્રીજા પ્રકરણમાં 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિકૃત [૧૩]દ્વયાશ્રયકાવ્યને અને સત્તરમા પ્રકરણમાં જિનપ્રભસૂરિકૃત [૧૪]દ્વયાશ્રયકાવ્યને કેમ સ્થાન અપાયું

૧૩ આ **સિદ્ધહેમચન્દ્ર** નામના વ્યાકરણમાના સંસ્કૃત અને પાઇય ભાષાને લગતા નિયમો ઉપર પ્રકાશ પાડે છે સાથે સાથે એ 'પરમાર્હત' કુમારપાલને અંગે માહિતી પૂરી પાડે છે.

૧૪ આ **કાતન્ત્ર** વ્યાકરણની દુર્ગસિંહે રચેલી વૃત્તિના સ્પષ્ટીકરણની ગરજ સારે છે એમા શ્રેણિક નરેશ્વરનું ચરિત્ર આલેખાયુ છે.

નથી? આનો ઉત્તર એ છે કે આ જાતનાં કાવ્યોમાં વ્યાકરણ ઉપરાંત કાવ્યતત્ત્વ પણ અગ્ર સ્થાન ભોગવે છે એટલે એકીનખતે તો ગમે તે એકને જ પ્રાધાન્ય આપી એનો પરિચય આપી શકાય. વિશેષમાં આ કૃતિઓનાં નામમાં 'કાવ્ય' એવો અંશ જોડી એનો જેમ વ્યવહાર કરાય છે તેમ વ્યાકરણ જોડીને કરાતો નથી. વળી કાવ્યોના પરિચય માટે દ્વિતીય ખંડનો પ્રથમ ઉપખંડ છે જ એટલે અહીં એ દ્વયાશ્રય-કાવ્યોનો પરિચય આપ્યો નથી તેમ છતાં જો આ ન્યૂનતા જ જણાતી હોય તો આ ઉપોદ્ઘાત દ્વારા એની હું નોંધ તો લઉં છું.

**ત્રૈવિદ્યગોષ્ઠી**— આ કૃતિ વ્યાકરણ, છંદ, કાવ્યશાસ્ત્ર અને તર્ક એમ ચાર વિષયોને સ્પર્શે છે એટલે-એનો પરિચય અહીં કે દ્વિતીય ખંડના દ્વિતીય ઉપખંડમાં આપી શકાય. આ બે વિકલ્પમાંથી મેં બીજો વિકલ્પ સ્વીકાર્યો છે, કેમકે આ કૃતિમાં તર્કનું—દેવ, ગુરુ અને ધર્મના સ્વરૂપનું નિરૂપણ સૌથી વધારે પ્રમાણમાં છે. તેમ છતા બાકીના ત્રણ વિષયની સંક્ષિપ્ત રૂપરેખા તો પૃ. ૩૦૧–૩૦૨, ૩૦૪ અને ૩૦૫–૩૦૬ મેં આલેખી છે.

**કૃતિઓના પરિચયની પદ્ધતિ**— આ પુસ્તકમાં મેં જે વિવિધ કૃતિઓનો પરિચય આપ્યો છે તેમાં સ્વતંત્ર જૈન કૃતિનો પરિચય આપતી વેળા મેં સૌથી પ્રથમ એનાં નામાંતર હોય તો તે સાથે સાથે દર્શાવી એના રચનાસમયનો—એના ગ્રંથકારે નિર્દેશેલા કે કામચલાઉ અનુમનાયેલા સમયનો ઉલ્લેખ કર્યો છે. ત્યાર બાદ એના કર્તાનું નામ મળતું હોય તો તેનો નિર્દેશ કરી એમના ગુરુ વગેરેની અને સાંસારિક સબંધી જાણવામાં હોય તો તેની તેમજ એમની અન્ય કૃતિની નોંધ લીધી છે. અમુક અમુક ગ્રંથકારની કૃતિઓની સંખ્યા ઘણી મોટી હોય એવે પ્રસંગે મેં એ કૃતિઓનાં નામ ગણાવ્યાં નથી, કેમકે તેમ કરવા જતાં એ પૈકી જેટલી કૃતિઓ પ્રકાશિત થયેલી હોય તેની નોંધ મારે મેં સ્વીકારેલી

પદ્ધતિ અનુસાર ટિપ્પણમાં કરવી પડે અને એમ કરવા જતા તો ગ્રંથના મૂળ લખાણ અને ટિપ્પણનું સમતોલપણું જળવાઇ ન રહે.

ગ્રંથકાર વિષે પરિચય આપ્યા બાદ એની પ્રસ્તુત કૃતિના બાહ્ય કલેવરનો—એના [15]શાબ્દિક સ્વરૂપનો એટલે કે એના પરિમાણ, વિભાગ અને રચના-શૈલીનો અને ત્યાર પછી એના આંતરિક કલેવરનો—આર્થિક સ્વરૂપનો અર્થાત્ એનાં વિષય, સતુલન વિવરણ ઇત્યાદિનો મે વિચાર કર્યો છે

વિવરણાત્મક સાહિત્યનો મૂળ કૃતિ સાથે ઘણો ગાઢ સંબંધ હોવાથી મૂળ કૃતિની સાથે સાથે જ, નહિ કે કાલાનુક્રમે પૃથક્ વિચાર કરાયો છે.

ટિપ્પણમાં પ્રકાશનને અગે અને સાક્ષીરૂપે કઇ લખાણ હોય તો તેનાં નામ, સ્થળ ઇત્યાદિ વિષે મેં નોંધ લીધી છે.

પ્રકાશનો—કેટલાક જૈન ગ્રથ એક જ વ્યક્તિ કે સસ્થા તરફથી ફરી ફરીને પ્રકાશિત કરાયા છે તો કેટલાક જૈન ગ્રંથનાં સસ્કરણોના પ્રકાશક ભિન્ન ભિન્ન છે. આમ જે કેટલાક ગ્રંથ એક કરતાં વધારે વાર છપાયા છે એ દરેકની નોંધ કરવા માટે તે તે પ્રકાશન જોવાજાણવા મળે તેમ નહિ હોવાથી તેમજ આ પુસ્તકની મર્યાદા ઇત્યાદિ જોતાં એની આવશ્યકતા પણ નહિ જણાયાથી ઘણીખરી વાર કોઇ એક જ પ્રકાશન નોધ લઇ મેં સંતોષ માન્યો છે. કેટલાક ગ્રથો પ્રકાશિત હોવા છતાં તેના પ્રકાશકાદિનો ઉલ્લેખ અહી ન થયો હોય એમ બનવાજોગ છે, કેમકે મુદ્રિત જૈન ગ્રંથોનું વિગતવાર અદ્યતન સૂચીપત્ર પ્રસિદ્ધ કરાયું હોય એમ જણાતું નથી એટલું જ નહિ, પણ કેટલી યે જૈન સંસ્થાઓએ પોતપોતાનાં સૂચીપત્રો પણ સાહિત્યના ઇતિહાસ માટે કામ લાગે એવાં

૧૫ નામ અને ભાષા એ પણ શાબ્દિક સ્વરૂપનાં અગ છે.

પ્રકાશિત કરેલાં જણાતાં નથી. આ પરિસ્થિતિમાં નિમ્નલિખિત પુસ્તકોની હું નોંધ લઉં છું:—

(૧) Es aı de Biblographie Jaina.— આ ફ્રેન્ચ કૃતિના રચનાર ડૉ. એ. ગેરિનો (Guerinot) છે. એમાં ઇ. સ ૧૮૯૫ સુધીમાં છપાયેલાં જૈન પુસ્તકોની માહિતી અપાઇ છે.

(૨) [૧૬]શ્રી શ્વેતાંબરીય જૈન ગ્રંથ માર્ગદર્શક ([૧૭]જૈન ગ્રંથ-ગાઇડ)— આની યોજના શ્રીવિજયાનંદસૂરિજી (આત્મારામજી મહારાજ)-ના શિષ્ય ઉપાધ્યાય વીરવિજયજીના શિષ્ય વિનયવિજયજીએ કરી છે. એમાં એમણે ૫૫ ગ્રંથોનો પરિચય આપ્યો છે અને એમાં આલેખાયેલા લગભગ ૪૭૫ વિષયોનો એમણે ઉલ્લેખ કર્યો છે. વળી એમણે ગ્રંથના કર્તા, પ્રકાશન, પ્રકાશનસ્થળ ઇત્યાદિની પણ નોંધ લીધી છે.

(૩) [૧૮]મુદ્રિત જૈન શ્વેતાંબરાદિ ગ્રંથ નામાવલિ ([૧૯]ગાઇડ)— આના યોજક શ્રી. વર્ધમાન સ્વરૂપચંદ છે. આ કૃતિમાં સંસ્કૃત, પાઇય, ગુજરાતી વગેરે ભાષામા રચાયેલાં ત્રણેક હજાર પુસ્તકોની અને કેટલાક નકશાની નોંધ છે. વિશેષમાં ડૉ. ગેરિનોના ઉપર્યુક્ત પુસ્તકમા જે ગ્રંથકાર અને ગ્રંથોનો ઉલ્લેખ છે તે બનેની અલગ અલગ સૂચી અપાઇ છે. આ ઉપરાંત એ ફ્રેન્ચ વિદ્વાનની કૃતિ નામે Repertoire de Epigıaphie Jainaના આધારે ક્યા નગર કે ગામના કેટલા શિલાલેખ ઇ સ. ૧૮૯૫ સુધીમા છપાયા છે તેની અહીં નોંધ લેવાઇ છે.

૧૬ આ કૃતિ "જૈન આત્માનંદ સભા"એ ભાવનગરથી ઇ સ ૧૯૧૪મા પ્રસિદ્ધ કરી છે

૧૭ આ કૌંસગત લખાણ મૂળ લેખકનું છે, મારું નથી.

૧૮ આ કૃતિ "શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાલા"ના ગ્રંથાંક ૧૦૬ તરીકે "અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડલ' તરફથી ઇ સ ૧૯૨૬મા પ્રકાશિત કરાઇ છે

૧૯ આ કૌંસગત લખાણ મૂળ લેખકનું છે.

(૪) [૨૦]Jinaratnakos'a [[૨૧]An Alphabetical Register of Jaina Works and Authors] (Vol I)— આ પુસ્તક પ્રા. હરિ દામોદર વેલણકરે અંગ્રેજીમાં રચ્યું છે. એમા એમણે જૈનોના મુખ્યતયા સંસ્કૃત અને પાઇયમાં રચાયેલા પ્રકાશિત તેમજ અપ્રકાશિત ગ્રંથોની અકારાદિ ક્રમે નોંધ લીધી છે. પ્રકાશિત ગ્રંથો માટે પ્રકાશકના નામ, પ્રકાશનવર્ષ ઇત્યાદિનો અને અપ્રકાશિત ગ્રંથોની હાથપોથીઓ માટે ભંડારોનો એમણે ઉલ્લેખ કર્યો છે.

માનાર્થે પ્રયોગ— આજથી સોએક વર્ષ પૂર્વે થઇ ગયેલા ગ્રંથકારો, રાજામહારાજાઓ વગેરેને અંગે કેટલાક વિદ્વાનો તરફથી સામાન્ય રીતે એકવચનનો પ્રયોગ કરાતો જોવાય છે. મેં ગ્રંથકારો પૂરતી તો આ પ્રથા અપનાવી નથી અર્થાત્ એમને વિષે મેં માનાર્થે બહુવચનનો પ્રયોગ કર્યો છે અને એ દ્વારા મેં એમના પ્રત્યેનો મારો આદર તેમજ એમની કૃતિ પ્રત્યેનો મારો અનુરાગ વ્યક્ત કર્યો છે.

આધુનિક શ્રમણવર્ગ મોટે ભાગે જૈન મુનિવરોનાં નામ આગળ 'શ્રી' શબ્દ યોજે છે.[૨૨] આ સબંધમાં મેં આ શબ્દ વિદ્યમાન તેમજ

૨૦ આ પુસ્તકનો પ્રથમ ખંડ (વિભાગ) "ભા પ્રા સ મ" તરફથી "Government Oriental Series Class C No 4" તરીકે પૂનાથી ઈ સ ૧૯૪૪મા પ્રસિદ્ધ કરાયો છે બીજો વિભાગ હજી સુધી અપ્રકાશિત છે

કન્નડમાં રચાયેલા જૈન ગ્રંથોની—ખાસ કરીને એના પ્રણેતાઓની નોંધ આર નરસિંહાચાર્યે કર્ણાટકકવિચરિતેમા ત્રણ વિભાગમા લીધી છે એ બેન્ગલોરથી ઈ. સ ૧૯૨૪ અને ત્યાર પછી પ્રકાશિત થયા છે

૨૧ આ કૌંસગત લખાણ મૂળ લેખકનુ છે.

૨૨ કેટલીક વાર કૃતિઓના અને પ્રકાશકસંસ્થાઓના નામ આગળ પણ "શ્રી શબ્દનો વ્યવહાર કરાયેલો જોવાય છે પણ મે એની સ્વતંત્ર નોંધ લેતી વેળા "શ્રી" શબ્દ ત્યાંથી જતો કરી એને પાછળ સ્થાન આપ્યું છે.

આજથી લગભગ અડધા સૈકાની અંદર કાલધર્મ પામેલા મુનિવરો માટે યોજ્યો છે. બાકી એથી પ્રાચીન મુનિવરોનો નિર્દેશ કરતી વેળા મેં એ શબ્દ વાપર્યો નથી. તેમ છતાં એમને અંગેનુ મારું બહુમાન એક યા બીજી રીતે દર્શાવવા મેં પ્રયાસ કર્યો છે.

'શ્રી'—કેટલીક વાર મુનિવરોનાં નામમાં 'શ્રી' એ માનાર્થક શબ્દ નહિ હોઇ એમના અંશરૂપે એ જોવાય છે. જેમકે શ્રીચન્દ્ર. આજે એનો એ પ્રમાણે નિર્ણય કરવામાં કોઇ કોઇ વાર મુશ્કેલી નડે છે એટલે આવા સંયોગમાં 'શ્રી' શબ્દ નહિ વાપરવાનો મારો નમ્ર મત આવકાર્ય ગણાશે.

આ પુસ્તકને બને તેટલે અંશે પરિપૂર્ણ અને ઉપયોગી બનાવવાના હેતુથી મેં ત્રણ પરિશિષ્ટો આપ્યાં છેઃ (૧) ગ્રંથકારોની સૂચી, (૨) ગ્રંથોની અને લેખોની સૂચી અને (૩) પ્રકીર્ણક વિશેષનામોની સૂચી. પ્રથમ સૂચીને મેં ત્રણ વર્ગમાં વિભક્ત કરી છેઃ (અ) શ્વેતાંબર અને યાપનીય, (આ) દિગંબર અને (ઇ) અજૈન. બીજી સૂચી માટે પણ આ પદ્ધતિ મેં સ્વીકારી છે. ત્રીજી સૂચીમાં તીર્થંકરોનાં, જાતજાતના, સંપ્રદાયના અનુયાયીઓનાં, મુનિવરોનાં, ગચ્છોનાં, નૃપાદિક ગૃહસ્થોનાં, બિરુદોનાં, ભૌગોલિક સ્થળોનાં, સંપાદકોનાં, પ્રકાશકોનાં, પ્રકાશન-સંસ્થાઓનાં, સામયિકોનાં, સંસ્કૃત ભાષાના કેટલાક પ્રકારોનાં તેમજ કેટલીક સંસ્કૃતેતર ભાષાઓનાં નામ અપાયાં છે. વિશેષમાં **વીરસંવત્** અને શકસંવત્ એ બે સંવતોની તેમજ ભારતની આધુનિક પ્રાદેશિક ભાષાઓમાં તથા વિદેશી ભાષાઓમાં રચાયેલાં ભાષાંતર (અનુવાદ) અને રૂપાંતરોની તેમજ પ્રસ્તાવનાની નોંધ આ પરિશિષ્ટમાં મેં લીધી છે.

'યાપનીય' સંપ્રદાયના ગ્રંથકારો અને ગ્રંથોની નોંધ બીજા એની જેમ સ્વતંત્ર રીતે ન લેતાં મેં શ્વેતાંબરની સાથે સાથે લીધી છે, કેમકે એક તો એ સંપ્રદાયની કૃતિઓ અલ્પ પ્રમાણમાં છે અને બીજું એનાં મંતવ્યોનો ઝોક શ્વેતાંબરીય સિદ્ધાન્ત તરફનો છે.

શ્વેતાંબર ગ્રંથકારો પૈકી મુનિવરોનાં નામ પ્રથમ પરિશિષ્ટમાં આપતી વેળા મેં કૌંસમાં યથાશક્ય એમના ગચ્છનો નિર્દેશ કર્યો છે. આમ કરવાનું કારણ એ છે કે ગચ્છદીઠ ફાળાની તારવણી કરવી હોય તો તે સુગમ થઇ પડે.

અભારતીય નામો ગુજરાતીમાં દર્શાવતી વેળા મેં એના શુદ્ધ ઉચ્ચાર જાણવાની તક મળે એ માટે અંગ્રેજી જોડણી પણ આપી છે.

"જૈન ગ્રંથ"થી અત્ર ત્રણ પ્રકારના ગ્રંથ અભિપ્રેત છે.—

(૧) જેના કર્તા જૈન હોય અને જેનો વિષય જૈન ધર્મ કે સાહિત્ય હોય.

(૨) જેના કર્તા જૈન હોય પરંતુ જેની રચના અજૈન કૃતિને ઉદ્દેશીને હોય—પછી એ લખાણ એ મૂળ (અજૈન) કૃતિના વિવરણ, અનુવાદ, સારાંશ કે પરિચયરૂપે હોય.

(૩) જેના લેખક અજૈન હોય પરંતુ વિષય જૈન ધર્મ કે સાહિત્યને લગતો હોય.

આ વિવક્ષાને લક્ષ્યમાં લેતાં અને શ્વેતાંબરત્વને પ્રાધાન્ય આપતાં નીચેની હકીકત ફલિત થાય છે.—

(૧) લેખક શ્વેતાંબર હોય અને લખાણ શ્વેતાંબર મંતવ્યને અનુસરતું હોય તો તે લખાણ 'શ્વેતાંબર કૃતિ' ગણાય.

(૨) લેખક દિગંબર હોય અને લખાણ દિગંબર મતને અનુરૂપ હોય તો તે લખાણ 'દિગંબર કૃતિ' ગણાય.

(૩) લેખક અજૈન હોય અને વિષય પણ અજૈન સંપ્રદાય અનુસાર હોય તો તે 'અજૈન કૃતિ' ગણાય.

(૪-૫) લેખક શ્વેતાંબર હોય અને લખાણ દિગંબર કે અજૈન કૃતિને લગતું હોય તો તે 'શ્વેતાંબર કૃતિ' ગણાય. જેમકે અષ્ટસહસ્રીવિવરણ અને રઘુવંશની ટીકા.

(૬) લેખક અજૈન કે દિગંબર હોય પણ લખાણ શ્વેતાંબર મંતવ્ય કે સાહિત્યને લગતું હોય તો તે 'શ્વેતાંબર કૃતિ' ગણાય. દા ત. જિનરત્નકોશ અને મણિ.

ગ્રંથકાર અથવા ગ્રંથ જૈન છે કે અજૈન એનો નિર્ણય જ્યાં થઇ શક્યો નથી એવા પ્રસંગે એનો 'જૈન' તરીકે કામચલાઉ નિર્દેશ કર્યો છે. એવી રીતે જ્યાં શ્વેતાંબર કે દિગંબર વિષે અન્તિમ નિર્ણય થઇ શક્યો નથી ત્યાં તેને શ્વેતાંબર ગણી લઇ નિર્દેશ કરાયો છે.

નામોનો વિનિમય— ગ્રન્થકારોનાં અને ગ્રન્થોનાં નામોની સંપ્રદાયદીઠ તારવણી કરવા માટે પૂરતાં સાધનો મને નહિ મળવાથી એ બનવાજોગ છે કે જે કેટલાંક નામોને મેં જૈન તરીકે નોંધ્યાં હોય તે ખરી રીતે અજૈનનાં હોય અને એવી રીતે શ્વેતાંબર અને દિગંબર નામો માટે પણ બનવા પામ્યું હોય આ પરિસ્થિતિમાં નામોની જે ફેરબદલી કરવાની રહે છે તે સૂચવવાનું કાર્ય હાલતુરત તો હું સાધનસંપન્ન સુજ્ઞ જનોને ભળાવું છું.

અકારાદિ ક્રમ— પરિશિષ્ટોમાં અંગ્રેજી વગેરે વિદેશી ભાષામાં લખાયેલાં [23]નામો સિવાયનાં નામો નાગરી લિપિ અનુસાર અકારાદિ ક્રમે મેં આપ્યાં છે. તેમ કરતી વેળા સંસ્કૃત–અંગ્રેજી અને સંસ્કૃત–ગુજરાતી જેવા કોશોમાં દૃષ્ટિગોચર થતી પદ્ધતિ મેં સ્વીકારી છે અને એથી સાર્થ ગૂજરાતી જોડણીકોશ જેવામાં અકારાદિ ક્રમ માટે અપનાવાયેલી પદ્ધતિથી અંશતઃ અને જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસમાં અનુસારાયેલી [24]પદ્ધતિથી અધિક પ્રમાણમાં ભિન્નતા રહે છે.

૨૩ આ નામો ગુજરાતી અને હિન્દીમાં નિર્દેશાયેલાં નામ પછી રોમન લિપિમાં દે તે પરિશિષ્ટના અંતમાં અપાયાં છે.

૨૪ આ પદ્ધતિ શાસ્ત્રીય નથી તેમજ સમુચિત પણ નથી એવું મારું નમ્ર મંતવ્ય છે.

અટકને પ્રાધાન્ય— આધુનિક સમયના ગૃહસ્થોને તેમની અટક દ્વારા સંબોધવાની આજકાલ પ્રથા હોવાથી તેમજ કેટલાકનાં પૂરાં નામ જાણવામાં નહિ હોવાથી મેં એમની નોંધ લેતી વેળા એમની અટકને અગ્ર સ્થાન આપ્યું છે.

કેટલીક વ્યક્તિઓનાં નામ પ્રથમ પરિશિષ્ટમાં ('ગ્રન્થકાર' તરીકે) તેમજ ત્રીજા પરિશિષ્ટમાં પણ અપાયાં છે. આમ આ નામ બેવડાવાનું કારણ એ છે કે વ્યક્તિનો ગ્રંથકાર તરીકે નિર્દેશ હોય ત્યારે એનું નામ એ નામાવલીમાં અને એ વ્યક્તિનો ઇતર સ્વરૂપે નિર્દેશ હોય ત્યારે એનું નામ ત્રીજા પરિશિષ્ટમાં આપવું સમુચિત હોવાથી મેં તેમ કર્યું છે. એક જ વાક્યમાં બંને જાતનો નિર્દેશ હોય તેવા પ્રસંગે પ્રાયઃ "ગ્રંથકાર" તરીકે જ નોંધ લીધી છે.

'સંસ્કૃત' શબ્દનો ઉલ્લેખ ત્રીજા પરિશિષ્ટમાં નથી. આનું કારણ એ છે કે આ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ હોઇ એ નામ તો લગભગ પ્રત્યેક પૃષ્ઠ ઉપર સહજ આવે એટલે એ નોંધવાનો શો અર્થ?

વિવરણોનાં વિશિષ્ટ નામો— સંસ્કૃત કે પાઇયમાં રચાયેલી કૃતિના સંસ્કૃતમાં કરાતા સ્પષ્ટીકરણને વિવિધ નામે ઓળખાવાય છે. જેમકે [25]ટીકા, વૃત્તિ, [26]વિવૃતિ, વિવરણ, વ્યાખ્યા અને [27]બાલાવબોધ. આ પૈકી વૃત્તિ શબ્દ વૃત્ ધાતુ ઉપરથી તેમજ વિવૃતિ અને વિવરણ એ બે શબ્દો વૃ ધાતુ ઉપરથી ઉદ્ભવ્યા છે.

શબ્દાર્થ પૂરતા સંક્ષિપ્ત વિવેચનને 'અવચૂરિ' કે 'અવચૂર્ણિ' કહે છે. એને માટે 'અવચૂરિકા' અને 'અવચૂર્ણિકા' શબ્દ પણ વપરાય છે. 'ટિપ્પણ' અને 'ટિપ્પન' એ એના પર્યાય ગણાય છે.

---

૨૫ હિન્દી ટીકાઓ—સ્પષ્ટીકરણને ભાષાટીકા, વચનિકા ઇત્યાદિ નામે ઓળખાવાય છે.

૨૬ કેટલીક વાર 'વિવૃત્તિ' શબ્દ પણ વપરાયેલો જોવાય છે.

૨૭ સામાન્ય રીતે આ ગુજરાતીમાં હોય છે. એને 'ટબ્બો' કહે છે.

કેટલાક ટીકા રચનાર પોતાની ટીકાનો ટીકા જેવા સામાન્ય નામે ઉલ્લેખ ન કરતાં એનું વિશિષ્ટ નામ યોજે છે. આવી પ્રથાને લઈને કેટલાક ગ્રંથનાં વિવરણોનાં વિશિષ્ટ નામ મળે છે. એથી એ વિવરણોની નોંધ મેં તે તે ગ્રંથના પેટામાં ન લેતાં એનાં સ્વતંત્ર જ નામે કરી છે. વિશેષમાં આ વિવરણાત્મક ગ્રંથ છે, નહિ કે મૌલિક એ દર્શાવવા મેં * (ફૂદડી) જેવા ચિહ્નથી એ નામ અંકિત કર્યું છે.

## (આ) મૂલ્યાંકન

"નિવેદન" અંગે મારું વક્તવ્ય આગળ ચલાવું તે પૂર્વે "મૂલ્યાંકન"નો વિષય હવે હું હાથ ધરું છું. એ પૂર્ણ થતાં નિવેદનને લગતી બાકીની બાબત રજૂ કરીશ.

ગ્રન્થપ્રણયનનો હેતુ— પ્રાચીન સમયના જૈન શ્રમણવર્યોને 'ગ્રન્થકાર' બનવાની કે કહેવડાવવાની જરા યે લાલસા હતી નહિ. એઓ તો પોતાના શિષ્યપરિવારને આત્મોન્નતિમાં સહાયક થઇ પડે એવો બોધ સચોટ કસવવા માટે સદા ઉત્સુક રહેતા. આથી પુવ્વગય- (પૂર્વગત)થી જે જે વિષયનું કાર્ય સરે તેમ હતું તે તે વિષયમાં એમણે તે તે ગ્રન્થો પોતાના શિષ્યપરિવારના પઠન-પાઠન માટે પસંદ કર્યા અને એ દિશામાં નવીન ગ્રન્થો સર્જવા એઓ લલચાયા નહિ, પરંતુ આગળ જતાં આ સ્થિતિમાં ફેર પડ્યો. સાંપ્રદાયિક સ્પર્ધા જાગી અને અજૈનો તરફથી જૈનોની સાહિત્યિક સંપત્તિ વિષે ટકોર ૨૮થતાં પ્રત્યેક વિષયને અંગે સ્વતંત્ર ગ્રન્થ રચવાની એમને ફરજ પડી. એ પહેલાં એકંદર રીતે વિચારતાં એમ કહી શકાય કે જૈન દર્શનનાં મૂળભૂત મંતવ્યો વિષે ખોટા આક્ષેપો થવાથી અને ગેરસમજ ફેલાવાતી હોવાથી એના પ્રતિકારરૂપે જૈન શ્રમણોને તત્ત્વજ્ઞાન પરત્વે તાર્કિક દૃષ્ટિએ ગ્રન્થો રચવા માટે કલમ હાથમાં ઝાલવી પડી હતી.

૨૮ જુઓ પૃ. ૩૨-૩૩.

જૈન સાહિત્યના સર્જક શ્રમણોને ધન, કીર્તિ કે કહેવાતી સેવાની એષણા ન હતી. એમણે પરોપકારાર્થે અને કેટલીક વાર સાહિત્યના અનુરાગની ખાતર ગ્રન્થો રચ્યા છે. એથી કરીને એમાં ગંભીરતા, સરળતા, સુબોધકતા અને સમુચિતતા આગળ તરી આવે છે.

જૈન સાહિત્યની વિશાળતા અને વિવિધતા—આજે જે જૈન સાહિત્ય ઉપલબ્ધ છે તે જોતાં એમ બેધડક કહી શકાય કે ભારતીય વાઙ્મયની વિવિધ શાખાને સમૃદ્ધ કરવા માટે ઇસવી સનની પહેલી સદીની શરૂઆતથી માંડીને તે આજ દિન સુધી પ્રાયઃ પ્રત્યેક શતાબ્દીમાં જૈનો તરફથી એક યા બીજા સ્વરૂપે ફાળો અપાયો છે. આ સંબંધમાં હું પ્રો. મોરિસ વિન્તર્નિત્સ (Maurice Winternitz) ના [૨૯]જર્મન પુસ્તકના અંગ્રેજી અનુવાદ નામે A History of Indian Literature (Vol. II, p. 483)માંની નિમ્નલિખિત કણ્ડિકા રજૂ કરું છું:—

"There is scarcely any province of Indian literature in which the Jains have not been able to hold their own. Above all, they have developed a voluminous narrative literature, they have written epics and novels, they have composed dramas and hymns; sometimes they have written in the simple language of the people, at other times they have competed, in highly elaborate poems, with the best masters of ornate court poetry, and they have also produced important works of scholarship."

૨૯ Geschichte der Indischen Litteratur.

**મધ્ય યુગનો અંધકાર-પટ**— શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ (ઇ સ. પૂર્વે ૫૨૭) પછીની દસ શતાબ્દીઓ તેમજ છેલ્લી દસ શતાબ્દીઓને અંગે જૈનોની સામાજિક અને સાહિત્યિક પ્રવૃત્તિ ઉપર પણ પ્રકાશ પાડનારાં સાધનો સારા પ્રમાણમા મળી આવ્યાં છે. એ બાદ કરતાં બાકીની શતાબ્દીઓ [૩૦](ઇ. સ. ૪૭૩-ઇ. સ ૯૫૬) ઉપર તો અંધકાર-પટ પથરાયો હોય એમ લાગે છે. આ લગભગ ૫૦૦ વર્ષના વચગાળાનો સમય રાષ્ટ્રિય ઇતિહાસની દૃષ્ટિએ તો ખૂબ જાહોજલાલીવાળો જણાય છે. તેમ છતાં જૈન ધર્મની અને વિશેષતઃ તો શ્વેતાંબર સંપ્રદાયની સાહિત્ય અને સ્થાપત્ય પરત્વે શી સ્થિતિ હતી તે વિષે ચોક્કસ માહિતી યથેષ્ટ પ્રમાણમાં મળતી નથી એમ વિદ્વાનોનું કહેવું છે [૩૧] એમ કહેવાય છે કે આ યુગના બે [૩૨]ચીની મુસાફરો પૈકી એકે દક્ષિણ ભારતના થોડાક દિગંબરો વિષે સૂચન કર્યું છે તેને બાજુએ રાખીએ તો સમગ્ર જૈન સમાજ, શ્રમણસમુદાય, [૩૩]સાહિત્ય કે સ્થાપત્ય વિષે ભાગ્યે જ કશી નોંધ લીધી છે.

ચૈત્યવાસીઓની માલિકીનાં જિનમંદિરોમાંથી ઉત્કીર્ણ સામગ્રી ભાગ્યે જ મળી શકે. કેટલાક પ્રાથમિક વિદેશી સંશોધકોએ કેટલાંયે જૈન સ્તૂપો, ગુફાઓ, પ્રતિમાઓ વગેરેને 'બૌદ્ધ' માની લેવાની ભૂલ કરી છે એમ વિન્સન્ટ સ્મિથ અને ડૉ. ફ્લીટ જેવાએ કહ્યું છે.

**શ્રમણાદિનો ફાળો**— ઉપલબ્ધ જૈન સાહિત્ય જોતાં એમ ભાસે છે કે જૈન સાહિત્ય એ મુખ્યતયા જૈન શ્રમણોએ— નિર્ગ્રન્થોએ આ

૩૦ ભારતવર્ષના ઇતિહાસમા આ સમયને કેટલાક 'મધ્ય યુગ' તરીકે ઓળખાવે છે

૩૧ જુઓ પ્રાચીન જૈન લેખસંગ્રહના દ્વિતીય વિભાગની પ્રસ્તાવના (પૃ ૧૧)

૩૨ યુવનચ્વંગ (Yuan Chwang) ઉર્ફે હુએન સંગ (Hien Tsang) અને ઇત્સિંગ.

૩૩ શ્વેતાંબરીય આગમિક સાહિત્ય આ સમયમાં સર્જાયું છે પણ અનાગમિક સાહિત્યનું શું?

ક્ષેત્રમા સેવેલા પરિશ્રમનું મનોરમ ફળ છે જૈન ગૃહસ્થોનો—શ્રાવક-વર્ગનો ફાળો પ્રમાણમાં અલ્પ છે. પુરુષ અને સ્ત્રી એમ બે જાતિનો વિચાર કરતાં દરેક દેશમાં જોવાય છે તેમ અહીં આપણા દેશમાં પણ લેખિકાઓની સખ્યા ગણીગાંઠી છે જૈન સાહિત્યના સર્જનમા ભાગ્યે જ દસેક સ્ત્રીઓનો હિસ્સો હશે. પ્રથમ આદર્શ તૈયાર કરનાર તરીકે પણ નારીઓની સંખ્યા ગણીગાંઠી જોવાય છે. એમાં ઉપમિતિભવપ્રપંચા-કથાનો પ્રથમ આદર્શ તૈયાર કરનાર ગણા સાધ્વી જેવી વિદુષી બહુ જ થોડી છે.

[34]**જૈન ગૃહસ્થોની કૃતિઓ**—જૈન ગૃહસ્થો એટલે ગર્ભશ્રીમત જ એમ નહિ. એમાંના ઘણાખરાને તો આજીવિકા અર્થે—પોતાના કુટુબ-પરિવારના નિર્વાહ માટે પરિશ્રમ કરવાનો હોય વળી અનેકવિધ સાંસારિક પ્રવૃત્તિઓમાં એમને ભાગ લેવાનો હોય. આને લઇને સાહિત્યની યથેષ્ટ ઉપાસના માટે—વિદ્યાવિલાસી જીવન જીવવા માટે એમને પૂરતો સમય ક્યાંથી મળે? આ ઉપરાંત એઓ જે કૃતિ રચે તેના પ્રચાર માટે પણ એમને કોઇ ઉદાર દિલના ધનાઢ્યનો કે કોઈ રાજા જેવાનો આશ્રય લેવાનો રહે. વિશેષમાં એમણે રચેલી કૃતિ સચવાઈ રહે એવો પ્રબધ પણ ભાગ્યે જ થઈ શકે આવી પરિસ્થિતિમાં વિક્રમની ૧૮મી સદીની પૂર્વે થઈ ગયેલા જૈન ગૃહસ્થોએ રચેલી કૃતિઓ જે થોડીક પણ મળે છે તે આનંદનું ચિહ્ન ગણાય. આવી પાઇય કૃતિઓમા કવિવર ધનપાલની **પાઇયલચ્છીનામમાલા, ઉસભપંચાસિયા** ઇત્યાદિ કૃતિઓ, ભાંડાગારિક

---

૩૪ આ સંબંધમાં 'દક્ષિણવિહારી' અમરવિજયજીના શિષ્ય સ્વ. ચતુરવિજયજીએ "જૈન ગૃહસ્થોની સાહિત્યસેવા" એ નામના લેખમા વિસ્તારથી વિચાર કર્યો છે આ લેખ "જૈન સત્ય પ્રકાશ" (વ ૭, અં ૧–૩, પૃ ૧૬૪–૧૭૪)મા છપાયો છે એમાં **પાર્થપરાક્રમવ્યાયોગ** રચનાર પ્રહ્લાદનદેવનો ઉલ્લેખ છે તો શું એઓ જૈન છે? આહ્લાદને **પાર્શ્વજિનસ્તોત્ર** રચ્યાનો આ લેખમા ઉલ્લેખ છે.

[35]નેમિચન્દ્રે ૧૬૧ ગાથામાં રચેલુ [36]સટ્ઠિસયગપયરણ અને એમનું [37]પાસનાહથોત્ત અને ઠક્કર ફેરુની દવ્વપરિક્ખા, વત્થુસારપયરણ વગેરે કૃતિઓનો સમાવેશ થાય છે. સંસ્કૃત કૃતિઓ રચનારા તરીકે નીચે મુજબના નામ ગણાવી શકાય:—

અનંતપાલ (દિ.), આજડ, આશાધર (દિ.), આસડ (શ્રીમાળી), [38]*આહ્લાદ (મંત્રી), કુમારપાલ (નૃપતિ), ચંડપાલ (પોરવાડ વણિક), જગદેવ (પોરવાડ વણિક), ઠક્કર ફેરુ, દલપતિરાય, દુર્લભરાજ (જગદેવના પિતા), ધનદ (મંડન મંત્રીના કાકાના પુત્ર), ધનંજય (દિ.), ધનપાલ (વિપ્ર), ધર્મશ્રેષ્ઠી, નન્દલાલ, નરપતિ, નેમિચન્દ્ર, પદ્માનંદ, મંડન (મંત્રી, શ્રીમાલી), મન્મથસિંહ, માધસિંહ, યશઃપાલ (મંત્રી, મોઢ), *યશોવીર (મંત્રી), વસ્તુપાલ (મહામાત્ય વણિક), વાગ્ભટ (બાહડ), વાગ્ભટ (દિ॰ ?), વિક્રમસિંહ, *વિજયપાલ (પોરવાડ વૈશ્ય, સિદ્ધપાલના પુત્ર), *શિવનાગ (કરોડપતિ), *શ્રીપાલ (પ્રજ્ઞાચક્ષુ, પોરવાડ વૈશ્ય, વિજયપાલના પિતામહ અને સિદ્ધપાલના પિતા), સંગ્રામસિંહ (ભંડારી, ઓસવાલ) અને *સિદ્ધપાલ (શ્રીપાલના પુત્ર).[39]

**વિશિષ્ટ બાબત**— પ્રસ્તુત પુસ્તક એ એક પ્રકારનો ઇતિહાસ છે એટલે એમાં કાલક્રમને પ્રાધાન્ય આપવાની નીતિને મેં સ્વીકારી છે

---

૩૫ એમના પુત્ર તે 'ખરતર' ગચ્છના જિનપતિસૂરિ પછી એ ગચ્છના નાયક બનેલા જિનેશ્વરસૂરિ (વિ. સં. ૧૨૪૫—વિ સં ૧૩૩૧) છે.

૩૬–૩૭ આ બે કૃતિઓ તેમજ આ નેમિચન્દ્રે અપભ્રંશમાં રચેલું જિણવલ્લહ-સૂરિ-ગુરુગુણવણ્ણણ ષષ્ટિશતક પ્રકરણમા છપાયા છે

૩૮ ફૂદડી જેવા આ ચિહ્નથી અંકિત ગૃહસ્થની કૃતિ આ ખંડમા નોધાઈ નથી

૩૯ વિક્રમની સત્તરમી સદી સુધીમા ગુજરાતીમા કૃતિ રચનારા પૈકી કેટલાકના નામ હું નીચે મુજબ ગણાવું છું—

અમીપાલ, ઋષભદાસ, ખીમો, ગોડીદાસ, ભીમ (ભાવસાર), લીંબો, વચ્છ (ભંડારી), વસ્તિક, વાનો, શાન્તિદાસ, સોલણ અને હીરાણંદ.

અને તદનુસાર મેં વિવિધ વિષયોને લગતી કૃતિઓનો સૈકાદીઠ વિચાર કર્યો છે, પણ જો હું આટલેથી જ અટકું તો એ સર્વાંશે પરિપૂર્ણ ન ગણાય. આથી અહીં નીચે મુજબની બે બાબત આલેખું છું:—

(૧) સૈકાદીઠ સાહિત્યનો ફાલ— આ દ્વારા હું પ્રાયઃ પ્રત્યેક. સૈકામાં— યુગમાં ક્યા ક્યા વિષયના ક્ષેત્રમાં કેવું કેવું અને કેટકેટલું ખેડાણ થયું છે તે સૂચવીશ.

(૨) વિષયદીઠ વિકાસક્રમ— પ્રત્યેક વિષયની સાંગોપાંગ છણાવટ અને રજૂઆતને લક્ષ્યમાં લેતાં એનો જ્યાં વિકાસક્રમ દર્શાવી શકાય ત્યાં એની ચર્ચા કરવાનો ઇરાદો રખાયો છે.

આ જાતનું સાંગોપાંગ આલેખન તે તે વિષયનો પરિપૂર્ણ અભ્યાસ માંગી લે છે એટલે એ મહાભારત કાર્યને તો હું પહોંચી વળું તેમ નથી. એથી એની આછી રૂપરેખા આલેખી અને કેટલીક વાર તો થોડુંક માર્ગદર્શન કરીને મારે વિરમવું પડે તેમ છે.૯ એમા મારી શક્તિની, સમયની અને સાધનોની મર્યાદા કારણભૂત છે. આ ન્યૂનતા દૂર કરવા માટે હું વિશેષજ્ઞોને સાદર વિનવું છુ.

જૈન મૌલિક ગ્રન્થોનું મૂલ્યાંકન— આ પ્રથમ ખંડમાં સત્તર પ્રકરણો અને એની પુરવણી છે. એ દ્વારા મે જે ગ્રન્થોનો પરિચય આપ્યો છે તેના મુખ્ય બે વર્ગ પાડી શકાય: (૧) મૌલિક અને (૨) વિવરણાત્મક. પહેલાં સોળ પ્રકરણમાં મેં મુખ્યતયા મૌલિક જૈન ગ્રન્થોની અને સાથે સાથે એ પૈકી જેનુ જેનું વિવરણાત્મક સાહિત્ય હોય તેના તેના એ સાહિત્યની પણ નોંધ લીધી છે, જ્યારે સત્તરમા—અન્તિમ પ્રકરણમાં તો આ કાર્ય મેં કેવળ અજૈન ગ્રન્થો પૂરતું કર્યું છે અહીં તો હું મોટે ભાગે જૈન મૌલિક સંસ્કૃત ગ્રન્થોનો જ વિચાર કરીશ.

પંદર વિષયો અને એને અંગેની કૃતિઓની સંખ્યા— આ ખંડમાં 'વ્યાકરણ'થી માંડીને 'નીતિશાસ્ત્ર' સુધીના પંદર વિષયોને મેં

સ્થાન આપ્યું છે. એનાં નામ તેમજ એને અંગેની મૌલિક જૈન સંસ્કૃત કૃતિઓ તથા જૈન વિવરણથી વિભૂષિત અજૈન કૃતિઓની સંખ્યા નીચે મુજબ છે.:—

| વિષય | [40]જૈન કૃતિઓ | [41]અજૈન કૃતિઓ | કુલસંખ્યા |
|---|---|---|---|
| ૧ વ્યાકરણ | [42]૩૦ | [43]૫ | ૩૫ |
| ૨ કોશ | [44]૪૩[45] | ૧ | ૪૪ |
| ૩ છન્દ | [46]૨૨ | ૨ | ૨૪ |
| ૪ અલંકાર | [47]૨૭ | ૬ | ૩૩ |
| ૫ નાટ્યશાસ્ત્ર | ૧ | ૦ | ૧ |
| ૬ સંગીત | ૭ | ૦ | ૭ |
| ૭ કામશાસ્ત્ર | ૩ | ૦ | ૩ |
| ૮ સ્થાપત્ય | ૧ | ૦ | ૧ |
| ૯ મુદ્રાશાસ્ત્ર | ૦ | ૦ | ૦ |
| ૧૦ ગણિત | ૬ | ૨ | ૮ |

૪૦–૪૧ આ કૃતિઓની સંખ્યા કામચલાઉ છે, કેમકે અમુક અમુક કૃતિ મૌલિક છે કે વિવરણાત્મક તેનો તેમજ અમુક અમુક કૃતિ જૈન છે કે અજૈન તેનો અન્તિમ નિર્ણય કરવો બાકી રહે છે.

૪૨ આ પૈકી ૭ કૃતિ આંશિક છે.

૪૩ વિશ્રાન્તવિદ્યાધર જૈન કૃતિ ન જ હોય તો પાંચને બદલે 'છ' અને ત્રીસને બદલે 'ઓગણત્રીસ' જોઈએ.

૪૪ આ પૈકી પાંચ કોશ આંશિક છે.

૪૫ લોકસંવ્યવહાર કોશ હોય તો આ સંખ્યા બરાબર છે, નહિ તો એક ઓછી ગણવી જોઈએ.

૪૬ સંગીતસહપિંગલ એ છંદની તેમજ સંગીતની પણ એમ બે વિષયની કૃતિ હોય એમ લાગે છે એટલે એનો અહીં તેમજ સંગીતમાં ઉલ્લેખ કરાયો છે. આમ આ કૃતિ બેવડાઈ છે.

૪૭ કાવ્યામ્નાય મૌલિક જૈન કૃતિ ગણી લીધી છે. ચાર કૃતિ આંશિક છે.

| વિષય | જૈન કૃતિઓ | અજૈન કૃતિઓ | કુલસંખ્યા |
|---|---|---|---|
| ૧૧ નિમિત્ત | ૪૯ | ૧૩ | ૬૨ |
| ૧૨ વૈદ્યક | ૩૬ | ૨ | ૩૮ |
| ૧૩ પાકશાસ્ત્ર | ૧ | ૦ | ૧ |
| ૧૪ વિજ્ઞાન | ૨૧ | ૦ | ૨૧ |
| ૧૫ નીતિ | [૪૮]૫૮ | ૧ | ૫૯[૪૯] |

ચિત્રકળા:—લલિત કળા (fine arts)ના વિવિધ પ્રકારો છે. એમાં જેમ સંગીત-કળા અને શિલ્પ-કળાને સ્થાન છે તેમ ચિત્ર-કળાને પણ છે. તેમ છતા મેં વિષયો ગણાવતી વેળા એનો ઉલ્લેખ કર્યો નથી. તેનું કારણ એ છે કે કેટલાંયે ચિત્રો કામોદ્દીપક અને સંસાર-વર્ધક અને તેમ હોવાથી મહર્ષિ બુદ્ધે પોતાના શિષ્યોને આ કળાથી અલિપ્ત રહેવા જેમ સૂચવ્યું હતું તેમ જૈન શ્રમણોને માટે પણ જૈન શાસ્ત્રમાં એવા વિધાન જોવાય છે. આ પરિસ્થિતિમા જૈન શ્રમણે તો શું પણ જૈન ગૃહસ્થે સુદ્ધાં સંસ્કૃતમાં કે પાઇયમાં ચિત્રકળા અંગે સ્વતંત્ર પુસ્તક રચ્યું હોય એમ જાણવામાં નથી એટલે એનો ઉલ્લેખ ક્યાથી હોય? બાકી આ આધુનિક સમયમાં તો [૫૦]જૈન ચિત્રકળાનો પરિચય આપનારાં સચિત્ર પુસ્તકો ગુજરાતી, હિન્દી અને અંગ્રેજીમા ઓછાવત્તા પ્રમાણમાં પ્રકાશિત થયેલાં જોવાય છે. એ પૈકી સોળ પ્રકાશનોની સૂચી

૪૮ લોકસંવ્યવહાર નીતિનો ગ્રન્થ હોય તો ૫૮ ને બદલે ૫૯ લેઇએ અને કુલ સંખ્યા ૫૯ને બદલે ૬૦ની જોઇએ.

૪૯ ઉપલક દૃષ્ટિએ ૩૩૭ કૃતિ થાય પરંતુ સંગીતસાહપિંગલ નામની કૃતિ બે વાર ગણાઈ હોવાથી ખરી રીતે ૩૩૬ કૃતિ ગણાય

૫૦ સમવસરણનું ચિત્ર આજથી લગભગ બારસો વર્ષ ઉપર તો આલેખાતું એમ આવસ્સય અને એની નિજ્જુત્તિ (ગા. ૫૬૦)ની હરિભદ્રસૂરિકૃત ટીકા (પત્ર ૨૩૩ અ)માંનો નિમ્નલિખિત ઉલ્લેખ જોતા જણાય છે—

"पूर्वाचार्योपदेशलिखितपट्टकादिचित्रकवलेन तु सर्वो एव देव्यो न निषीदन्ति"

આ માટે આપણા માનનીય લેખક વિદ્વાને, થોડોક વધુ પરિશ્રમ કરીને જો સંસ્થાઓની સૂચીઓ મેળવી લીધી હોત, અને થોડી વધુ જાંચ કરી હોત તો, સૂચિત ક્ષતિઓથી આ સંસ્કરણને જરૂર બચાવી શકાયું હોત! અને આવુ અતિપરિશ્રમ અને વ્યય સાધ્ય પ્રકાશન, શકહાદતો (References) મહેનું પ્રામાણિક સાધન બની ગયુ હોત!' અને આ ગ્રન્થ લખાવવા પાછળ સંસ્થાની જે ભાવના અને લક્ષ્ય હતુ તે વધુમાં વધુ રીતે પાર પડ્યુ હોત! અસ્તુ!

અન્તે જૈન શ્રીસંઘને વિનંતિ કે, સંઘના પ્રત્યેક અંગને, પોતાની અણમોલ સાહિત્ય સંપત્તિનું દર્શન થાય અને તેમાથી અનેકવિધ કલ્યાણકર પ્રેરણાઓ મેળવે, એ માટે આ પ્રકાશનને જરૂર વસાવી લે અને એથી સંસ્થાને પણ બીજો ભાગ બહાર પાડવામા પ્રોત્સાહન મળશે.



માટુંગા (મુંબઈ)
જેઠસુદિ પૂર્ણિમા
વિ સં. ૨૦૧૦

યશોવિજય

# અનુક્રમણિકા

વિષય





# वीतरागस्तवः ॥

यः परात्मा परंज्योतिः, परमः परमेष्ठिनाम् ।
आदित्यवर्णं तमसः परस्तादामनन्ति यम् ॥१॥

सर्वे येनोदमूल्यन्त समूलाः, क्लेशपादपाः ।
मूर्ध्ना यस्मै नमस्यन्ति, सुरासुरनरेश्वराः ॥२॥

प्रावर्त्तत यतो विद्याः, पुरुषार्थप्रसाधिकाः ।
यस्य ज्ञानं भवद्-भावि-भूतभावावभासकृत् ॥३॥

यस्मिन् विज्ञानमानन्दं, ब्रह्म चैकात्मतां गतम् ।
स श्रद्धेयः स च ध्येयः, प्रपद्ये शरणं च तम् ॥४॥

तेन स्यां नाथवॉस्तस्मै, स्पृहयेयं समाहितः ।
ततः कृतार्थो भूयासं, भवेयं तस्य किङ्करः ॥५॥

तत्र स्तोत्रेण कुर्यां च, पवित्रां स्वां सरस्वतीम् ।
इदं हि भवकान्तारे, जन्मिनां जन्मनः फलम् ॥६॥

क्वाहं पशोरपि पशुर्वीतरागस्तवः क्व च ।
उत्तितीर्षुररण्यानीं, पद्भ्यां पङ्गुरिवास्म्यतः ॥७॥

तथापि श्रद्धामुग्धोऽहं, नोपालभ्यस्खलन्नपि ।
विशृङ्खलाऽपि वाग्वृत्तिः, श्रद्दधानस्य शोभते ॥८॥

श्रीहेमचन्द्रप्रभवाद् वीतरागस्तवादितः ।
कुमारपालभूपालः, प्राप्नोतु फलमीप्सितम् ॥९॥

× × ×

तव चेतसि वर्तेऽहमिति वार्तापि दुर्लभा ।
मच्चित्ते वर्तसे चेत्त्वमलमन्येन केनचित् ॥१॥

निगृह्य कोपतः कांश्चित्, कांश्चित् तुष्ट्याऽनुगृह्य च ।
प्रतार्यन्ते मृदुधियः, प्रलम्भनपरैः परैः ॥२॥

अप्रसन्नात् कथं प्राप्यं, फलमेतदसङ्गतम् ।
चिन्तामण्यादयः किं न, फलन्त्यपि विचेतनाः ॥३॥

वीतराग ! सपर्यास्तवाज्ञापालनं परम् ।
आज्ञाऽऽराद्धा विराद्धा च, शिवाय च भवाय च ॥४॥

आकालमियमाज्ञा ते, हेयोपादेयगोचरा ।
आश्रवः सर्वथा हेय उपादेयश्च संवरः ॥५॥

आश्रवो भवहेतुः स्यात् संवरो मोक्षकारणम् ।
इतीयमार्हती मुष्टिरन्यदस्याः प्रपञ्चनम् ॥६॥

इत्याज्ञाराधनपरा अनन्ताः परिनिर्वृताः ।
निर्वान्ति चान्ये क्वचन, निर्वास्यन्ति तथाऽपरे ॥७॥

हित्वा प्रसादनादैन्यमेकयैव त्वदाज्ञया ।
सर्वथैव विमुच्यन्ते, जन्मिनः कर्मपञ्जरात् ॥८॥

*          *          *

पादपीठलुठन्मूर्ध्नि मयि पादरजस्तव ।
चिरं निवसतां पुण्यपरमाणुकणोपमम् ॥१॥

मद्दृशौ त्वन्मुखासक्ते, हर्षबाष्पजलोर्मिभिः ।
अप्रेक्ष्य प्रेक्षणोद्भूतं क्षणात् क्षालयतां मलम् ॥२॥

त्वत्पुरो लुठनैर्भूयान्मद्भालस्य तपस्विनः ।
कृतासेव्यप्रणामस्य प्रायश्चित्तकिणावलिः ॥३॥

मम त्वद्दर्शनोद्भूताश्चिरं रोमाञ्चकण्टकाः ।
नुदन्तां चिरकालोत्थामसद्दर्शनवासनाम् ॥४॥

त्वद्वक्त्रकान्ति ज्योत्स्नासु, निपीतासु सुधास्विव ।
मदीयैर्लोचनाम्भोजैः प्राप्यतां निर्निमेषता ॥५॥

त्वदास्यलासिनी नेत्रे त्वदुपास्तिकरौ करौ ।
त्वद्गुणश्रोतृणी श्रोत्रे, भूयास्तां सर्वदा मम ॥६॥

कुण्ठापि यदि सोत्कण्ठा, त्वद्गुणग्रहणं प्रति ।
ममैषा भारती तर्हि, स्वस्त्येतस्यै किमन्यया ? ॥७॥

तव प्रेष्योऽस्मि दासोऽस्मि सेवकोऽस्म्यस्मि किङ्करः ।
ओमिति प्रतिपद्यस्व, नाथ ! नातः परंब्रुवे ॥८॥

श्रीहेमचन्द्रप्रभवाद् वीतरागस्तवादितः ।
कुमारपालभूपालः, प्राप्नोतु फलमीप्सितम् ॥९॥

[ कलिकालसर्वज्ञश्रीहेमचन्द्राचार्यप्रणीत-
वीतरागस्तोत्र. प्र. १, १९, २०. ]

यो विश्वं वेद वेद्यं जननजलनिधेः भङ्गिनः पारदृश्वा,
पौर्वापर्याविरुद्धं वचनमनुपमं निष्कलङ्कं यदीयम् ।
तं वन्दे साधुवन्द्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषन्तं,
बुद्धं वा वर्धमानं शतदलनिलय केशवं वा शिवं वा ॥४॥

[स्तुतिकाराः श्रीहेमचन्द्राचार्याः]

શ્રીવીતરાગાય નમઃ ॥

# ....જૈન....

# સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ



## ખંડ ૧ : સાર્વજનીન સાહિત્ય

---

### પ્રકરણ ૧ : પ્રાસ્તાવિક

**ભાષાના ઉદ્દ્‌ભવનો સમય**—'જગત્ એટલે શું?' અને 'એ ક્યારથી ઉદ્દ્‌ભવ્યું?' એ બાબત વિવિધ મંતવ્યો પ્રવર્તે છે. આધુનિક વૈજ્ઞાનિકોનું—રસાયણશાસ્ત્રીઓનું માનવું એ છે કે પુદ્‌ગલ (matter) અવિનાશી છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે પુદ્‌ગલાત્મક જગત્ અનાદિ અનંત છે જૈન દર્શનનું પણ મંતવ્ય આ જ છે, પરંતુ પુદ્‌ગલરૂપ નિર્જીવ પદાર્થ કાલાંતરે—ભલે યુગોના યુગો—કલ્પોના કલ્પો પછીથી યે

સજીવ બન્યો અને બને છે એ આધુનિક જીવનશાસ્ત્ર (biology)ના મત સાથે તો એ મળતું આવતુ નથી.

આપણે આજે જે પૃથ્વી ઉપર જીવીએ છીએ એ પૃથ્વીનું આયુષ્ય આશરે અઢી અબજ વર્ષનું છે, એમ સર જેમ્સ જીન્સ જેવા કેટલાક આધુનિક વિદ્વાનોનું કહેવુ છે વિશેષમા એમની માન્યતા મુજબ મનુષ્ય અને વાનરના એક જ જાતના પૂર્વજોનો ઉદ્‌ભવ થયાને ઘણું કરીને ત્રણથી સાડાત્રણ કરોડ વર્ષો વ્યતીત થયાં છે.[1] વળી આ પૃથ્વી ઉપર વસતા બધા જ મનુષ્યોનો જે એક જ જાતમા સમાવેશ કરાય છે તે જાતની ઉત્પત્તિ લગભગ દસ લાખ વર્ષો પહેલાં થયેલી મનાય છે.[2]

કેટલાક આધુનિક ભાષાશાસ્ત્રીઓનું એમ માનવું છે કે આજે જે [3]અનેક પ્રકારની ભાષાઓથી આપણે આ પૃથ્વી ઉપર રહેનારા માનવીઓ પરિચિત છીએ તે પ્રથમથી જ આ જ સ્વરૂપે હતી નહિ, પરંતુ ધીરે ધીરે વિકસિત થયેલી છે. આ હિસાબે મનુષ્યને વાચા ફૂટતા અને એ વાણી સાહિત્યની ભાષા તરીકે ઘડાતા એકાદેક લાખ વર્ષો વ્યતીત થયા હશે. એ હિસાબે સાહિત્યની પ્રથમ કૃતિ આઠેક લાખ વર્ષો ઉપર ઉદ્‌ભવેલી ગણાય. જૈન દૃષ્ટિ પ્રમાણે તો મનુષ્ય-જાતિ અનાદિ કાળથી છે અને અનંત કાળ સુધી રહેવાની છે વળી પ્રત્યેક મનુષ્યની વાણીની શરૂઆત મનુષ્ય તરીકેના

---

૧ જુઓ પ્રો. ડૉ ગતિલાલ દેવચંદ આઠવિયાનું સને ૧૯૫૧નુ "માનવ ઉત્પત્તિ અને વિકાસ" નામનું ભાષણ (પૃ ૧૯) આ ભાષણ સને ૧૯૫૦ અને ૧૯૫૧ના અન્ય ભાષણો સહિત મુંબઈની "જ્ઞાન પ્રસારક મંડળી" તરફથી સને ૧૯૫૨માં પ્રકાશિત થયેલા છે

૨ જુઓ ઉપર્યુક્ત ભાષણ (પૃ. ૧૯).

૩ જાતજાતની ભાષાઓ અને બોલીઓના—૬૯૨ પ્રકારની વાણીના નમૂના The Gospel in Many Tonguesમાં જોવા મળે છે. ઈ. સ. ૧૯૩૫મા છપાયેલા આ પુસ્તકમા વિવિધ લિપિના પણ નમૂના છે

એ જીવના જન્મ બાદ 'ભાષા-પર્યાપ્તિ' નામ-કર્મના ઉદયકાળથી થાય છે એમ પણ એ માને છે.

ભાષાનું વર્ગીકરણ—જૈન દૃષ્ટિ સમગ્ર ભાષાઓને સંસ્કૃત અને પાઇય (પ્રાકૃત) એમ બે વિભાગોમા વિભક્ત કરે છે.[1] આનો એક રીતે વિચાર કરીએ તો 'સંસ્કૃત' ભાષા એ પાઇય ભાષાનું વ્યાકરણાદિની દૃષ્ટિએ—શિષ્ટતાદિની અપેક્ષાએ ઘડાયેલું સ્વરૂપ છે. આ હિસાબે તો સંસ્કૃત ભાષા પાઇયની જેમ અનાદિ કાળની ઠરે. અહીં જે 'સંસ્કૃત સાહિત્ય'નો વિચાર કરવાનો છે તેને આ અનાદિકાલીન સંસ્કૃત સાથે સીધો સંબંધ નથી એટલું જ નહિ, પરંતુ સમગ્ર દુનિયામા આજે જે પ્રાચીનમા પ્રાચીન કૃતિ તરીકે ઋગ્વેદના અમુક મંડળો અને કેટલીક વાર અથર્વવેદનો અમુક ભાગ ગણાવાય છે એ 'વૈદિક' ભાષા સાથે પણ સાક્ષાત્ નિસ્બત નથી. આ વૈદિક ભાષાના વિવિધ પરિવર્તનો થયા છે. ઋગ્વેદ વગેરે વેદો જે ભાષામાં ગ્રન્થસ્થ સ્વરૂપે આજે આપણને ઉપલબ્ધ છે, એ ભાષાની નાની બેનરૂપ 'અવેસ્તા' ભાષામાં લખાયેલા પારસીઓના ધાર્મિક ગ્રંથોની તેમજ વેદોના પ્રણયન-કાલ પછીના રચાયેલા [2]બ્રાહ્મણોની ભાષા ઋગ્વેદ આદિની ભાષાથી થોડીઘણી ભિન્નતા ધરાવે છે. આ બ્રાહ્મણો પૈકી કેટલાકથી તો યાસ્કનું નિરુક્ત અર્વાચીન છે જ. એની ભાષા એ પ્રાચીન બ્રાહ્મણોથી અંશતઃ ભિન્ન છે યાસ્કે નિરુક્તની ભાષાને 'ભાષા' કહી છે આ નિરુક્તની રચના બાદ ઉપનિષદોનું સર્જન થયું છે. આગળ જતાં કોઇ કોઇ વિદ્વાનના મતે ઇ. સ ની પૂર્વે છઠ્ઠી સદીમાં અને અન્ય કેટલાકના મતે ઇ સ ની પૂર્વે ચોથી સદીમાં પાણિનિ થયા. એમણે અષ્ટાધ્યાયી નામનું વ્યાકરણ રચી એમના સમયમાં શિષ્ટ જનોમા

૧ જુઓ ઠાણ (ઠા ૭, સુત્ત ૫૫૩; પત્ર ૩૯૪અ )

૨ યજ્ઞપ્રસંગે કામમા લેવાતા મંત્રોના ઉપયોગ અને અર્થ ઉપર પ્રકાશ પાડનારા આ એક જાતના વિવરણ છે

બોલાતી ભાષાને નિયન્ત્રિત કરી. આ ભાષાને 'વૈદિક' યાને 'છાંદસ' ભાષાથી ભિન્ન બતાવવા તેમજ એમાંથી એની ઉત્પત્તિ સૂચવવા લૌકિક (classical) સંસ્કૃત એવું નામ આધુનિક વિદ્વાનોએ આપ્યું છે. આ વ્યાકરણમાં નહિ નોંધાયેલા એવા કેટલાક પ્રયોગો [1]ભાસની કૃતિઓમાં મળે છે તેમ છતાં એની પણ ભાષા તો આ લૌકિક સંસ્કૃત જ છે, અને ભાસ પછી થયેલા દરેક સંસ્કૃત ગ્રંથકારની ભાષા આ જ રહી છે. આજે પણ આ ભાષામાં પુસ્તકો રચાય છે (નહિ કે વૈદિક ભાષામાં) અને પ્રસંગવશાત્ ભાષણો અપાય છે એટલે આ દૃષ્ટિએ તો આ ભાષા જીવતીજાગતી જ છે. એ મૃત ભાષા (dead language) ન જ ગણાય અને ગણાવી પણ ન જ જોઇએ.

જૈન લિપિબદ્ધ સાહિત્ય શ્રમણ ભગવાન મહાવીરસ્વામી (ઇ. સ. પૂર્વે ૫૯૯ થી ઇ. સ. પૂર્વે ૫૨૭) પૂર્વેનું મળતું નથી. એ રીતે વિચારતા જૈનોને હાથે સંસ્કૃતમાં લખાયેલી તમામ કૃતિઓ અશ્વઘોષ, ભાસ વગેરેના ગ્રંથોની પેઠે લૌકિક સંસ્કૃત ભાષામાં જ છે.

**ભાષા કોની?**—ભાષા એ તો વિચારોને વ્યક્ત કરવાનું એક વાહન છે (અને એ પણ સર્વાંશે સંપૂર્ણ નથી) તો પછી અમુક ભાષા તે અમુક લોકોની કે અમુક સંપ્રદાયની છે એમ કેમ કહેવાય? જે કોઈ જે ભાષા બોલે એમાં વિચાર કરે અને લખે તેની તે ભાષા ગણાય તેમ છતાં એવો ભ્રમ સેવાતો જોવાય છે કે જાણે 'વૈદિક' ભાષા અર્થાત્ વેદાદિની સંસ્કૃત ભાષા તે બ્રાહ્મણોની જ, 'અવેસ્તા-પહેલવી' તે પારસીઓની જ, 'પાલિ' તે બૌદ્ધોની જ અને 'અદ્ધમાગહી' (અર્ધમાગધી) તે જૈનોની જ ભાષા છે. આ વસ્તુસ્થિતિ સાચી નથી એ મેં પાઇય

૧ એમની કૃતિઓમાં કેટલેક સ્થળે 'અપાણિનીય' ગણાય એવા પ્રયોગો છે જુઓ ભાસનાટકચક્રનું દ્વિતીય પરિશિષ્ટ (પૃ ૫૬૯-૫૭૩)

(પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય નામના મારા પુસ્તકમા સૂચવ્યું છે. એમાં મેં મરહટ્ઠી અને સોરસેણીના ભેદ ગણાવતા 'જઘણ' વિશેષણ જે વાપર્યું છે તે આધુનિક પાશ્ચાત્ય વિદ્વાનોના કથનને અનુલક્ષીને છે.

'જૈન' સંસ્કૃત—બ્લૂમફીલ્ડે જૈનોની કેટલીક સંસ્કૃત કૃતિઓની ભાષાને 'જૈન સંસ્કૃત' કહી છે. એનું કારણ એ છે કે એ ભાષા અષ્ટા૦ને સર્વાંશે અનુસરતી નથી એટલું જ નહિ પણ એના ઉપર અ૦ મા૦નો—પાઇય ભાષાનો પાસ જોવાય છે. તેમ છતા આ ભાષા [1]"आदुं च मरचां" જેવા શ્લોક દ્વારા સૂચિત બનાવટી સંસ્કૃત નથી જ.

ખરેખરી સંસ્કૃત ભાષા ગણાય એવી ભાષામાં અનેક ગ્રંથો જૈનોને હાથે રચાયેલા છે. એના હિસાબે "घोटके चटितः" જેવા "જૈન સંસ્કૃત"મા બહુ ઓછા ગ્રંથો—ગ્રંથાંશો છે. એની પણ હું અહીં નોંધ લેનાર છું.

મર્યાદા—અત્યાર સુધીમાં જેટલી કૃતિઓ આ દેશના કે અન્ય દેશના કોઈ પણ માનવીને હાથે રચાઈ છે તે નિરવધિ કાળ પર્યંત સચવાઈ જ રહે એમ બને જ નહિ. આથી તો આપણને અનેક ગ્રંથકારોની કૃતિ

---

૧ "आदुं च मरचां लसणं च लीम्बुं
धाणाश्च जीरूं मीठुं नाखी देवुं ।
पाषाणमध्ये परिमर्दयामि
इदं प्रमाणे चटणी भवन्ति ॥"

આવાં અન્ય ઉદાહરણો માટે—સંસ્કૃતાભાસના નમૂના માટે જુઓ મારો "ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ"ના તા ૧૮-૫-'૪૭ના અંકમા પ્રકાશિત થયેલો લેખ નામે "બનાવટી સંસ્કૃત"

આજે મળતી નથી. જૈન સાહિત્ય પૂરતો વિચાર કરીશું તો જણાશે કે શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના જન્મ પૂર્વે કોઈ સાર્વજનીન જૈન કૃતિ રચાઈ હોય તે. તે જળવાઈ રહી નથી. વળી ધાર્મિક સાહિત્યને અંગે પણ એમની પૂર્વે થઈ ગયેલા 'પુરુષાદાનીય' પાર્શ્વનાથ (ઇ. સ. પૂર્વે ૮૭૭–ઇ. સ. થી પૂર્વે ૭૭૭)ના તીર્થમાં રચાયેલી દ્વાદશાંગી પણ સુરક્ષિત રહી નથી. હા, એમ બન્યું હોય કે એમાંના કેટલાક ભાગોને વિનયમૂર્તિ ઇન્દ્રભૂતિ વગેરે અગિયારે ગણધરોએ જે જે એકેક દ્વાદશાંગી રચી તે પૈકી સુધર્મસ્વામી નામના પાંચમા ગણધરકૃત દ્વાદશાંગીમાં સ્થાન અપાયું હોય. આવા ભાગો કઈ ભાષામાં હશે અને એ ક્યા હશે? એનો સર્વમાન્ય નિર્ણયાત્મક ઉત્તર આપવાનું કોઈ સાધન જણાતું નથી. પાંચમા ગણધરે રચેલી દ્વાદશાંગી પણ સર્વાંશે આજે ઉપલબ્ધ નથી. દિટ્ઠિવાય નામનું બારમું અંગ આજે મળતું નથી. એનો મહત્ત્વનો અને મહાકાય વિભાગ નામે 'પુવ્વગય' લુપ્ત થયો છે. એના ચૌદ વિભાગરૂપ ચૌદ 'પુવ્વ' (પૂર્વ) સંસ્કૃત ભાષામાં રચાયાં હોવાની માન્યતાનું સમર્થન પ્રાચીન અવતરણરૂપ એકાદ બે પદ્યો અને ખાસ કરીને તો પ્રભાચંદ્રસૂરિએ વિ. સં. ૧૩૩૪માં રચેલા પ્રભાવકચરિત (શૃંગ ૮, શ્લો. ૧૧૪)માં કરેલા નિર્દેશ દ્વારા કરી શકે તેમ છે, પરંતુ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત વિસેસાવસ્સયભાસમાં નિહ્નવ-વાદને અંગે 'મલધારી' હેમચન્દ્રસૂરિએ એમની ટીકામાં પુવ્વમાંથી ઉદ્ધૃત કરાયેલી જે પંક્તિઓ આપી છે એ તો પાઇય ભાષામાં છે તેનું કેમ? એમ એની વિરોધનો સૂર પણ ઉઠાવી શકાય તેમ છે.[1] આવી પરિસ્થિતિમાં પણ ચૌદ પુવ્વની મોટા ભાગની ભાષા સંસ્કૃત હતી એમ માની લઈએ તો પણ એ ભાષામાં ક્યા ક્યા વિષયો ચર્ચાયા હશે

૧ આ ચર્ચા માટે જુઓ મારાં પુસ્તકો નામે A History of the Canonical Literature of the Jainas (પૃ. ૮૯–૯૦) અને આગમોનું દિગ્દર્શન (પૃ. ૨૧૨–૨૧૩)

તેનો નિર્ણય કરવા માટે આશરે પંદરસો વર્ષ પૂર્વેનું કોઈ સાધન જણાતું નથી. આથી કરીને ઉપલબ્ધ જૈન સંસ્કૃત સાહિત્યની કોઇ પણ કૃતિ ઇ. સ.ના પહેલા સૈકાની પૂર્વે રચાયેલી છે એમ ભાગ્યે જ કહી શકાય આથી તો આ પુસ્તકમાં જે વિવિધ વિષયોની કૃતિઓ હું વિચારવા ઇચ્છુ છું તેની એક કાલ-મર્યાદા આ પ્રમાણેની છે, જ્યારે બીજી કાલ-મર્યાદા તરીકે મે પહેલાં તો 'ન્યાયાચાર્ય' 'ન્યાયવિશારદ' યશોવિજયગણિનો લગભગ વિ. સં. ૧૭૪૩ સુધીનો જીવન-કાળ પસંદ કર્યો હતો (કેમકે એનમા સ્વર્ગવાસ પછી ભાગ્યે જ કોઇ નોંધપાત્ર જૈન મૌલિક કૃતિ સંસ્કૃતમાં રચાયેલી હશે) પરંતુ સાહિત્યના ઇતિહાસના કેટલાક આધુનિક લેખકોએ પોતાના સમય સુધીની કૃતિઓનો પરિચય આપ્યો છે એથી તેમજ એ દ્વારા છેલ્લા અઢીસો વર્ષ દરમ્યાન કઈ જાતની સાહિત્યપ્રવૃત્તિએ વેગ પકડયો છે તેનો ખ્યાલ આપવો ઉચિત જણાવાથી હું પ્રથમ વિચારને છોડી દેવાની તૈયારીમા હતો તેવામા અહીં (સુરતમા) જૈનાચાર્ય શ્રીવિજયપ્રતાપસૂરીશ્વરના શિષ્યરત્ન આચાર્યશ્રી વિજયધર્મસૂરિજીનું આગમન થતા તેમની ઇચ્છા પણ આજ દિન સુધીની સમુચિત કૃતિની નોંધ લેવાય તો સારૂં એવી હોવાથી મેં કાલ-મર્યાદા લબાવી છે, જો કે પ્રકાશક તરફથી નક્કી કરાયેલી પૃષ્ઠસંખ્યામા રહીને કામ કરવાનું હોવાથી મુખ્ય મુખ્ય કૃતિઓની પ્રસગોપાત્ત નોંધ લઈ સંતોષ માનવો પડયો છે— પૂર્વગામી ગ્રથોની પેઠે પરિચય આપવાનું માંડી વાળવુ પડયું છે

વર્ગીકરણ—જૈન ધર્મના અનુયાયીઓએ ભારતવર્ષની વિવિધ ભાષાઓમા કૃતિઓ રચી છે એમના મહામૂલ્યશાળી ઉપલબ્ધ આગમો અ૦મા૦મા રચાયેલા હોવા છતા એમણે સંસ્કૃત ભાષાને પણ સમુચિત સ્થાન આપવામા સંકોચ રાખ્યો નથી. વિશેષમા જે કોઇ ગ્રથ પોતાના શિષ્યાદિના પઠનપાઠન માટે ઉપયોગી લાગ્યો તેના ઉપર તેમજ અન્ય રીતે પણ જે મહત્ત્વનો જણાયો તેના ઉપર એમણે વિવરણ રચ્યા છે. પછી

ભલે ને એ ગ્રંથ અજૈન સંપ્રદાયનો કેમ ? ન હોય કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પૈકી ત્રીજા પુરુષાર્થને જ પ્રધાનપણે ઉદ્દેશીને લખાયેલો પણ કેમ ન હોય ? વળી એમણે પાઇય કૃતિઓ ઉપર પણ સંસ્કૃત ભાષામા વિવરણો રચ્યાં છે અને કેટલીક વાર એના પ્રતિસંસ્કૃતરૂપ સાહિત્ય પણ સર્જ્યું છે. આ ઉપરાંત એમણે 'સમસંસ્કૃત' કૃતિઓની જેમ 'અર્ધસંસ્કૃત' કૃતિઓ અને એક જ વાક્યમાં અમુક અંશ સંસ્કૃતમા અને બાકીનો પાઇયમાં હોય એવી એટલે કે [1]મિશ્ર ભાષામા ગુંથાયેલી કૃતિઓ અથવા વચ્ચે વચ્ચે સંસ્કૃત ભાષાની કંડિકાઓ હોય એવી પણ પાઇય કૃતિઓ રચી છે. આને લઇને એમણે રચેલી સંસ્કૃત કૃતિઓને આપણે નીચે મુજબના મુખ્ય સાત વર્ગમા વિભક્ત કરી શકીએ —

(૧) સ્વતંત્ર સંસ્કૃત કૃતિઓ.
(૨) સંસ્કૃત કૃતિઓના સ્વોપજ્ઞ સંસ્કૃત વિવરણો.
(૩) ભિન્નકર્તૃક જૈન સંસ્કૃત ગ્રંથોના સંસ્કૃત વિવરણો.
(૪) અજૈન સંસ્કૃત ગ્રંથોના સંસ્કૃત વિવરણો.
(૫) જૈન પાઇય કૃતિઓના સંસ્કૃત વિવરણો.
(૬) અજૈન પાઇય કૃતિઓના સંસ્કૃત વિવરણો.
(૭) પ્રતિસંસ્કૃત સાહિત્ય.

હવે આપણે આ વર્ગોનો વિષયદીઠ વિચાર કરીશું

*

૧ સરખાવો અંગ્રેજીમા macaronic તરીકે ઓળખાવાતી કૃતિઓ. આ શબ્દનો અર્થ "ધ કૉન્સાઇઝ ઑક્સફર્ડ ડિક્શનરી"મા નીચે મુજબ અપાયો છે—

"(verses) of burlesque form containing Latin (or other foreign) words & vernacular words with Latin etc terminations".

# પ્રકરણ ૨ : વ્યાકરણ

**પર્યાય**–વ્યાકરણ કહો કે શબ્દશાસ્ત્ર કહો, શબ્દાગમ કહો કે શબ્દાનુશાસન કહો એ એક જ છે એને અંગ્રેજીમાં ગ્રામર (grammar) કહે છે 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિએ અભિધાનચિન્તામણિ (કાંડ ૨, શ્લો ૧૬૪–૧૬૫)મા વેદના નીચે મુજબ છ અંગો ગણાવ્યાં છેઃ—

(૧) [1]શિક્ષા, (૨) [2]કલ્પ, (૩) વ્યાકરણ, (૪) છંદ, (૫) જ્યોતિષ અને (૬) [3]નિરુક્ત.

**વ્યાકરણની પ્રાચીનતા**—ઉપર્યુક્ત અંગો પૈકી બીજા અને પાંચમા અંગો સિવાયનાં બાકીનાં ચારે તો ભાષાશાસ્ત્રને લગતા છે. અને ત્રીજું અંગ તે વ્યાકરણ છે. આ ઉપરથી વ્યાકરણના પરામર્શની પ્રાચીનતાનો કંઈક ખ્યાલ આવી શકશે. ઋગ્વેદમા કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ નજરે પડે છે. બ્રાહ્મણ તરીકે ઓળખાવાતા ગ્રંથોમાં ગોપથ (૧–૨૪) વગેરેમાં વ્યાકરણને લગતી કેટલીક સંજ્ઞાઓના નામ જોવાય છે. જેમકે લિંગ, વચન, વિભક્તિ, આખ્યાત, કુર્વન્ત (કૃદન્ત) ઇત્યાદિ. વિવિધ [4]પ્રાતિશાખ્યો વ્યાકરણ–વિષયક કેટલીક માહિતી પૂરી પાડે છે. ઇ સ પૂર્વે ૬૦૦ કરતાં તો પહેલાં થઈ ગયેલા યાસ્કનું નિરુક્ત વ્યાકરણના ક્ષેત્રમાં એ સમયમાં થયેલા વિકાસ ઉપર વેધક પ્રકાશ પાડે છે. એમાં આપણને નામ, સર્વનામ, આખ્યાત, ઉપસર્ગ, નિપાત વગેરે શબ્દો નજરે પડે છે યાસ્કના સમય પહેલાં વ્યાકરણનુ ક્ષેત્ર ખૂબ ખેડાયું હશે એમ લાગે છે,

---

૧ આમા વર્ણોનું વિવેચન છે.

૨ આનો અર્થ 'આચાર' થાય છે.

૩ આનો વિષય વ્યુત્પત્તિ છે.

૪ આ વૈદિક યાને છાંદસ વ્યાકરણોની ગરજ સારે છે.

કેમકે એ આચાર્ય 'પ્રાચ્ય' અને 'ઉદીચ્ય' એવી બે શાખાઓનો ભેદ દર્શાવતાં વીસેક આચાર્યોનાં નામ ગણાવે છે. એમાં શાકટાયન, ગાર્ગ્ય અને શાકલ્ય એ નામો સુપ્રસિદ્ધ છે. આ શાકટાયને તો દરેક શબ્દની નિષ્પત્તિ ધાતુમાંથી માની છે. આમ આપણા દેશમાં વ્યાકરણનું ક્ષેત્ર ઓછાંમાં ઓછાં ચારેક હજાર વર્ષોથી ખેડાયું છે, અને જાતજાતનાં વ્યાકરણો રચાયાં છે.

ઇન્દ્ર (ઐન્દ્ર) વ્યાકરણ—

[૧]

પાણિનિકૃત અષ્ટા૦ (અધ્યાય ૧, પાદ ૧, સૂ. ૧) ઉપરના મહાભ્ય (આહ્નિક ૧)માં પતંજલિએ કહ્યું છે કે બૃહસ્પતિએ દિવ્ય સહસ્ર વર્ષો સુધી[1] પદે પદે કહેલા શબ્દોનું શબ્દ-પારાયણ કહ્યું અર્થાત્ એકેક શબ્દ છૂટો છૂટો કહ્યો.[2] તૈત્તિરીયસંહિતા (૬-૪-૭)માં નીચે મુજબ ઉલ્લેખ છે:-

"वाग् वै पराच्यव्याकृताऽवदत्। ते देवा इन्द्रमब्रुवन्-इमां नो वाचं व्याकुर्विति।...तामिन्द्रो मध्यतोऽवक्रम्य व्याकरोत्॥"

આની વ્યાખ્યા સાયણાચાર્યે આપી છે. એને લક્ષ્યમાં લેતાં એમ કહી શકાય કે પુરાતન સમયમાં વાણી અવ્યાકૃત એટલે કે વ્યાકરણ સંબંધી પ્રકૃતિ, પ્રત્યય આદિ સંસ્કારોથી રહિત અખંડિત પદરૂપ બોલાતી હતી. દેવોએ (પોતાના રાજા) ઇન્દ્રને એને વ્યાકૃત એટલે પ્રકૃતિ, પ્રત્યય વગેરેના સંસ્કારવાળી બનાવવા કહ્યું. ઇન્દ્રે એ ઉપરથી એ વાણી

૧ પ્રક્રિયાકૌમુદી (ભા ૧, પૃ ૭) પ્રમાણે આટલા વર્ષ સુધી અભ્યાસ કરવા છતા ઇન્દ્ર શબ્દ-પારાયણનો પાર પામી શક્યો નહિ

૨ જુઓ "આનન્દાશ્રમ ગ્રંથાવલી" (ભાગ ૮), ગ્રંથાક ૪૨નુ પૃ ૪૧૧૯.

વચમાંથી તોડીને વ્યાકૃત બનાવી. આમ ઇન્દ્રે વ્યાકરણ રચ્યું. એને ઇન્દ્ર-વ્યાકરણ, ઐન્દ્ર-વ્યાકરણ તેમજ ઐન્દ્ર-તન્ત્ર તરીકે ઓળખાવાય છે જેમ વ્યાકરણના પ્રથમ પ્રવક્તા તરીકે બ્રહ્માનો નિર્દેશ કરાય છે તેમ વ્યાકરણના આદિમ સંસ્કર્તા તરીકે ઉપર્યુક્ત ઇન્દ્રનો ઉલ્લેખ કરાય છે આ ઇન્દ્રનો પરિચય શ્રી યુધિષ્ઠિર મીમાંસકે संस्कृत व्याकरणशास्त्र का इतिहास નામના હિંદી [1]પુસ્તક (ભા. ૧, પૃ. ૫૭-૫૯)માં આપ્યો છે અહીં એમણે કહ્યું છે કે આ ઇન્દ્ર વિક્રમથી સાડા આઠ હજાર (૮૫૦૦) વર્ષ પૂર્વે થઈ ગયા છે, પરંતુ આ સમય પરત્વે મતભેદ જોવાય છે.

કથાસરિત્સાગરમા સૂચવાયા મુજબ ઉપર્યુક્ત ઇન્દ્ર-વ્યાકરણ ઘણા સમયથી નાશ પામ્યું છે જૈન શાકટાયન-વ્યાકરણ (૧-૨-૩૭)-માં વૈયાકરણ ઇન્દ્રનો મત દર્શાવાયો છે. દિગંબર સોમદેવે રચેલા યશસ્તિલક-ચંપૂ (આશ્વાસ ૧, પૃ. ૯૦)મા આ ઇન્દ્ર-વ્યાકરણનો નિર્દેશ છે. ભટ્ટારક હરિશ્ચન્દ્રે ચરકની વ્યાખ્યામા નીચે મુજબ કહ્યુ છે :-

"शास्त्रेष्वपि 'अथ वर्णसमूहः' इति ऐन्द्रव्याकरणस्य ।"

દુર્ગાચાર્યે નિરુક્ત-વૃત્તિ (પૃ. ૧૦)ના પ્રારંભમા ઇન્દ્ર-વ્યાકરણનું એક સૂત્ર નીચે મુજબ ઉદ્ધૃત કર્યું છે-

"नैकं पदं जातम्, यथा 'अर्थः पदम्' इत्यैन्द्राणाम् ।"

આ ઐન્દ્ર વ્યાકરણને અંગે ચીની, ટિબેટીય અને ભારતીય સાહિત્યમાં જે જે ઉલ્લેખો મળે છે તેના સંગ્રહ તરીકે ડૉ એ. સી. બર્નેલે નીચે મુજબના નામથી એક મોટો ગ્રંથ રચ્યો છે:-

On the Aindra School of Sanskrit Grammarians.

---

૧ આ પુસ્તક પં ભગવદ્દત્તજી તરફથી વિ સં. ૨૦૦૭મા પ્રકાશિત થયેલું છે

[ ૨ ]

ઐન્દ્ર વ્યાકરણ (ઇ. સ. પૂર્વે ૫૮૦)ની ઉત્પત્તિ—શ્વેતામ્બરોની કેટલીક કૃતિઓમાં ઐન્દ્ર વ્યાકરણની ઉત્પત્તિનો પ્રસંગ આલેખાયો છે. એ સૌમાં પ્રાચીનતાની દૃષ્ટિએ આવસ્સય ઉપરની ભદ્રબાહુસ્વામીએ રચેલી નિજ્જુત્તિ (પત્ર ૧૮૨અ) અગ્ર સ્થાન ભોગવે છે. આ ભદ્રબાહુસ્વામી તે ચતુર્દશ-પૂર્વધર યાને 'શ્રુતકેવલી' છે એમ જૈન પરંપરાનું માનવું છે અને એ પરંપરા અનુસાર એમનો સ્વર્ગવાસ વીરસંવત્ ૧૭૦માં થયો છે આધુનિક કેટલાક વિદ્વાનોનો મત જુદો છે. તેમનું કહેવું એ છે કે આ તેમજ અન્ય નિજ્જુત્તિઓના કર્તા તો બીજા ભદ્રબાહુ છે અને એમનો સમય વિક્રમની પાંચમી શતાબ્દી છે. આવસ્સયની નિજ્જુત્તિને અંગે કોઈ કોઈ એમ પણ કહે છે કે એનો અમુક ભાગ 'શ્રુતકેવલી' ભદ્રબાહુની રચના છે. ગમે તેમ પણ ઇન્દ્ર-વ્યાકરણ સંબંધી ઉલ્લેખ માટે તો ઉપર્યુક્ત નિજ્જુત્તિ જ સૌથી પ્રાચીન સાધન જણાય છે એટલે હું પ્રસ્તુત ભાગ અત્રે ઉદ્ધૃત કરું છું:-

"सक्को य तस्समक्खं भगवंतं आसणे निवेसित्ता।
सद्दस्स लक्खणं पुच्छे वागरणं अवयवा इंदं ॥"

આનો અર્થ એ છે કે શક્રે તેની (લેખાચાર્યની) સમક્ષ ભગવાન (મહાવીરસ્વામી)ને આસન ઉપર બેસાડી શબ્દનું લક્ષણ પૂછ્યું. (ભગવાને) વ્યાકરણ (કહ્યું) (અર્થાત્ સ્પષ્ટીકરણ કર્યું) (કેટલાંક) અવયવો (લેખાચાર્યે ગ્રહણ કર્યા). (આ ઉપરથી) ઇન્દ્ર (ઐન્દ્ર) (વ્યાકરણ બન્યું).

જિનદાસગણિએ રચેલી મનાતી આવસ્સયની ચુણ્ણિ (ભા. ૧, પત્ર ૨૪૮) અને એ આવસ્સયની હરિભદ્રસૂરિકૃત ટીકા (પત્ર ૧૮૨અ) એ ઉપર્યુક્ત નિજ્જુત્તિ પછી અગ્ર સ્થાન ભોગવે છે. આ ચુણ્ણિમાં કહ્યું છે કે ભગવાન (મહાવીરસ્વામી) આઠ વર્ષથી કંઇક અધિક ઉમ્મરના થયા

ત્યારે એમણે સ્નાન કર્યું અને શ્વેત વસ્ત્ર ધારણ કર્યું. એમના માતાપિતાએ એમને અલંકારાદિથી વિભૂષિત કર્યા અને એમને હાથી ઉપર બેસાડી ઠાઠમાઠથી પરિવારાદિ સહિત લેખાચાર્ય પાસે એઓ લઈ ગયા. એ લેખાચાર્યનું ખૂબ મોટું આસન માંડેલું હતું. (ત્રણ જ્ઞાનના ધારક પ્રભુને આ પ્રમાણે શિષ્યરૂપે લઈ આવેલા જાણી) શક્ર ઇન્દ્રનું આસન ચલિત થયુ અને એ લેખાચાર્ય પાસે સત્વર આવ્યો પછી એણે પેલા આસન ઉપર પ્રભુને બેસાડ્યા. પેલા લેખાચર્ય પણ ત્યાં જ હતા. પછી શક્રે હાથ જોડીને (વ્યાખ્યારૂપે વ્યાકરણાર્થે ઉપોદ્ઘાત, પદ, પદાર્થ, ક્રમ, ગુરુલાઘવ, સમાસ, વિસ્તાર, સક્ષેપ, વિષય, વિભાગ, આક્ષેપ તેમજ પરિહાર એ બાબતો) અકાર આદિના પર્યાય, ભંગ અને ગમ પૂછ્યા. ત્યારે પ્રભુએ એનુ અનેક પ્રકારે વ્યાકરણ (સ્પષ્ટીકરણ) કર્યું. લેખાચાર્યે એ સાંભળ્યું. એ ઉપરથી લેખાચાર્યને કેટલાક પદ—અર્થો સમજાયા. (એ ઉપરથી) ત્યારથી ઐન્દ્ર વ્યાકરણ ઉદ્ભવ્યુ.

મહત્તરા યાકિનીના ધર્મપુત્ર હરિભદ્રસૂરિએ આવસ્સયની ટીકા (ભા. ૧, પત્ર ૧૮૨ અ)માં કહ્યું છે કે શક્રે લેખાચાર્યની સમક્ષ ભગવાનને આસન ઉપર બેસાડી શબ્દનું લક્ષણ પૂછ્યું. ભગવાને એનું વ્યાકરણ કહ્યું–સ્પષ્ટીકરણ કર્યું લૌકિક અને સામાયિક શબ્દોનું જે વડે સ્પષ્ટીકરણ કરાય તે 'વ્યાકરણ'—'શબ્દશાસ્ત્ર.' એનાં કેટલાક અવયવો ઉપાધ્યાયે (લેખાચાર્યે) ગ્રહણ કર્યા. તે ઉપરથી ઐન્દ્ર વ્યાકરણ બન્યું. આમ એમણે પણ આની ઉત્પત્તિ ઉપર મુજબ સૂચવી છે.

'કલિ૦' હેમચન્દ્રસૂરિએ પણ યોગશાસ્ત્ર (પ્ર. ૧, શ્લો. ૫૬–૫૮)માં ઐન્દ્ર વ્યાકરણની ઉત્પત્તિને અંગે ઉપર મુજબ વિધાન કર્યું છે.

આ ઐન્દ્ર વ્યાકરણ એ શક્રે પૂછેલા પ્રશ્નો, મહાવીરસ્વામીએ

આપેલા ઉત્તરો અને લેખાચાર્યે કરેલી સંકલના એમ ત્રિવેણીના સંગમરૂપ છે. એની રચના ઇ. સ. પૂર્વે ૫૯૦મા થયેલી છે.

જૈન પરંપરા અનુસાર રચાયેલા મનાતા આ ઐન્દ્ર વ્યાકરણને જ કેટલાકે જૈનેન્દ્ર-વ્યાકરણ કહ્યું છે. દા. ત. વિનયવિજયગણિએ પજ્જોસવણાકપ્પ (સુ ૧૦૮) ઉપર સુબોધિકા નામની જે ટીકા વિ. સં. ૧૬૯૬માં રચી છે એમા એમણે આને જૈનેન્દ્ર-વ્યાકરણ કહ્યું છે.

આ ઐન્દ્ર વ્યાકરણ કઈ ભાષાનું હશે અને એ કઈ ભાષામા રચાયુ હશે તેનો કોઈ ઉલ્લેખ જણાતો નથી મગધ (બિહાર)માં એ રચાયું હોવાથી એ સમયની સામાન્ય લોકોની કે શિષ્ટ જનોની ત્યાની ભાષાને લગતું એટલે કા તો માગધીનું કે કાં તો સંસ્કૃતનું એ વ્યાકરણ હશે, અને લેખાચાર્ય બ્રાહ્મણ હશે એટલે એ સંસ્કૃતમા રચાયું હશે આ વ્યાકરણ આજે લગભગ ૫૬૨ સૈકા થયાં તો મળતું નથી એટલે એ વિષે આટલું જ કહેવુ બસ થશે

સદ્દપાહુડ (શબ્દપ્રાભૃત) (ઇ સ પૂર્વે ૫૫૭)

દિટ્ઠિવાય નામના બારમા અંગમાં ચૌદ પુવ્વ છે, અને એ દરેક પુવ્વના વત્થુ (વસ્તુ) નામે ઓછાવત્તા વિભાગ છે, અને એ વિભાગના પાહુડ (પ્રાભૃત) નામે પેટા-વિભાગ છે આવસ્સયની ચુણ્ણિ (ભા પત્ર )માં તેમજ અણુઓગદ્દારની ચુણ્ણિ (પત્ર ૪૭)મા સદ્દપાહુડનો ઉલ્લેખ છે, જ્યારે એના સંસ્કૃત સમીકરણરૂપ શબ્દપ્રાભૃતનો ઉલ્લેખ વાચકવર્ય ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર યાને તત્ત્વાર્થસૂત્ર (અ ૧, સૂ. ૫)ની ભાષ્યાનુસારિણી ટીકા (પૃ ૫૦)માં સિદ્ધસેનગણિએ અને અણુઓગદ્દાર (સુત્ત ૧૩૦)ની ટીકા (પત્ર ૧૫૦આ)માં 'મલધારી' હેમચંદ્રસૂરિએ કર્યો છે. સિદ્ધસેનગણિએ કહ્યુ છે કે 'શબ્દપ્રાભૃત' પૂર્વમાં છે એમાથી આ

વ્યાકરણ આપ્યું છે એ શબ્દપ્રાભૃત જે જાણે તે 'પ્રાભૃતજ્ઞ' એમ એમણે કહ્યું છે.

ત. સૂ. (અ. ૧, સૂ. ૫) ઉપરના સ્વોપજ્ઞ ભાષ્ય (પૃ. ૪૪)માં ઉમાસ્વાતિએ કહ્યું છે કે આગમથી પ્રાભૃતજ્ઞ દ્રવ્ય એટલે ભવ્ય (અર્થાત્ થવાની યોગ્યતાવાળું) એમ કહે છે. આવો ઉલ્લેખ કરી એમણે "द्रव्यं च भव्ये" એવો પાઠ આપ્યો છે આ અષ્ટા૦ (અ. ૫, પા ૩ મા ૧૦૮મા સૂત્રરૂપે જોવાય છે એ સૂત્ર મૂળે જો એનું ન જ હોય તો એ શબ્દ-પ્રાભૃતનું તો નહિ હોય એવો પ્રશ્ન મને સ્ફુરે છે.

આ સદ્દપાહુડ કેટલા યે સૈકાઓ થયા લુપ્ત થઈ ગયું છે. એ અમુક જ ભાષાનું અને તે પણ અમુક જ ભાષામા રચાયેલું વ્યાકરણ હોવું જોઈએ એવો અંતિમ નિર્ણય કરવાનું કોઈ સાધન જણાતું નથી, પણ એ સસ્કૃતમાં હશે એમ માની એની અહીં મે નોંધ લીધી છે.

[1]જૈનેન્દ્ર-વ્યાકરણ યાને પંચાધ્યાયી (વિક્રમની છઠ્ઠી સદી)— જૈન ઉપલબ્ધ સાહિત્યની દૃષ્ટિએ આ જૈનોનું સૌથી પ્રથમ વ્યાકરણ છે એના કર્તા દિગંબર મુનિવર પૂજ્યપાદ ઉર્ફે [2]દેવનંદિ[3] યાને

---

૧ અભયનંદિકૃત ટીકા સહિત આ વ્યાકરણ "પંડિત, નવીન ગ્રંથમાળા"માં પુ ૩૧–૩૪ તરીકે છપાયું છે "સનાતન જૈન ગ્રંથમાલા" તરફથી બનારસથી ઈ સ. ૧૯૧૫મા આ મૂળ કૃતિ શબ્દાર્ણવચન્દ્રિકા સહિત પ્રકાશિત થઈ છે

૨ મૂળ સસ્કૃત શબ્દ 'દેવનદિન્' છે એ પ્રમાણે યથાસ્થાન સમજી લેવુ.

૩ સંક્ષેપમા 'દેવ' એવો વ્યવહાર કરાય છે દા ત જિનસેને આદિપુરાણ (પર્વ ૧, શ્લો પર)મા અને વાદિરાજસૂરિએ પાર્શ્વનાથચરિત (સ. ૧, શ્લો. ૧૮)-મા આવો ઉલ્લેખ કર્યો છે

અધ્યાયના ચચ્ચાર પાદ છે અને એ દરેકમાં ઓછાંવત્તાં [1]સૂત્રો છે એ ઘણાં સંક્ષિપ્ત છે. વળી એમાં [2]સંજ્ઞાકૃત લાઘવ છે કે જે લાઘવ અષ્ટા૦ની યોજનામાં પણ નથી. આ ઉપરાંત આ વ્યાકરણમાં 'એક-શેષ' પ્રકરણ નથી.[3] આમ આ અનેકશેષ છે. એ એની એક રીતે વિશિષ્ટતા ગણાય

અષ્ટા૦માં વૈદિક પ્રયોગો પણ સિદ્ધ કરાયા છે એમ એ છાંદસ અને લૌકિક એમ બંને પ્રકારની સંસ્કૃત ભાષાનું વ્યાકરણ છે, જ્યારે આ તો કેવળ લૌકિકનું છે. તેમ છતાં છાંદસ અધિકારમાં પાણિનિએ સિદ્ધ કરેલા કેટલાક શબ્દોને 'લૌકિક' માની અહીં સિદ્ધ કરાયા છે.

**દ્વિવિધ વાચના:**—આ વ્યાકરણના મૂળ સૂત્ર-પાઠના બે પ્રકાર જોવાય છે—બે વાચના મળે છે: (૧) જેના ઉપર દિ. આચાર્ય અભયનંદિની મહાવૃત્તિ અને દિ. શ્રુતકીર્તિકૃત પ્રક્રિયા છે તે અને (૨) જેના ઉપર દિ. સોમદેવસૂરિકૃત શબ્દાર્ણવ-ચન્દ્રિકા અને દિ. ગુણનંદિકૃત પ્રક્રિયા છે તે. પ્રથમ પ્રકારના સૂત્ર-પાઠમાં લગભગ ૩૦૦૦ સૂત્રો છે, જ્યારે બીજામાં આશરે ૩૭૦૦ સૂત્રો છે. તેમ છતાં બંનેમાં મોટે ભાગે સૂત્રો

૧ વ્યાકરણના વિષયમાં જેવી સૂત્રાત્મક શૈલી જોવાય છે એવી અન્ય સાહિત્યિક કૃતિઓમાં નજરે પડતી નથી ગમે તેમ પણ આ જાતની અનુપમ કળા આપણા આ ભારતવર્ષમાં જ ઉદ્ભવી અને વિકસી છે સમગ્ર યુરોપીય સાહિત્ય ભારતીય સાહિત્ય કરતાં વિશાળતા અને વિવિધતામા પણ ભલે ચઢિયાતું ગણાતું હોય, પણ આવી સૂત્રાત્મક યોજના તો ત્યાં જોવાતી નથી

૨ નાથારંગજી ગાધી તરફથી વીરસંવત્ ૨૪૪૪માં દિ. પં. વંશીધરે સિદ્ધાંત-કૌમુદીની શૈલીમાં રચેલી **જૈનેન્દ્ર-પ્રક્રિયા** પ્રસિધ્ધ થઈ છે તેમા જૈનેન્દ્ર વ્યાકરણમાંની સંજ્ઞાઓના ઇતર વ્યાકરણગત સંજ્ઞા સાથે સમીકરણો અપાયા છે વિશેષમા અષ્ટા૦ સાથે સંતુલન કરી બાર વિશિષ્ટતા દર્શાવાઈ છે એમાં પ્રક્રિયાકૃત લાઘવનો પણ ઉલ્લેખ છે.

૩ શબ્દોમાં એકત્વ, બહુત્વ ઇત્યાદિના વાચકત્વની સ્વાભાવિક શક્તિનું સમર્થન કરી 'એક-શેષ' પ્રકરણની પ્રક્રિયાનું નિરસન કરાયું છે

સમાન છે, અને મંગળાચરણ પણ એકસરખું જ છે, જો કે કેટલીક સંજ્ઞાઓમાં ભેદ છે.

પ્રથમ પ્રકારનો સૂત્ર-પાઠ પાણિનીય સૂત્ર-પાઠની શૈલીએ રચાયો છે શાકટાયન-વ્યાકરણની પરિપૂર્ણ સ્વરૂપે રચાયાની પ્રતિષ્ઠા જામતાં આ સૂત્રપાઠ અપૂર્ણ જણાતાં મહાવૃત્તિમા અનેક વાર્તિક અને ઉપસંખ્યાન[1] ઇત્યાદિ રચીને એ પૂર્ણ બનાવાયો છે. બીજા પ્રકારનો સૂત્ર-પાઠ એ પ્રથમ સૂત્ર-પાઠનાં સેકડો સૂત્રોને પરિવર્તિત અને પરિવર્ધિત કરીને સંભવત દિ. આચાર્ય ગુણનંદિએ યોજ્યો છે, અને તેમ થવાથી એ પ્રાયઃ પૂર્ણ બન્યો છે, અને એથી તો એના ટીકાકારોને વાર્તિકાદિ રચવાં પડ્યાં નથી.

પ્રથમ સૂત્રપાઠ જ અસલી છે. આ સિદ્ધ કરવા માટે પં નાથુરામ પ્રેમીએ કેટલાંક કારણો દર્શાવ્યા છે.[2]

પ્રથમ સૂત્રપાઠનું આદ્ય સૂત્ર જે નીચે મુજબ છે તે એના કર્તા પૂજ્યપાદનો અનેકાંતવાદ તરફનો પક્ષપાત—ઉચિત ગુણાનુરાગ સૂચવે છે:—

"सिद्धिरनेकान्तात्"

પૂજ્યપાદે આ વ્યાકરણમાં નિમ્નલિખિત છ આચાર્યોનાં નામો સૂચવ્યાં છે:—

(૧) પ્રભાચન્દ્ર, (૨) ભૂતબલિ, (૩) યશોભદ્ર, (૪) શ્રીદત્ત, (૫) સમંતભદ્ર અને (૬) સિદ્ધસેન.[3]

---

૧ વ્યાકરણના મૂળ સૂત્રમા જે કહ્યું ન હોય તેને ઉદ્દેશીને વાર્તિકકારને જે કહેવું પડે તેને 'ઉપસંખ્યાન' કહે છે

૨ જુઓ એમનો ઉપર્યુક્ત લેખ સં. વ્યા. ઈ. (ભા ૧, પૃ ૪૨૩) માં પ્રથમ અને દ્વિતીય સૂત્રપાઠને અનુક્રમે ઔદીચ્ય સંસ્કરણ અને દાક્ષિણાત્ય સંસ્કરણ તરીકે ઓળખાવાયા છે અને ઔદિચ્યને જ પૂજ્યપાદકૃત માન્યો છે, કેમકે એમાં 'એકશેષ' પ્રકરણ નથી

૩ જુઓ અનુક્રમે ૪-૩-૧૮૦, ૩-૪-૮૩, ૨-૧-૯૯, ૧-૪-૩૪, ૫-૪-૧૪૦ અને ૫-૧-૭

કેટલાક આ નામોને બનાવટી ગણે છે તો કેટલાક એને વૈયાકરણોનાં નામ ગણે છે, પણ એ વાત તો ચોક્કસ છે કે આ છ યે વ્યક્તિઓ વિશિષ્ટ ગ્રંથકારો હોવા જોઇએ અને એમણે એમની કૃતિઓમાં વ્યાકરણ વિષયક કોઈ કોઈ વિશિષ્ટ પ્રયોગો કર્યાં હશે.

સિદ્ધસેન દિવાકરકૃત વેદવાદ-દ્વાત્રિંશિકાના એટલે કે નવમી દ્વાત્રિંશિકાના ૨૨મા પદ્યમાં વિદ્રતે એવો જે પ્રયોગ છે તેને લક્ષીને "वेत्तेः सिद्धसेनस्य"[1] એવું સૂત્ર રચાયું હશે એમ લાગે છે.

**અસલી સૂત્રપાઠની ટીકાઓ**—અસલી સૂત્રપાઠ ઉપર નીચે મુજબની ટીકાઓ રચાઈ છેઃ–

(૧) [1]સ્વોપજ્ઞ ન્યાસ.

(૨) ભાષ્ય.

(૩) અભયનંદિકૃત મહાવૃત્તિ

(૪) પ્રભાચંદ્રકૃત શબ્દાંભોજભાસ્કર નામનો ન્યાસ.

(૫) આર્ય શ્રુતકીર્તિકૃત પંચવસ્તુ-પ્રક્રિયા.[2]

**સ્વોપજ્ઞ ન્યાસ અને ભાષ્ય**—આજે આ બેમાંથી એકે ઉપલબ્ધ નથી, પરંતુ પંચવસ્તુના કર્તાએ નીચે મુજબનો-મતલબનો જે ઉલ્લેખ કર્યો છે તે તેમજ અસલી સૂત્રપાઠનું સંજ્ઞા વગેરેથી ઉદ્ભવતું લાઘવ જોતાં એ હોવો જોઈએ એમ લાગે છેઃ–

---

૧ અષ્ટસહસ્રી (પૃ ૧૩૨) માં "प्यखे कर्मण्युपसङ्ख्यानात्" એવું જે અવતરણ આપ્યું છે એ અષ્ટા૦ના વાર્તિકમાં નથી તો એ સ્વોપજ્ઞ ન્યાસનું હશે.

૨. દિ. પં મહાચંદ્રે લઘુ જૈનેન્દ્ર નામની કૃતિ મહાવૃત્તિને આધારે રચી છે અને દિ. પં. બંશીધરે જૈનેન્દ્ર-પ્રક્રિયા રચી છે.

જૈનેન્દ્ર-વ્યાકરણ એ પ્રાસાદ છે, એનાં મૂળ સૂત્ર એ એના સ્તંભ છે, એનો ન્યાસ એ એની રત્નમય ભૂમિ છે, એની વૃત્તિ એ એનાં દ્વાર છે, એનું ભાષ્ય એ એનું શય્યાતલ છે, એની ટીકા એ એનો માળ છે, અને આ પંચવસ્તુ ટીકા એ એ પ્રાસાદ ઉપર પહોંચવા માટેનું સોપાન છે.

મહાવૃત્તિ—આના કર્તા અભયનંદિ છે. એ દિ. રાજવાર્તિકકાર અકલંક પછી અને દિ. શ્રુતકીર્તિની પહેલાં કોઈક સમયે થયા હોય એમ લાગે છે. આ મહાવૃત્તિ લગભગ ૧૨૦૦૦ શ્લોક જેવડી છે અને ઉપલબ્ધ ટીકાઓમાં એ સૌથી પ્રાચીન જણાય છે.[૧]

શબ્દાંભોજભાસ્કર—આ ન્યાસનું પરિમાણ આશરે ૧૬૦૦૦ શ્લોક જેટલું હશે. આની રચના અભયનંદિકૃત મહાવૃત્તિને અનુલક્ષીને દિ. પ્રભાચન્દ્રે કરી છે. એમનો સમય ઇ. સ. ૯૮૦થી ૧૦૬૫ સુધીનો હોવાનું અનુમાન પં. મહેન્દ્રકુમારે પ્રમેયકમલમાર્તણ્ડની પ્રસ્તાવના (પૃ. ૬૭)માં દોર્યું છે.

આ ન્યાસમાં પ્રમેયકમલમાર્તણ્ડ અને ન્યાયકુમુદચંદ્રનો જે રીતે ઉલ્લેખ છે[૨] તે વિચારતાં આ એના કર્તા તે જ ન્યાસકાર છે એમ જણાય છે. આ ન્યાસ હજી સુધી તો પૂરો મળ્યો નથી. અ. ૪, પા. ૩, સૂ. ૨૧૧ સુધીનો જ ન્યાસ અત્યારે તો મળે છે. શું આ ન્યાસ પૂરો નહિ રચાયો હોય?

---

૧ આ ટીકાના આધારે દિ. પં. રાજકુમારે લઘુવૃત્તિ રચી છે, અને એ બનારસથી ઇ. સ. ૧૯૨૪ માં પ્રકાશિત થઈ છે.

૨ "तदात्मकत्वं चार्थस्याध्यक्षतोऽनुमानादेश्च यथा सिद्ध्यति तथा प्रपञ्चतः प्रमेयकमलमार्तण्डे न्यायकुमुदचन्द्रे च प्ररूपितमिह द्रष्टव्यम्"—ઉપર્યુક્ત પ્રસ્તાવના (પૃ. ૭૨)

પંચવસ્તુ—આ પ્રક્રિયાક્રમને અનુસરનારી ટીકા છે એનુ પરિમાણ લગભગ ૩૩૦૦ શ્લોક જેટલુ છે. એ વિદ્યાર્થીઓ માટે ઉપયોગી છે. એના કર્તા આર્ય શ્રુતકીર્તિ હોય એમ જણાય છે, અને એમનો સમય વિક્રમની બારમી સદી હોવાનુ મનાય છે.

શબ્દાર્ણવ—જૈનેન્દ્ર વ્યાકરણના પ્રથમ પ્રકારના સૂત્રપાઠને અપૂર્ણ જોઈ, એને સર્વાંગે પરિપૂર્ણ બનાવવા માટે દિ. આચાર્ય ગુણનંદિએ પ્રયાસ કરી એને વિસ્તૃત બનાવ્યો તેનું ફળ તે શબ્દાર્ણવ-વ્યાકરણ છે. આથી તો એમાં પ્રથમ પ્રકારના સૂત્રપાઠમાંનાં અડધાં ઉપરનાં સૂત્રો એનાં એજ છે.[૧] આ દિ ગુણનંદિ તે કાં તો દિ. વીરનંદિની ગુરુ-પરંપરામાં થયેલા પ્રથમ ગુણનંદિ (વિ. સં ૯૫૯) હશે અથવા દિ. ત્રૈવિધ મેઘચન્દ્રના ગુરુ ગુણનંદિ (વિ. સં. ૧૧૭૨) હશે.

એના ઉપર બે ટીકા છે: (૧) શબ્દાર્ણવ-ચન્દ્રિકા અને (૨) શબ્દાર્ણવ-પ્રક્રિયા: આ બંનેમા 'એક-શેષ' પ્રકરણ છે. શબ્દાર્ણવ-ચન્દ્રિકાના કર્તા દિ. સોમદેવ છે અને એમણે આ ટીકા દિ મેઘચન્દ્રના પ્રશિષ્ય હરિચન્દ્રને માટે શકસંવત્ ૧૧૨૭માં રચી છે.

શબ્દાર્ણવ-પ્રક્રિયા—આ ઉપર્યુક્ત ચન્દ્રિકાને આધારે શ્રુતકીર્તિના પુત્ર અને શિષ્ય ચારુકીર્તિએ રચી હોય એમ લાગે છે. આ પ્રક્રિયા જૈનેન્દ્ર-પ્રક્રિયા એ નામથી સ૦ જૈ૦ ગ્રં૦ મા ગ્રથાંક પાચ તરીકે ઇ. સ. ૧૯૧૪માં છપાઇ છે,[૨] અને એના કર્તા તરીકે ગુણનંદિનું નામ છપાયું છે, પણ એ ભૂલ છે એમ પં. નાથુરામ પ્રેમીનું કહેવું છે.[૩]

૧ આવી પરિસ્થિતિને લઇને કેટલાક આ જ વ્યાકરણને જૈનેન્દ્ર કહે છે તે વાત ઘટાવી શકાય

૨ આના સંપાદક શ્રીલાલ જન છે.

[૩] જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૧૧૪).

કારિકા—જિનરત્નકોશ (ખંડ ૧, પૃ. ૭)માં આનંદવિમલના શિષ્ય વિજયવિમલે રચેલી અને સ્વોપજ્ઞ અવચૂરિથી વિભૂષિત કરેલી અનિટ્સ્વરાંતકારિકાની નોંધ છે. એ કારિકા જૈનેન્દ્ર વ્યાકરણને અંગેની છે એમ અહીં કહ્યું છે.

આ કારિકાની તેમજ એની સ્વોપજ્ઞ અવચૂરિની એક હાથપોથી વિ. સ. ૧૬૨૮માં લખાયેલી મળે છે.

વિશ્રાન્તવિદ્યાધર—(ઇ. વિ. સં. ૭૦૦) સં૦ વ્યા૦ ઇ૦ (ભા. ૧, પૃ. ૩૩૩)માં આનો 'જૈન' વ્યાકરણ તરીકે ઉલ્લેખ છે, પણ એમ માનવા માટે કોઈ પ્રમાણ અપાયેલું જણાતું નથી તેમ મને પણ એવું કોઇ પ્રમાણ મળ્યું નથી. જિ૦ ર૦ કો૦ (ખંડ ૧)માં આ વ્યાકરણની કોઈ હાથપોથી નોંધાઇ નથી. એ ઉપરથી પણ એવી સંભાવના થઇ શકે કે આ જૈન વ્યાકરણ નહિ હોય.

બીજી રીતે વિચારતાં આ વ્યાકરણનો જૈન[1] કૃતિઓમાં અવતરણપૂર્વક નિર્દેશ છે તેમજ આને 'જૈન' વ્યાકરણ માનવામાં બાધક ગણાય એવું કોઇ પ્રમાણ હજી સુધી તો મને મળ્યું નથી. આથી હું એનો અહીં વિચાર કરું છું.

વિશ્રાન્તવિદ્યાધરના કર્તા વામન છે. આ હકીકત ગ૦ ર૦ મ૦ (પૃ. ૨)માં સ્પષ્ટપણે કહેવામાં આવી છે. વિશેષમાં એના પૃ. ૧૬૮માં 'વામન'નો 'સહૃદયચક્રવર્તી' તરીકે ઉલ્લેખ છે. આના પૃ. ૨૩૭ ઉપરથી એ જાણવા મળે છે કે વામને પોતાના વ્યાકરણ ઉપર બૃહદ્વૃત્તિ રચી હતી. આથી એવું અનુમાન દોરાય કે એમણે લઘુ વૃત્તિ પણ રચી હશે. મૂળ વ્યાકરણની પેઠે આ બે વૃત્તિઓ પણ હજી સુધી તો મળી આવી નથી.

૧ જિનેશ્વરસૂરિએ પ્રમાલક્ષ્મની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૯૦ અ)માં વિશ્રાન્તનો ઉલ્લેખ કર્યો છે તે વિશ્રાન્તવિદ્યાધર હશે.

વામનનો સમય નક્કી કરવા માટેનું પ્રબળ સાધન એમના આ વ્યાકરણ ઉપર ન્યાસ રચનાર મલ્લવાદીના સમય ઉપર અવલંબે છે. મલ્લવાદી બે થયા છે એટલે એ પૈકી આ કોણ છે તેનો નિર્ણય કરાતા વામનના સમયનો અંતિમ નિર્ણય થઇ શકે. સં૦ વ્યા૦ ઇ૦ (ભા ૧, પૃ. ૪૩૪)માં તો એમને 'પ્રથમ મલ્લવાદી' માની વામનના સમય માટે વિ. સં. ૪૦૦ અથવા તો વિ સં. ૬૦૦થી પ્રાચીન એમ બે વિકલ્પ દર્શાવાયા છે.

વિશ્રાન્તવિદ્યાધર વ્યાકરણ આજે મળતું નથી, પરંતુ એનાં અનેક સૂત્રો ગ૦ ર૦ મ૦માં ઉદ્ધૃત કરાયાં છે.[1] આ નામના વૈયાકરણનો ઉલ્લેખ 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ સિ૦ હે૦ (૧-૪-૫૨)ના સ્વોપજ્ઞ બૃહન્ન્યાસ (પૃ. ૨૬૩)માં કર્યો છે.[2]

ન્યાસ—આપણે ઉપર જોઇ ગયા તેમ મલ્લવાદીએ વિશ્રાંતવિદ્યાધર ઉપર ન્યાસ રચ્યો છે. પ્ર૦ ચ૦ (મલ્લવાદિ-પ્રબંધ, શૃંગ ૧૦ શ્લો. ૩૮)માં વિશ્રાન્તવિદ્યાધર નામના શબ્દશાસ્ત્રનો અને એના ઉપર ન્યાસ રચનારા તરીકે પ્રથમ મલ્લવાદીનો—મહાતાર્કિકનો ઉલ્લેખ છે. [3]હરિભદ્રસૂરિએ અનેકાન્તજયપતાકામાં અ. ૧, પૃ. ૫૮માં ને અ. ૨, પૃ. ૧૧૬માં આ મલ્લવાદીએ રચેલી સમ્મઇપયરણની ટીકામાંથી એકેક અવતરણ આપ્યું છે: એ હિસાબે આ મલ્લવાદી એમના પૂર્વગામી ઠરે છે.

---

૧ આ ઉપરથી જોઈ શકાશે કે લુપ્ત થયેલા ગ્રંથો ઉપર પ્રકાશ પાડવામાં પણ જૈન ગ્રંથો સહાયક થઈ પડે તેમ છે. આથી પણ જૈન ગ્રંથોનો પરિશીલનપૂર્વક વિસ્તૃત પરિચય કરાવનાર પુસ્તકની આવશ્યકતા સિદ્ધ થાય છે

૨ જુઓ સિ૦ હે૦ની શ્રીવિજયલાવણ્યસૂરિએ વિ સં. ૨૦૦૭માં સંપાદિત કરેલી આવૃત્તિ.

૩ આધુનિક વિદ્વાનોના મોટા ભાગની માન્યતા મુજબ એમનો સમય વિ સં ૭૫૭-૮૨૭ છે. શ્રી યુધિષ્ઠિર મીમાંસક તો એમને વિ સં ૭૫૦થી પ્રાચીન માને છે, અને એમનો સ્વર્ગવાસ વિ સં. ૫૮૫માં થયાની જૈન શ્રુતિ—પરંપરાને સમુચિત ગણે છે. જુઓ સં૦ વ્યા૦ ઇ૦ (ભા ૧, પૃ. ૪૩૨).

સિદ્ધસેન દિવાકર એમના વિદ્યાગુરુ હશે એવી સંભાવના કરાય છે. એ ઉપરથી આપણે એમને વિક્રમની પાંચમી-છઠ્ઠી સદીમાં થયેલા માની શકીએ. જો એઓ બીજા મલ્લવાદી હોય તો એઓ ન્યાયબિન્દુની [1]ટીકાના ટિપ્પણકાર ગણાય, અને એ હિસાબે એઓ વિ સ.ની આઠમી સદીમાં થયેલા મનાય.

'કલિ૰' હેમચન્દ્રસૂરિએ સિ૦ હે૦ની સ્વોપજ્ઞ ટીકામાં આ ન્યાસમાંથી ઉદ્ધરણ આપ્યાં છે.[2] ગ૦ ર૦ મ૦ (પૃ. ૭૧ ને ૯૨)માં વિશ્રાન્તવિદ્યાધરના ન્યાસનો ઉલ્લેખ છે.

([3]શાકટાયન) શબ્દાનુશાસન-(લ. વિ. સં. ૯૦૦)—મુગ્ધબોધના કર્તા પં૦ બોપદેવે ધાતુપાઠમાં જે આઠ વૈયાકરણોના નામ ગણાવ્યાં છે તેમાં શાકટાયનનું પણ નામ છે. આ નામના એક વૈયાકરણ તો પાણિનિથી જ નહિ પણ યાસ્કની પણ પૂર્વે થઇ ગયા છે અહીં જે શાકટાયન પ્રસ્તુત છે તેઓ તો 'જૈન' છે. એમનું વાસ્તવિક નામ પાલ્યકીર્તિ છે એમ દિ. વાદિરાજસૂરિકૃત પાર્શ્વનાથચરિત વગેરે જોતાં જણાય છે એમનું 'શાકટાયન' એવું નામ તો પાછળથી પડ્યું જણાય છે નન્દીની ટીકા(પત્ર[4] ૧૬અ)માં મલયગિરિસૂરિએ એમને 'યાપનીય' યતિઓના સમુદાયના

૧ આ ટીકાના કર્તા બૌદ્ધ આચાર્ય ધર્મોત્તર છે

૨ જુઓ સં૦ વ્યા૦ ઇ૦ (ભા ૧, પૃ ૪૩૨)

૩ અભયચન્દ્રકૃત શાકટાયન-પ્રક્રિયાસંગ્રહ સહિત આ વ્યાકરણ જૈનાગમ મુકુંદજીએ મુંબઇથી ઈ સ ૧૯૦૭માં પ્રકાશિત કર્યું છે

૪ જૈ. સા. ઇ.માં પત્રાંક તરીકે ૨૩નો ઉલ્લેખ કઇ કઇ આવૃત્તિઓને અંગે છે? મેં જે પત્રાંક આપ્યો છે તે તો આગમોદય સમિતિ તરફથી ઇ. સ. ૧૯૨૪માં છપાયેલી આવૃત્તિનો છે અને આનંદબોધિની વૃત્તિ સહિતની સિ. હે.ની આવૃત્તિની પ્રસ્તાવના (પૃ. 'ખ')માં ૧૫નો ઉલ્લેખ છે તો એ નંદી (સટીક)નો છે.

અગ્રણી કહ્યા છે, અને એમના સ્વોપજ્ઞ શબ્દાનુશાસનની નિમ્નલિખિત પ્રારંભિક પંક્તિ પણ રજુ કરી છે:—

"श्रीवीरममृतं ज्योतिर्नत्वादिं सर्ववेधसाम्"

આ શાકટાયને પોતાના શબ્દાનુશાસન ઉપર અમોઘવૃત્તિ રચી છે. વળી એમણે[1] સ્ત્રીમુક્તિ-કેવલિભુક્તિ-પ્રકરણ રચ્યું છે. રાજશેખરે કાવ્યમીમાંસામાં પાલ્યકીર્તિનો મત નોંધ્યો છે. એ ઉપરથી એમણે કોઈ અન્ય સાહિત્યિક કૃતિ પણ રચી હોય એમ ભાસે છે.

આ સિદ્ધાંતજ્ઞ અને તાર્કિક (અભિનવ) શાકટાયન નૃપતિ અમોઘવર્ષના સમકાલીન છે. એ હિસાબે એમનો સમય વિ સં. ૮૭૧ થી ૯૨૪ની આસપાસનો ગણાય.

(શાકટાયન) શબ્દાનુશાસનમાં ચાર અધ્યાય છે અને પ્રત્યેક અધ્યાયમાં ચચ્ચાર પાદ છે. બધું મળીને...સૂત્રો છે. આ વ્યાકરણ એવી રીતે રચાયું છે કે ઇષ્ટિ[2] અને ઉપસંખ્યાનની આવશ્યકતા રહેતી નથી. 'જે અહીં નથી તે અન્યત્ર પણ નથી'[3] એવું વિધાન પણ આને અંગે યક્ષવર્માએ કર્યું છે.

આ શબ્દાનુશાસનમાં આર્યવજ્ર,[4] ઇન્દ્ર[5] અને સિદ્ધનંદિ[6] એમ ત્રણ પૂર્વાચાર્યોનો ઉલ્લેખ છે. છેલ્લા બે 'યાપનીય' હશે અને પહેલા તો સુપ્રસિદ્ધ વજ્રસ્વામી હશે કે જેમનો સ્વર્ગવાસ વીરસંવત્ ૫૮૪માં થયો છે. તિલોયપણ્ણત્તિમાં જે વજ્રયશ નામના અંતિમ પ્રજ્ઞાશ્રમણનો ઉલ્લેખ છે તે આ વજ્રસ્વામી હશે.[7]

૧ આ "જૈન સાહિત્ય સંશોધક" (ભા. ૨, અં. ૩)માં છપાયું છે

૨ જે સૂત્ર અને વાર્તિકથી સિદ્ધ ન થાય, પરંતુ ભાષ્યકારના પ્રયોગાદિ વ્યવહારથી સિદ્ધ થાય તેને 'ઇષ્ટિ' કહે છે.

૩ વ્યાસ અને બાણની કૃતિ માટે પણ આમ કહેવાય છે

૪-૬ જુઓ અનુક્રમે ૧-૨-૧૩, ૧-૨-૩૭ અને ૨-૧-૨૨૯

૭ જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ. ૧૬૨).

સ્વોપજ્ઞ અમોઘવૃત્તિ—શાકટાયને પોતાના શબ્દાનુશાસનની ઉપર આ વૃત્તિ રચી છે. એના નામગત 'અમોઘ' શબ્દ અમોઘવર્ષ નામના નૃપતિનો સૂચક છે આ વૃત્તિનું પરિમાણ લગભગ ૧૮૦૦૦ શ્લોક જેવડું છે. આ વૃત્તિમાં શ્વેતાંબર સાહિત્ય તરીકે સુપ્રસિદ્ધ આવશ્યક,[૧] કાલિકસૂત્ર,[૨] છેદસૂત્ર[૩] અને નિર્યુક્તિનો[૪] ઉલ્લેખ છે.

અહીં " उपसर्वगुप्तं व्याख्यातारः " એ ઉલ્લેખ દ્વારા સર્વગુપ્તને શ્રેષ્ઠ વ્યાખ્યાતા કહ્યા છે. એઓ આરાહણા (આરાધના)ના કર્તા શિવાર્યના વિદ્યાગુરુ હશે.[૫]

વર્ધમાનસૂરિએ ગ૦ ર૦ મ૦ (પૃ. ૮૨ અને પૃ. ૯૦)મા આ અમોઘવૃત્તિમાંથી ઉદ્ધરણ આપી એના કર્તા તરીકે શાકટાયનનો ઉલ્લેખ કર્યો છે. સર્વાનંદે અમરટીકા-સર્વસ્વમાં આ અમોઘવૃત્તિમાંથી પાલ્યકીર્તિના નામપૂર્વક ઉદ્ધરણ આપ્યું છે.

અમોઘવૃત્તિમાં " अदहद्मोघवर्षोऽरातीन् " એવું ઉદાહરણ છે અહીં જે અમોઘવર્ષનો ઉલ્લેખ છે એ જૈન વિદ્વાનોના આશ્રયદાતા અને શકસંવત્ ૭૩૬માં ગાદીએ બેસનારા નૃપતિ છે. આ ઉપરથી આ વૃત્તિની રચના શકસંવત્ ૭૩૬થી ૭૮૯ના ગાળામાં થઇ છે. એમ કહી શકાય[૬]

અમોઘવૃત્તિનો ન્યાસ—આના કર્તા દિ પ્રભાચન્દ્ર છે અને તે પણ શબ્દાંભોજ ભાસ્કરનાકર્તા છે એમ કેટલાક સોળમી સદીના શિલાલેખ

૧ જુઓ ૧-૨-૨૦૩ અને ૧-૨-૨૦૪ ની વૃત્તિ

૨ જુઓ ૩-૨-૪૭ ની વૃત્તિ

૩ જુઓ ૪-૪-૧૩૩ ની વૃત્તિ.

૪ જુઓ ૪-૪-૧૪૦ ની વૃત્તિ

૫ જુઓ જ૦ સા૦ ઈ૦ (પૃ ૧૫૩).

૬ એજન, પૃ. ૧૬૧

અને કેટલીક કિંવદન્તીને આધારે માને છે, પરંતુ પ્રમેયકમલમાર્તંડની પ્રસ્તાવના (પૃ. ૬૮)માં પં૦ મહેન્દ્રકુમારે આ બાબત શંકાસ્પદ હોવાનું કહ્યું છે અને સાથે સાથે એ માટે નીચે મુજબના આઠ કારણો પણ એમણે રજૂ કર્યાં છે:—

(૧) મંગલશ્લોક નથી તેનું શું?

(૨) ગ્રંથમાં કોઇ સ્થળે પ્રભાચન્દ્રનું નામ નથી.

(૩) પ્રસ્તુત ન્યાસ માટે કોઈ વિશિષ્ટ નામ ન્યાસકારે આપ્યું નથી

(૪) શાકટાયનની સ્ત્રીમુક્તિ અને કેવલિ-ભુક્તિને અંગેની માન્યતાઓનું ખંડન કરનાર કટ્ટર દિ૦ પ્રભાચન્દ્ર એ શાકટાયનના વ્યાકરણ ઉપર ન્યાસ રચે ખરા?

(૫) શાકટાયન માટે વપરાયેલાં ગૌરવશાળી વિશેષણોનું ન્યાસમાં સમર્થન છે તો પ્રભાચન્દ્ર તેમ કરે ખરા?

(૬) શાકટાયન-વ્યાકરણમાંથી, જૈનેન્દ્ર—વ્યાકરણની પેઠે પ્રભાચન્દ્રીય કૃતિમાં એક પણ સૂત્ર ઉદ્ધત કરાયું નથી તેનું શું?

(૭) આ ન્યાસમાં પ્રભાચન્દ્રની કોઇ કૃતિનો કે એમની અન્ય કોઈ કૃતિમાં આ ન્યાસનો ઉલ્લેખ નથી તેનું શું?

(૮) શબ્દાંભોજભાસ્કર જેવી પ્રસન્ન શૈલી આ ન્યાસમાં નથી તેનું શું?

આવી પરિસ્થિતિમાં પં૦ મહેન્દ્રકુમાર તો આ ન્યાસના કર્તા શાકટાયન જ હશે એવી કલ્પના કરવા પ્રેરાયા છે, અને પ્રભાચન્દ્રની જૈનેન્દ્ર વ્યાકરણ ઉપરના ન્યાસકાર તરીકેની પ્રસિદ્ધિ શાકટાયનીય ન્યાસના કર્તા મનાવવામાં કારણભૂત બની હશે એમ એમણે સૂચવ્યું છે.

તેરમી સદીના લીલાશુક મુનિએ "દૈવમ"ની પુરુષકાર ટીકા. (પૃ. ૬૬)માં

શાકટાયન-ન્યાસમાંથી અવતરણ આપ્યું છે,[1] એ આ જ ન્યાસનું હશે. માધવીય ધાતુવૃત્તિમાં પણ ન્યાસમાંથી અવતરણ અપાયું છે.[2]

[3]ચિન્તામણિ-ટીકા અને એની ટીકા—ચિન્તામણિ-ટીકા એ અમોઘવૃત્તિના સંક્ષેપરૂપ છે. એના કર્તા યક્ષવર્મા છે. એ કોઇ ગૃહસ્થ હશે. આ ચિન્તામણિ-ટીકા ઉપર દિ૦ આચાર્ય અજિતસેને 'મણિ' નામની ટીકા રચી છે.

પ્રક્રિયાઓ—

[4]પ્રક્રિયા—સંગ્રહ—આની શૈલી સિદ્ધાંત—કૌમુદીને મળતી આવે છે.

એના કર્તા દિ. અભયચન્દ્ર છે. વિદ્યાર્થીઓ માટે એ યોજાયેલી હોવાથી એમાં શબ્દાનુશાસનનાં તમામ સૂત્રોની વ્યાખ્યા નથી.

શાકટાયન-ટીકા— આ પ્રક્રિયાનુસારી ગ્રંથ છે. એના કર્તા 'વાદિપર્વતવજ્ર' ને નામે ઓળખાતા દિ૦ ભાવસેન[5] ત્રૈવિદ્ય છે.

[6]રૂપસિદ્ધિ—આ લઘુપ્રક્રિયારૂપ છે. એના કર્તા દિ૦ દયાપાલમુનિ છે. એઓ 'દ્રવિડ' સંઘના મતિસાગરના શિષ્ય હતા છે. એઓ વિ. સં. ૧૦૫૦ની આસપાસમાં થયા છે.

---

૧ જુઓ સં૦ વ્યા૦ ઈ૦ (પૃ. ૪૩૮).

૨ જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૭૭).

૩ સમંતભદ્રે આ ટીકાના વિષમ પદો ઉપર ટિપ્પણ રચ્યું છે, અને એ ટિપ્પણનો ઉલ્લેખ માધવીય-ધાતુવૃત્તિમાં છે

૪ આ પ્રકાશિત છે જુઓ પૃ ૨૫ ગુસ્તવ આપર્ટને આ કૃતિ ઈ૦ સ ૧૮૯૩માં પ્રસિદ્ધ કરી છે એમાં એમણે શાકટાયનને 'પ્રાચીન શાકટાયન' માનવાની ભૂલ કરી છે

૫ એમણે વિશ્વતત્ત્વપ્રકાશ રચ્યો છે.

૬ આ પ્રકાશિત છે

લિંગાનુશાસન[1]—ભાષા શબ્દોની બનેલી છે. એ શબ્દો કયા લિંગના અર્થાત્ કઈ જાતિના ગણવા એ બાબત એને અંગેની પરંપરા ઉપર આધાર રાખે છે. હિંદી જેવી ભાષા પુલ્લિંગ અને સ્ત્રીલિંગ એમ બે જ જાતિમાં સમગ્ર શબ્દોને વિભક્ત કરે છે, જ્યારે ગુજરાતી, અંગ્રેજી વગેરે ભાષાઓ એ બે ઉપરાંત નપુંસક-લિંગ પણ ગણાવે છે. સંસ્કૃત અને પાઇય ભાષાઓમાં પણ આ ત્રણ લિંગ છે. કયો શબ્દ કયા લિંગનો ગણવો એ માટે વ્યાપક સ્વરૂપે સામાન્ય નિયમો ઘડી શકાય તેમ ન હોવાથી સંસ્કૃત શબ્દોનાં લિંગો સૂચવનારી કૃતિની આવશ્યકતા સિદ્ધ થાય છે. વળી આવી કૃતિની યોજના એ વ્યાકરણ સાથે અગત્યનો અને અનિવાર્ય સંબંધ ધરાવનારા અંગની બોધક બને છે આથી આવી કૃતિઓ પાણિનિના[2] સમયથી તો રચાતી આવી છે.

મુખ્ય મુખ્ય વૈયાકરણોની શાખાઓ ગણાય છે. તે તે શાખા વ્યાકરણનાં પાંચે અંગોને બોધ કરાવનારી સામગ્રી પૂરી પાડે એ સ્વાભાવિક છે, પરંતુ સૂત્રપાઠ રચનાર જ બાકીના ચારે અંગો રચે એવો કંઈ નિયમ નથી. તેમ છતાં એ બધાં જો એક જ કર્તાની રચના હોય તો તે ઇષ્ટ ગણાય ગમે તેમ પણ શાકટાયન વગેરે[3] કેટલાક જૈન વૈયાકરણોએ તો પોતે આ જાતની કૃતિ રચી છે, અને એને લિંગાનુશાસન તરીકે ઓળખાવી છે શાકટાયનકૃત લિંગાનુશાસનની હાથપોથી મળે છે. એ 'આર્યા' છંદમાં રચાયેલી ૭૦ પદ્યોની કૃતિ છે.

ધાતુપાઠ[4]—શાકટાયને આના મંગલાચરણરૂપ પદ્યમાં 'જિન'ને

૧ આ અમુદ્રિત હોય એમ જણાય છે.

૨ સં૦ વ્યા૦ ઇ૦ (ભા ૧, પૃ ૧૫૯) પ્રમાણે પાણિનિએ પંચાંગ વ્યાકરણ રચ્યું છે

૩ વગેરેથી ખાસ કરીને બુદ્ધિસાગરસૂરિ અને કલિ૦ હેમચન્દ્રસૂરિ એ બે નામો હું સૂચવું છું

૪ આ શાકટાયનીય ધાતુપાઠ પં ગૌરીલાલ જૈને વીરસંવત્ ૨૪૩૭માં છપાવ્યો છે અંતમા ધાતુઓની અકારાદિ ક્રમે સૂચી અપાઈ છે

નમસ્કાર કરી "एधि वृद्धौ स्पर्धि संघर्षे"થી શરૂઆત કરી છે. એમણે ૧૩૧૭ (૧૨૮૦+૩૭) ધાતુઓ અર્થ સહિત આપ્યા છે. અંતમાના ૩૭ કંડ્વાદિ ધાતુઓ સિવાયના ધાતુઓને एध्, अद्, हु, दिव्, सु, क्री, तुद्, तन्, रुध्, चुर् અને युज् એમ ૧૧ શીર્ષકમાં વિભક્ત કર્યા છે. આ તેમજ એવા બીજા ૩૬ ધાતુઓને 'વિકલ્પ-ણિજન્ત' તરીકે એટલે કે વિકલ્પે 'અય' પ્રત્યય લેનારા તરીકે ઓળખાવાયા છે, જ્યારે चुर् વગેરેને 'નિત્ય-ણિજન્ત' ધાતુ કહ્યા છે.

[1]પંચગ્રંથી યાને [2]બુદ્ધિસાગર-(વિ. સં. ૧૦૮૦)—આ વ્યાકરણના કર્તા બુદ્ધિસાગરસૂરિ છે. એમણે લિંગાનુશાસન પણ રચ્યું છે.[3] એઓ 'ચંદ્ર'કુળના વર્ધમાનસૂરિના શિષ્ય થાય છે. પ્રમાલક્ષ્મ યાને પ્રમાલક્ષણના કર્તા જિનેશ્વરસૂરિ એમના સહોદર થાય છે. બુદ્ધિસાગરસૂરિએ આ વ્યાકરણ 'જાબાલિપુર'માં વિ. સં. ૧૦૮૦મા રચ્યું છે. આ વાત તેમજ આ આદ્ય વ્યાકરણ છે એ હકીકત પણ એના અંતિમ પદ્યમાં ગ્રંથકારે જાતે કહી છે વિશેષમાં એમણે અહીં આ ગ્રંથનું [4]પરિમાણ ૭૦૦૦

૧ આ વ્યાકરણ કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થયું હોય એમ જણાતું નથી

૨ આ નામની નીતિવિષયક કૃતિ સોની સંગ્રામસિંહે વિ. સં ૧૫૨૦મા રચી છે અને એ છપાવેલી છે.

૩ આ પ્રમાણેનો ઉલ્લેખ "મદ્રાસ વિદ્યાપીઠ" તરફથી પ્રકાશિત હર્ષવર્ધનકૃત લિંગાનુશાસનની ભૂમિકા (પૃ. ૩૪)મા એના સંપાદકે કર્યો છે. અને એ યથાર્થ છે, કેમકે આ વ્યાકરણના અંતિમ ભાગમા નીચે મુજબનું પદ્ય છે:—

"श्रीविक्रमादित्यनरेन्द्रकालात्
साशीतिके याति समासहस्रे ।
सश्रीक'जाबालि'पुरे तदाद्यं
दृब्धं मया सप्तसहस्रकल्पम् ॥"

૪ આ પરિમાણ આ વ્યાકરણના મૂલપાઠ અને એની વૃત્તિ સહિતનુ છે એમ સં૦ વ્યા૦ ઇ૦ (ભા. ૧, પૃ ૪૪૭)મા કહેવાયું છે.

શ્લોકનું કહ્યું છે પ્ર૦ ચ૦ (અભયદેવસૂરિચરિત' શૃંગ ૧૯, શ્લો ૮૯)મા તો આનું પરિમાણ ૮૦૦૦ દર્શાવાયુ છે. સાથે સાથે આ નવું વ્યાકરણ બુદ્ધિસાગરસૂરિએ રચ્યું છે અને એનું નામ બુદ્ધિસાગર છે એનો પણ અહી ઉલ્લેખ છે.

આ વ્યાકરણની એક તાડપત્રીય પ્રતિ જેસલમેરના ભંડારમાં છે. એનો આદિમ ભાગ નીચે મુજબ છે:—

"सिद्धं जिनं सर्वविदं निरञ्जनं सवीर्यमीशं कमलालयं गुरुम्।
नत्वा प्रवद्धो लघुपूर्णपद्यवाक् लव्घ्र (?) लक्ष्म्याऽवुधवुद्धिवृद्धये॥"

રચનાનો હેતુ—આ વ્યાકરણ તેમજ પ્રમાલક્ષ્મ રચવાનો હેતુ 'પ્રમાલક્ષ્મના નિમ્નલિખિત પદ્યોમાં સ્પષ્ટપણે દર્શાવાયો છે.—

"तैरवधीरिते यत् तु प्रवृत्तिरावयोरिह ।
तत्र दुर्जनवाक्यानि प्रवृत्तेः सन्निवन्धनम् ॥ ४०३ ॥
शव्दलक्ष्म प्रमालक्ष्म यदेतेपां न विद्यते ।
नादिमन्तस्ततो ह्येते परलक्ष्मोपजीविनः ॥ ४०४ ॥"

આનો અર્થ એ છે કે મારી અને બુદ્ધિસાગરસૂરિની પ્રવૃત્તિમાં દુર્જનોનાં વાક્યો કારણરૂપ છે. એ વાક્યો એ છે કે આ લોકો પાસે—શ્વેતાંબરોની પાસે, નથી શબ્દલક્ષ્મ યાને વ્યાકરણ કે નથી પ્રમાલક્ષ્મ યાને પ્રમાલક્ષણ[2] આ લોકો કંઇ પ્રહેલેથી નથી; એઓ તો પાછળથી

૧ જુઓ પં બેચરદાસ જી. દોશીનો લેખ નામે "ગુજરાતનું પ્રધાન વ્યાકરણ" (પૃ ૮૩) આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદમા રજૂ કરવેલા નિબંધરૂપ આ લેખ "પુરાતત્ત્વ" (પુ ૪, અં ૧–૨, પૃ ૬૫–૧૦૦)માં છપાયો છે. પૃ ૮૩માં અંતિમ ભાગ અપાયો છે

૨ સિદ્ધસેન દિવાકરે ન્યાયાવતાર અને સૂ૦ ૫૦ રચ્યા છે તેનુ શું? શું દુર્જનોએ આનો અપલાપ કર્યો હશે?

જન્મ્યા છે. એથી એઓ 'બૌદ્ધ' વગેરેના ગ્રંથો ઉપર આધાર રાખનારા છે. એના વડે એઓ જીવે છે.

આધાર— પ્રમાલક્ષ્મના અંતિમ (૪૦૫માં) શ્લોકમાં કહ્યું છે કે આચાર્ય બુદ્ધિસાગરે વ્યાકરણ [1]વૃત્તોમા રચ્યું છે. આનો અર્થ સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૯૦ અ)માં સૂચવતાં જિનેશ્વરસૂરિએ કહ્યું છે કે બુદ્ધિસાગરસૂરિએ આ વ્યાકરણ પાણિનિ, ચન્દ્ર, જૈનેન્દ્ર, [2]વિશ્રાન્ત અને [3]દુર્ગ-ટીકાને જોઇને ધાતુ(પાઠ), સૂત્ર(પાઠ), ગણ(પાઠ) અને ઉણાદિ(સૂત્ર)ની વૃત્તમાં રચના કરી છે. આથી એ વાત સ્પષ્ટ રીતે ફલિત થાય છે કે સમગ્ર પંચાગ વ્યાકરણ છન્દોબદ્ધ છે.

ઉલ્લેખ— ધનેશ્વરસૂરિએ વિ. સં. ૧૦૯૫માં રચેલી સુરસુંદરીચરિય (પરિચ્છેદ ૧૬, શ્લો. ૨૪૫)માં બુદ્ધિસાગરસૂરિનો ઉલ્લેખ છે. પંચાસગની અભયદેવસૂરિએ વિ. સં. ૧૧૨૦માં રચેલી વૃત્તિ (પ્રશસ્તિ, શ્લો. ૩)માં, ગુણચન્દ્રે વિ. સં. ૧૧૩૯માં રચેલા મહાવીરચરિય (પ્રસ્તાવ ૮, શ્લો. ૫૩)માં, જિનદત્તસૂરિએ ગણહરસદ્ધસયગના ૬૯મા પદ્યમાં, પદ્મપ્રભે કુંથુનાથચરિતમાં અને ઉપર સૂચવ્યા મુજબ પ્ર૦ ચ૦માં આ બુદ્ધિસાગર વ્યાકરણ વિષે ઉલ્લેખ છે. અભિધાનચિન્તામણિ

---

૧ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૨૨૪)મા આનો અર્થ એમ કરાયો છે કે આ વ્યાકરણ છન્દોબદ્ધ છે, અને એ અર્થ બરાબર છે, પરંતુ "ગૂજરાતનું પ્રધાન વ્યાકરણ" નામના લેખ (પૃ ૮૪)માં તો કહ્યુ છે કે આ વ્યાકરણ જોતાં જણાય છે કે એ કેવળ પદ્યોમાં નથી પણ ગદ્યપદ્યરૂપ છે

૨ આ વિશ્રાન્ત તે વામનકૃત વિશ્રાન્તવિદ્યાધર વ્યાકરણ હશે.

૩ કાતન્ત્ર વ્યાકરણ ઉપર દુર્ગસિંહે જે ટીકા રચી છે તે આ છે ચતુર્વિંશતિપ્રબંધ (પ્રબધ ૨૪, પૃ ૨૨૬)મા દુર્ગસિંહકૃત વૃત્તિનો ઉલ્લેખ છે સં૦ વ્યા૦ ઇ૦ (ભા. ૧, પૃ ૪૦૯) પ્રમાણે દુર્ગટીકા કાશિકા કરતાં પહેલા રચાઈ છે અને કાશિકા એ વામને અને જયાદિત્યે સાથે મળીને રચેલી ટીકા છે અને એની રચના ભારવિના સમય પછી થયેલી છે.

કાંડ ૩, શ્લો. ૨૬૭)ની સ્વોપજ્ઞ વિવૃતિ (પૃ ૨૪૫)માં બુદ્ધિસાગરનો જે ઉલ્લેખ છે એ કર્તાના નામને અંગે હોય એમ લાગે છે.

**હૈમ પંચાગ વ્યાકરણ** (લ. વિ. સં. ૧૧૯૩)— વ્યાકરણનાં (અ) સૂત્રપાઠ, (આ) ઉણાદિસૂત્રો, (ઇ) ધાતુપાઠ, (ઈ) ગણપાઠ અને (ઉ) લિંગાનુશાસન એમ પાંચ અંગ ગણાય છે. 'કલિ૦' [1]હેમચન્દ્રસૂરિએ પંચાંગ વ્યાકરણ રચ્યું છે. વિશેષમાં એમણે એનાં પાંચે અંગોને સ્વોપજ્ઞ વૃત્તિ વડે વિભૂષિત કર્યાં છે. આગળ ઉપર એના એક અંગરૂપ [2]સૂત્રપાઠની પ્રક્રિયારૂપે સંકલના કરાઈ છે એટલું જ નહિ પણ આ વ્યાકરણને ઉદ્દેશીને સ્વતંત્ર અને સંક્ષિપ્ત કૃતિઓ પણ રચાઈ છે. આમ આ પંચાંગ વ્યાકરણને અંગે પુષ્કળ [3]સાહિત્ય યોજાયું છે. એનું યથેષ્ટ નિરૂપણ ખૂબ જગ્યા માગી લે તેમ છે એટલે એને અહીં સ્થાન ન આપતાં હું એનો સ્વતંત્ર પ્રકરણરૂપે હવે પછી વિચાર કરીશ.

**ભદ્રેશ્વર વ્યાકરણ** (ઉ. વિ સં. ૧૧૯૭)— આ ગ૦ ર૦ મ૦ની સ્વોપજ્ઞ વૃત્તિમાં દીપકકર્તા તે ભદ્રેશ્વરસૂરિ છે અને આધુનિક વૈયાકરણોની અપેક્ષાએ એમનું પ્રાધાન્ય છે એમ કહ્યું છે. આથી એમણે કોઈ વ્યાકરણ

---

૧ એમના જીવનની રૂપરેખા માટે જુઓ ત્રીજા પ્રકરણનો પ્રારંભિક ભાગ

૨ "ઋષભદેવજી છગનીરામજી સંસ્થા" તરફથી ઉજ્જૈનથી ઈ સ ૧૯૪૩મા **હેમચન્દ્રકૃતિકુસુમાવલી**ના નામથી જે પુસ્તક પ્રસિદ્ધ કરાયુ છે તેમા પ્રારંભમા સિ૦ હે૦ના અ૦ ૫, પા ૨ સુધીનાં સૂત્રો અપાયા છે ત્યાર બાદ ઉણાદિ-સૂત્રો, પછી સિ૦ હે૦નાં બાકીના સૂત્રો, વ્યાકરણવિષયક કેટલીક કારિકાઓ, ન્યાયસંગ્રહ (૧૪૦ ન્યાયો), હૈમ લિંગાનુશાસન, હૈમ કાવ્યાનુશાસન તેમજ બે હૈમ દ્વાત્રિંશિકા (અયોગ-વ્યવચ્છેદ-દ્વાત્રિંશિકા અને અન્ય-યોગ-વ્યવચ્છેદ-દ્વાત્રિંશિકા) અપાયા છે.

૩ મે "હૈમ પંચાગ વ્યાકરણના અભ્યાસ માટેના સાધનો" નામના લેખમા આ સાહિત્યની રૂપરેખા આલેખી છે

રચ્યું હશે એમ લાગે છે. એ અનુપલબ્ધ વ્યાકરણનું નામ જાણવામાં નથી એટલે મેં અહીં આ નામ યોજ્યું છે.

[1]ગણરત્નમહોદધિ (વિ. સં. ૧૧૯૭) અને એની સ્વોપજ્ઞ વૃત્તિ— આ વ્યાકરણનો ગ્રંથ ગોવિન્દસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિએ પોતાના શિષ્યની પ્રાર્થના અનુસાર વિ સં. ૧૧૯૭મા રચ્યો છે, અને એને ૪૨૦૦ શ્લોક જેવડી સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત કર્યો છે. આ ઉપરાંત એમણે [2]સિદ્ધરાજ-વર્ણન નામનો ગ્રંથ રચ્યો છે. સિદ્ધરાજ જયસિંહના દરબારમાના કેટલાક વિદ્વાનોમાંના એઓ એક હતા એઓ 'કલિ૦' હેમચન્દ્રસૂરિના સમકાલીન થાય છે. તેમ છતાં એકે બીજાનો પોતાની કોઈ કૃતિમાં ઉલ્લેખ કરેલો હોય એમ જાણવામાં નથી

વર્ધમાનસૂરિએ ગ૦ ર૦ મ૦ને આઠ અધ્યાયમાં વિભક્ત કર્યો છે. એમણે પાણિનીયાદિ વ્યાકરણોને સંમત નામોના ગણોને, નહિ કે ભ્વાદિ નવ કે દસ ધાતુના ગણોને શ્લોકોમાં રજૂ કર્યા છે. આમ કરવા માટે એમણે અષ્ટા૦ના અધ્યાયોનો ક્રમ ન સ્વીકારતાં પ્રકરણ અનુસાર રચના કરી છે. જેમકે પ્રથમ 'નામ-ગણ' અધ્યાયમાં એમણે ગતિ, ઉપસર્ગ, અવ્યય, નિપાત, સર્વનામ વગેરેના ગણો આપ્યા છે. અ૦ ૨૦માં સમાસાશ્રિત ગણોને, અ૦ ૩-૭માં તદ્ધિત-ગણોને અને અ૦ ૮માં કૃત્ અને આખ્યાત સંબંધી ગણોને એમણે સ્થાન આપ્યું છે. ભીમસેન શર્માએ પ્રાસ્તાવિક

૧ આનું સંપાદન જે એગલિંગે (Eggling) "સંસ્કૃત ટેકસ્ટ સોસાયટી" માટે કર્યું છે એમાં ૪૬૦ પદ્યો છે. એ ઈ. સ. ૧૮૭૯-૮૧માં પ્રસિદ્ધ થયું છે. ભીમસેન શર્માએ પણ આ મૂળ કૃતિનું સ્વોપજ્ઞ વૃત્તિ સહિત સંપાદન કર્યું છે. એમણે પ્રારંભમાં ગણોની સૂચી અધ્યાય દીઠ આપી છે અને અંતમા અકારાદિ ક્રમે શબ્દસૂચી આપી છે

૨ આનું એક પદ્ય એગલિંગની આવૃત્તિના પૃ. ૩૭૨મા અને ભીમસેન શર્માની આવૃત્તિના પૃ. ૧૯૭માં નજરે પડે છે.

(પૃ. ૨)માં કહ્યું છે કે અષ્ટા૦ને સ્થાને અન્ય વ્યાકરણ પ્રચારમાં હશે એથી તો અષ્ટા૦ગત ગણસૂત્રો ન આપતાં એ અષ્ટા૦ને જોઇને એના ઉપરથી કોઇએ સંક્ષેપમાં રચેલાં સૂત્રો વૃત્તિમાં ઉદ્ધૃત કરાયેલાં જોવાય છે.

પ્રથમ પદ્યમાં વાગ્દેવતાની અને દ્વિતીય પદ્યમાં શાલાતુરીય (પાણિનિ), શકટાંગજ (શાકટાયન), [1]ચંદ્રગોમિ, [2]દિગ્વસ્ત્ર (દેવનંદિ), ભર્તૃહરિ, વામન, ભોજ અને દીપકકર્તા (ભદ્રેશ્વરસૂરિ)ની સ્તુતિ છે. આની સ્વોપજ્ઞ વૃત્તિમાં કહ્યું છે કે આ દીપકકર્તાનું પ્રાધાન્ય આધુનિક વૈયાકરણોની અપેક્ષાએ છે. આથી આ ભદ્રેશ્વરે વિ. સં. ૧૧૯૭ પહેલાં કોઈ વ્યાકરણ રચ્યું હોય એમ લાગે છે.

વર્ધમાનસૂરિએ ઉપર્યુક્ત ગણોના પ્રત્યેક પદની વ્યાખ્યા ઉદાહરણપૂર્વક આપી છે. આમાં એમણે અનેક વૈયાકરણોના મતો નોંધ્યા છે. એમના સમકાલીન અને સિદ્ધરાજને અંગે કોઇ કાવ્ય રચનાર સાગરચંદ્રના આ કાવ્યમાંથી શ્લોકો ઉદ્ધૃત કર્યા છે. આ ઉપરાંત 'તદ્ધિત' પ્રત્યયોનાં ઉદાહરણો આપતી વેળા એમણે ભટ્ટિકાવ્યમાંથી તેમજ 'માલવ'ના 'પરમાર' રાજાઓને લગતા કોઇ [3]કાવ્યમાંથી અનેક પદ્યો ઉદ્ધૃત કર્યાં છે.

અવચૂરિ— ગ૦ ર૦ મ૦ ઉપર કોઇકે અવચૂરિ રચી છે. આની વિ. સં. ૧૫૨૯માં લખાયેલી એક હાથપોથી ભા૦ પ્રા૦ સં૦ મં૦માં છે.

**શબ્દાનુશાસન યાને મુષ્ટિવ્યાકરણ** (ઉ. વિ. સં. ૧૨૩૦)— આના કર્તા મલયગિરિસૂરિ છે. એમણે અ૦ મા૦માં રચાયેલા વિવિધ આગમો ઉપર તેમજ જ૦ મ૦માં રચાયેલા કેટલાક અનાગમિક ગ્રંથો

---

૧ વૃત્તિમાં ગોમિનો અર્થ 'પૂજ્ય' કરાયો છે

૨ આનો સામાન્ય અર્થ 'દિગંબર' થાય છે. પૃ. ૧૧૪માં દિગંબરો સામે કટાક્ષ કરાયો છે (જુઓ જૈ૦ સા૦ ઇ૦નું પૃ. ૨૬૨)

૩ આ કાવ્યની શૈલી દ્વયાશ્રયના જેવી છે.

ઉપર પણ વિવરણો રચ્યાં છે એમા દાર્શનિક ચર્ચાઓની વિપુલતા હોવા છતાં વિશદતામા એમણે ન્યૂનતા આવવા દીધી નથી. આથી એમણે સમર્થ વિવરણકાર તરીકે ખૂબ નામના મેળવી છે. એમની સ્વતંત્ર રચના તરીકે તો અત્યારે આ પ્રસ્તુત વ્યાકરણ જ જાણવામાં છે એના ઉપર એમણે ૪૩૦૦ શ્લોક જેવડી સ્વોપજ્ઞ વૃત્તિ રચી છે અને એની હાથપોથીઓ મળે છે.

મલયગિરિસૂરિએ 'કલિ૦' હેમચન્દ્રસૂરિને 'ગુરુ' કહી સંબોધ્યા છે,[1] અને એ રીતે એમના તરફનો પોતાનો પૂજ્ય ભાવ વ્યક્ત કર્યો છે. આ મલયગિરિસૂરિ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલના તેમજ 'કલિ૦' હેમચન્દ્રસૂરિના સમકાલીન છે.

મલયગિરિસૂરિએ રચેલા વ્યાકરણને સામાન્ય રીતે શબ્દાનુશાસન તરીકે ઓળખાવાય છે. એને કેટલાક મુષ્ટિવ્યાકરણ કહે છે. એમાં ચચ્ચાર પાદવાળા બાર અધ્યાયો છે.[2] વિદ્વદ્વલ્લભ મુનિશ્રી પુણ્યવિજયજીએ એક[3] લેખમાં કહ્યું છે કે આજે આ વ્યાકરણ પૂરેપૂરું મળતું નથી. વિશેષમાં એમણે બે હાથપોથીનો નીચે મુજબની મતલબનો પરિચય આપ્યો છે :—

(૧) પાટણના વાડી-પાર્શ્વનાથના ભંડારમાં આ વ્યાકરણની કાગળ ઉપર લખેલી હાથપોથીમાં પંચસંધિ, નામ, આખ્યાત અને કૃત્ સુધીનો

૧ જુઓ આવસ્સયની વૃત્તિ (પત્ર ૧૧આ) પ્રસ્તુત ઉલ્લેખ નીચે મુજબ છે–
"तथा चाहुः स्तुतिषु गुरवः"

૨ આનું પરિમાણ ૬૦૦૦ શ્લોકનું છે એમ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૨૭૪)માં નોંધ છે

૩ આ લેખનું નામ "આચાર્ય શ્રીમલયગિરિ અને તેમનું શબ્દાનુશાસન" છે. એ લેખ "જૈન સત્ય પ્રકાશ" (વર્ષ ૭, અંક ૧-૩, પૃ. ૧૪૧-૧૪૪)મા છપાયો છે આનો મેં અહીં ઉપયોગ કર્યો છે. આ લેખમાં "મુષ્ટિ-વ્યાકરણ" એ નામ નથી.

અધિકાર છે. અર્થાત્ એમાં ચતુષ્ક-વૃત્તિ, આખ્યાત-વૃત્તિ અને કૃદ્-વૃત્તિ એમ ત્રણ વૃત્તિનાં મળીને ત્રીસ પાદ જેટલો વિભાગ છે, પણ ૧૮ પાદ જેટલી તદ્ધિત-વૃત્તિ એમાં નથી.

(૨) પાટણના સંઘવીના પાડામાં તાડપત્રીય પ્રતિ છે પણ એ ખંડિત છે. એમાં તદ્ધિત-વૃત્તિ તો છે, જો કે અપૂર્ણ છે. તદ્ધિતના અ૦ ૨, પા૦ ૨ના અપૂર્ણ અંશથી માંડીને દસમા પાદની સમાપ્તિ સુધીનો ભાગ એમાં જોવાય છે. આમ તદ્ધિતનો દોઢેક અધ્યાય જેટલો ભાગ નાશ પામ્યો છે.

ભાં. પ્રા. સં. મં.માં તાડપત્રીય પ્રતિ છે, એનો પરિચય મેળવવો બાકી રહે છે.

મુષ્ટિવ્યાકરણમાં પ્રારંભમાં નિમ્નલિખિત સૂત્રો છે:—

"सिद्धिरनेकान्तात् । लोकाद् वर्णक्रमः ।"

આ વ્યાકરણની સ્વોપજ્ઞ વૃત્તિમાં મલયગિરિસૂરિએ પોતાને 'આચાર્ય' કહ્યા છે અને આ વ્યાકરણને શબ્દાનુશાસન કહ્યું છે. પુણ્યવિજયજીને મતે આ સ્વોપજ્ઞ વૃત્તિ એ સિ૦ હે૦ની સ્વોપજ્ઞ વૃત્તિનું પ્રતિબિંબ જ છે.[2]

મુષ્ટિવ્યાકરણમાં કૃદ્-વૃત્તિ પા૦ ૩માં "ख्याते दृश्ये" એવું બાવીસમું સૂત્ર છે. એની સ્વોપજ્ઞ વૃત્તિમાં "अदहदरातीन् कुमारपालः" એવું ઉદાહરણ છે. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે સ્વોપજ્ઞ વૃત્તિ તો કુમારપાલના રાજ્યસમયમાં જ રચાઇ છે. મૂળ વ્યાકરણની રચના સિ૦ હે૦ પછી અને તે પણ કુમારપાલના રાજ્ય દરમ્યાન થઇ હશે

૧ આવો ઉલ્લેખ એમણે અન્યત્ર કર્યો હોય એમ જાણવામાં નથી. ગમે તેમ પણ સ્વોપજ્ઞ વૃત્તિ એ આચાર્ય બન્યા પછીની કૃતિ છે એ વાત આથી ફલિત થાય છે.

૨ જુઓ એમનો ઉપર્યુક્ત લેખ (પૃ. ૧૪૨)

અથવા સિદ્ધરાજ જયસિંહના રાજ્ય કાળમાં થઈ હશે એમ જે બે વિકલ્પો પુણ્યવિજયજીએ દર્શાવ્યા છે તેમાંનો બીજો વિકલ્પ હું પસંદ કરું છું. આનું કારણ એ છે કે સિ૦ હે૦ રચાયા બાદ એનું જે બહુમાન કરાયું છે અને એના પઠન—પાઠન માટે જે વ્યવસ્થા કર્યાના ઉલ્લેખ મળે છે તે પછી મલયગિરિસૂરિને નવું વ્યાકરણ રચવા માટે કોઈ વિશિષ્ટ કારણ ભાગ્યે જ હોઈ શકે. કદાચ ભિન્ન રુચિ ધરાવનાર જનોને ઉદ્દેશીને રચ્યું હોય તો ના નહિ. એવી પણ કલ્પના સ્ફુરે છે કે મુષ્ટિવ્યાકરણની સંપૂર્ણ રચના અને તેમ નહિ તો એની શરૂઆત સિ૦ હે૦ પહેલાં થઈ હશે. અહીં મને બે પ્રશ્ન સ્ફુરે છેઃ—

(૧) સ્વોપજ્ઞ વૃત્તિ એ અમોઘવૃત્તિના આધારે તો રચાઈ નથી?

(૨) મલયગિરિસૂરિએ પોતાના વ્યાકરણને સાંગોપાંગ બનાવવા ધાતુ-પાઠ, ઉણાદિ-સૂત્ર વગેરે વ્યાકરણનાં અન્ય અંગો રચ્યાં હશે કે કેમ?

ઉપયોગ— પુણ્યવિજયજીએ એમના પ્રસ્તુત લેખ (પૃ ૧૪૨)માં એ મતલબનો ઉલ્લેખ કર્યો છે કે સિ૦ હે૦નાં અને મલયગિરિસૂરિકૃત શબ્દાનુશાસનનાં સૂત્રોમાં એટલું બધું સામ્ય છે કે એને લઈને મલયગિરિસૂરિકૃત જે ટીકાઓ છપાઈ છે તેમાં આવતાં સૂત્રો એમના જ વ્યાકરણનાં હોવા છતાં કેટલાંકને સિ૦ હે૦ પ્રમાણે અને કેટલાંકને અષ્ટા૦ પ્રમાણે અંક અપાયા છે અને કેટલાંક એ બેમાંથી એકે વ્યાકરણનાં જણાયાં નહિ તેને માટે અંક જતા કરાયા છે, અને આમ ખૂબ જ ગોટાળો થવા પામ્યો છે.

આ સંબંધમાં મારું કહેવું એ છે કે મલયગિરિસૂરિનું વ્યાકરણ મારી સામે નથી કે એમની વાત હું ચકાસી જોઉં, પણ એમ તો જરૂર ભાસે છે કે મલયગિરિસૂરિએ પોતે શબ્દાનુશાસન રચ્યા બાદ જે

ટીકાઓ રચી હોય તેમાં એમના જ વ્યાકરણનાં સૂત્રો હોય એ સ્વભાવિક ઘટના છે.[1]

**પ્રભાવ**— ક્ષેમકીર્તિસૂરિએ કલ્પની ટીકાની ઉત્થાનિકા (અંશ ૧, પૃ. ૧૭૮)માં મલયગિરિસૂરિ માટે જે નિમ્નલિખિત વિશેષણ વાપર્યું છે એ ઉપરથી એમ લાગે છે કે સિ૦ હે૦ના પ્રણયન પછી એનો પ્રચાર થયેલો હોવા છતાં વિદ્વદ્‌-મંડળમાં મલયગિરિસૂરિકૃત શબ્દાનુશાસનનો પ્રભાવ પડતો હતો :—

"શબ્દાનુશાસનાદિવિશ્વવિદ્યામયજ્યોતિઃપુઞ્જપરમાણુઘટિતમૂર્તિભિઃ"

**વિષમપદવિવરણ**— જૈ૦ ગ્રં૦ (પૃ ૨૯૮)માં આ વિવરણની નોંધ છે. એની ૨૮ પત્રની એક હાથપોથી અમદાવાદના એક ભંડારમાં છે.

**પ્રેમલાભ વ્યાકરણ** (વિ. સં. ૧૨૮૧)— આના કર્તા 'અંચલ' ગચ્છના પ્રેમલાભ છે.[2] એમણે આ કૃતિ વિ. સં. ૧૨૮૧માં ૨૨૨૩ શ્લોક જેવડી રચી છે.[3] આનું નામ જોતાં એ વ્યાકરણ હોય એમ લાગે છે. એ વાત સાચી હોય તો પણ એ સ્વતંત્ર વ્યાકરણ છે કે સિ૦ હે૦ ઉપરથી યોજાયેલું વ્યાકરણ છે કે કેમ તેનો નિર્ણય કરવો બાકી રહે છે

**બાલબોધ-વ્યાકરણ** (વિ. સં. ૧૩૦૪)— જૈ૦ ગ્રં૦ (પૃ ૨૯૭) પ્રમાણે આ વ્યાકરણ આઠ અધ્યાયમાં ૨૭૫ શ્લોક જેવડું મેરુતુંગે

૧ સર્વાર્થસિદ્ધિ માટે પણ હું આવું અનુમાન કરું છું અને એથી તો એમા અષ્ટા૦ વગેરેના સૂત્રાદિ તેમજ પૂજ્યપાદના પોતાના સૂત્રો હોવાનો જે મત પં નાથુરામ પ્રેમીએ જૈનેન્દ્ર વ્યાકરણને અંગેના લેખમાં (જૈ. સા. ઈ. પૃ. ૧૦૪મા) દર્શાવ્યો છે તેને હું આવકારતો નથી.

૨ આ હિસાબે આ વ્યાકરણનુ નામ પણ બુદ્ધિસાગરની જેમ કર્તાના નામ ઉપરથી યોજાયું છે.

૩ જુઓ જૈ૦ ગ્રં૦ (પૃ ૨૯૭).

વિ. સં. ૧૩૦૪માં રચ્યું છે. અહીં કહ્યું છે કે એના ઉપર મેરુતુંગે ૪૮૦ અને ૫૭૯ શ્લોક જેવડી એકેક વૃત્તિ રચી છે. તેમા પ્રથમ વૃત્તિ ૭ પાદ પૂરતી છે. વળી એમણે ૨૧૧૮ શ્લોક જેવડું ચતુષ્ક-ટિપ્પન અને ૭૬૭ શ્લોક જેવડું કૃદ્-વૃત્તિ-ટિપ્પન રચ્યા છે. આ ઉપરાંત ૧૭૩૪ શ્લોક જેવડી આખ્યાત-વૃત્તિ-ઢુંઢિકા અને ૨૨૯ શ્લોક જેવડી પ્રાકૃત-વૃત્તિ રચી છે. આ સાતેની હાથપોથી પાટણના ભંડારમાં હોવાનો અહી ઉલ્લેખ છે.

જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૨૮૨)માં કહ્યું છે કે આ બાલબોધ વ્યાકરણ તો કાતંત્ર વ્યાકરણ ઉપરની મેરુતુંગની બાલાવબોધ વૃત્તિ હોવાનો સંભવ છે, પણ જૈ૦ ગ્રં૦માં આપેલો રચના-સમય અશક્ય છે.

ત્રિદ્યાનન્દ વ્યાકરણ (ઉ વિ. સં. ૧૩૧૨)— આ વ્યાકરણના કર્તા વિદ્યાનન્દ છે. આમ આ વ્યાકરણનું નામ પણ [1]બુદ્ધિસાગરની જેમ એના પ્રણેતાના નામ ઉપરથી પડાયું છે. આ વિદ્યાનન્દ એ સંસારીપણામાં શ્રેષ્ઠી જિનચન્દ્રના પુત્ર વીરધવલ થાય અને [2]ભીમસિંહ એ એમના નાના ભાઇ થાય. વીરધવલે દેવેન્દ્રસૂરિ પાસે વિ. સ. ૧૩૦૨-માં પોતાના લગ્નના પ્રસંગે દીક્ષા લીધી હતી. એમને વિ. સં. ૧૩૨૩માં અને મતાંતર પ્રમાણે ૧૩૦૪માં 'સૂરિ' પદ મળ્યું હતું. 'ખરતર' ગચ્છના જિનેશ્વરસૂરિના શિષ્ય ઉપાધ્યાય ચન્દ્રતિલકે વિ. સં. ૧૩૧૨માં જે અભયકુમારચરિત રચ્યુ છે તેની પ્રશસ્તિમાં એમણે કોની કોની પાસે શેનો શેનો અભ્યાસ કર્યો હતો તે કહ્યુ છે. એમ કરતી વેળા (જિનપતિ-સૂરિના શિષ્ય) સુરપ્રભ પાસે વિદ્યાનન્દ વ્યાકરણ પોતે ભણ્યા હતા એમ એમણે કહ્યું છે. આ ઉપરથી આ વ્યાકરણ વિ સં. ૧૩૧૨ કરતાં તો અર્વાચીન નથી જ એમ ફલિત થાય છે.

૧ પ્રેમલાભ એ સ્વતંત્ર વ્યાકરણ જ હોય તો એનો પણ અહીં ઉલ્લેખ સમજવો ઘટે.

૨ એમણે દીક્ષા લીધી ત્યારે એમનું નામ 'ધર્મકીર્તિ' રખાયું હતું

ઉપર્યુક્ત વ્યાકરણનો ઉલ્લેખ 'સહસ્રાવધાની' મુનિસુન્દરસૂરિએ ગુર્વાવલી (શ્લો. ૧૭૧)માં કર્યો છે. ત્યાં એમણે કહ્યું છે કે આમાં સૂત્રો થોડાં છે, પણ અર્થ ઘણો સંગ્રહાયો છે, અને એથી એ 'સર્વોત્તમ' જણાય છે.

જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ ૮૪)માં કાતન્ત્રોત્તર વ્યાકરણનાં સિદ્ધાનન્દ, વિજયાનન્દ અને વિદ્યાનન્દ એમ [1]ત્રણ નામાંતરો અપાયા છે અહીં આના કર્તા તરીકે વિજયાનન્દ ઉર્ફે વિદ્યાનન્દસૂરિનો ઉલ્લેખ છે. વિશેષમાં આ વ્યાકરણ સમાસ-પ્રકરણ સુધી જ છે એમ અહીં કહ્યું છે. જેસલમેરમાં આની તાડપત્રીય પ્રતિઓ છે. પ્રો. પિટર્સને એમના ચોથા હેવાલમાં આ વ્યાકરણમાંથી અવતરણ આપ્યુ છે.

કાતન્ત્ર વ્યાકરણની મહત્તા વધારવા માટે વિજયાનન્દે કાતન્ત્રોત્તર નામની કૃતિ રચી છે અને એનું બીજું નામ વિદ્યાનન્દ છે એમ સં. વ્યા. ઈ. (ભા. ૧, પૃ. ૪૦૬)માં ઉલ્લેખ છે.

જૈન-પુસ્તક-પ્રશસ્તિ-સંગ્રહ (પૃ. ૧૦૬)માં નીચે મુજબની પંક્તિ છે.-

"इति विजयानन्दविरचिते कातन्त्रोत्तरे विद्यानन्दापरनाम्नि तद्धितप्रकरणं समाप्तम् सं. १२०८।"

[2]ઔદાર્ય-ચિન્તામણિ[3] (લ. વિ. સં. ૧૫૭૫)— આ દિ૦ [4]શ્રુતસાગરે રચેલું વ્યાકરણ છે, જ્યારે કેટલાકને મતે આ બે વ્યાકરણ

૧ આ ત્રણમાંથી એક પણ નામે આ વ્યાકરણની અહીં નોંધ નથી

૨ આના પહેલા ત્રણ અધ્યાય પૂરતો વિભાગ વિઝાગાપટ્ટમથી પ્રકાશિત થયેલો છે. જુઓ ABORI (Vol. XIII, pp 52-53)

૩ જૈ૦ સા૦ ઈ૦ (પૃ ૪૧૨)મા બીજા અધ્યાયની પુષ્પિકા અપાયેલી છે.

૪ એમના પરિચય માટે જુઓ જૈ૦ સા૦ ઈ૦ (પૃ ૪૦૬-૪૧૨).

ઉપરની સ્વોપજ્ઞ વૃત્તિ છે. આ પ્રાકૃત ભાષાને અંગેનું છ અધ્યાયનું વ્યાકરણ હૈમ વ્યાકરણ અને ત્રિવિક્રમકૃત વ્યાકરણ કરતાં મોટું છે.[1] શ્રુતસાગર મૂલ સંઘ, સરસ્વતી ગચ્છ, બલાત્કાર ગણમાં થયા છે. એઓ દિ. [2]વિદ્યાનંદિના શિષ્ય થાય છે અને એમણે મલ્લિભૂષણને પોતાના ગુરુભાઈ કહ્યા છે. શ્રુતસાગરના એક શિષ્ય શ્રીચન્દ્રે વૈરાગ્યમણિમાલા રચી છે.

આ શ્રુતસાગરને પોતાને માટે ખૂબ માન હશે, કેમકે એમણે પોતાને માટે નીચે મુજબનાં વિશેષણો વાપર્યાં છે:-

ઉભયભાષાકવિચક્રવર્તી, કલિકાલ-ગૌતમ, કલિકાલસર્વજ્ઞ, તાર્કિક-શિરોમણિ, નવનવતિ-મહાવાદિ-વિજેતા, પરમાગમપ્રવીણ, વ્યાકરણ-કમલ-માર્તંડ ઇત્યાદિ.

શ્રુતસાગર કટ્ટર દિગંબર છે એટલું જ નહિ પરંતુ આવેશપૂર્ણ ગાળ દેનારા પણ છે. તીર્થંકરની પ્રતિમા નહિ માનનારા ઉપર એમણે ખૂબ પ્રહાર કર્યા છે. એવાને એમણે 'નાસ્તિક' કહ્યા છે અને એમને વિષ્ટાથી લિપ્ત જોડા મારે તો એ પાપ નથી એવા આક્રોશ-વચનો ઉચ્ચાર્યાં છે.[3]

શ્રુતસાગરે [4]વ્રતકથાકોશ રચ્યો છે. વળી એમણે નાનકડી શ્રુતસંઘપૂજા રચી છે. બાકી એમની સુપ્રસિદ્ધ કૃતિઓ મુખ્યતયા

૧ જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૪૦૬).

૨ એઓ દિ. પદ્મનંદિના શિષ્ય અને ઉત્તરાધિકારી દિ. દેવેન્દ્રકીર્તિના ઉત્તરાધિકારી છે.

૩ જુઓ દિ. કુંદકુંદાચાર્યકૃત દંસણ-પાહુડ (ગા. ૧)ની શ્રુતસાગરીય ટીકા તેમજ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૪૦૭).

૪ આમાં આકાશ-પંચમી, ચંદન-ષષ્ઠી, મુકુટ-સપ્તમી, અષ્ટાહ્નિકા ઇત્યાદિ વ્રતો સંબંધી કથાઓ છે દેવેન્દ્રકીર્તિ, ધર્મચંદ્ર, મલ્લિષેણ અને સકલકીર્તિ દ્વારા અનેક વ્રતકથાકોશ રચાયા છે.

વિવરણરૂપ છે અને એમાં મૂળ ગ્રંથકારને ન અનુસરતાં પોતાની ગાંઠની વાત પણ એમણે કેટલીક વાર ઉમેરી છે.[1] આ કૃતિઓ યાને વિવરણો નીચે મુજબ છેઃ-

[2]જિનસહસ્રનામ-ટીકા, [3]તત્ત્વત્રયપ્રકાશિકા, [4]તત્ત્વાર્થવૃત્તિ, મહાભિષેક-[5]ટીકા[6] અને [7]યશસ્તિલક-ચંદ્રિકા.[8]

શ્રુતસાગર વિક્રમની સોળમી સદીમાં થયા છે, કેમકે મહાભિષેકની ટીકાની એક હાથપોથી વિ સં. ૧૫૮૨માં લખાયેલી મળે છે.

ચિન્તામણિ-વ્યાકરણ (ર. વિ. સં. ૧૬૦૫)— આના કર્તા દિ૦ ભટ્ટારક શુભચન્દ્રસૂરિ છે. એઓ 'મૂલ' સંઘ, 'સરસ્વતી' ગચ્છ અને 'બલાત્કાર' ગણના જ્ઞાનભૂષણના પ્રશિષ્ય અને વિજયકીર્તિના શિષ્ય થાય છે એ શુભચન્દ્રસૂરિની શિષ્યપરંપરાનો ક્રમ નીચે મુજબ છેઃ—

સુમતિકીર્તિ, ગુણકીર્તિ, વાદિભૂષણ, રામકીર્તિ, યશઃકીર્તિ, પદ્મનંદિ ઇત્યાદિ.[9]

---

૧ જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ. ૪૦૮)

૨ મૂળના કર્તા આશાધર છે.

૩ દિ શુભચન્દ્રકૃત જ્ઞાનાર્ણવ યાને યોગપ્રદીપમાં જે ગદ્યાત્મક લખાણ છે તેની આ ટીકા છે

૪ આ ત૦ સૂ૦ સહિત "ભારતીય જ્ઞાનપીઠ" તરફથી કાશીથી ઈ સ. ૧૯૪૯માં પ્રકાશિત થઈ છે

૫ આ આશાધરકૃત નિત્ય-મહોદ્યોતની ટીકા છે.

૬ શ્રુતસાગર દેશવ્રતી યાને બ્રહ્મચારી હતા તે સમયની આ રચના છે.

૭ આ યશસ્તિલક-ચંપૂની અપૂર્ણ ટીકા છે પાંચમા આશ્વાસને અંતે થોડાક ભાગની તેમજ છઠ્ઠા આશ્વાસની ટીકા નથી આ ટીકા સહિત મૂળ કૃતિ કાવ્યમાલા (ગુ. )માં છપાયેલી છે

૮ આ એમની છેલ્લી કૃતિ હોવાનું મનાય છે.

૯ જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૫૨૮—૫૨૯)

આ શુભચન્દ્રસૂરિને 'ત્રૈવિધ-વિદ્યાધર'ની તેમજ 'ષડ્ભાષા—કવિ-ચક્રવર્તી'ની પદવી હતી.[1] એમણે સાહિત્યનાં વિવિધ અંગોનો અભ્યાસ કર્યો હતો એમણે વિ. સં. ૧૬૦૮માં રચેલા પાંડવપુરાણની પ્રશસ્તિમાં પોતાની મૌલિક તેમજ વિવરણાત્મક અનેક કૃતિઓ ગણાવી છેઃ—

(૧) [2]અંગપ્રજ્ઞપ્તિ, (૨) [3]અપશબ્દખંડન, (૩) ચન્દના—કથા (યાને ચન્દના—ચરિત), (૪) ચન્દ્રનાથ—ચરિત્ર (યાને ચન્દ્રપ્રભ—ચરિત), (૫) ચિન્તામણિ-વ્યાકરણ, (૬) [4]જીવક—ચરિત્ર (યાને જીવંધર—ચરિત), (૭) તત્ત્વનિર્ણય, (૮) [5]નંદીશ્વર—કથા, (૯) [6]પદ્મનાભ—ચરિત્ર, (૧૦) ષડ્વાદ, (૧૧) [7]સંશયિવદનવિદારણ. (૧૨—૧૩) સર્વતોભદ્ર અને એની ટીકા, (૧૪) પાર્શ્વનાથકાવ્ય (યાને પાર્શ્વાભ્યુદય)ની પંજિકા, (૧૫) અધ્યાત્મપદ્યવૃત્તિ, (૧૬) આશાધરની અર્ચા (યાને જિનયજ્ઞકલ્પ કિંવા નિત્યમહોદ્દ્યોત)ની ટીકા અને (૧૭) સ્વરૂપસંબોધનની વૃત્તિ

---

૧ જુઓ કત્તિકેયાણુવેક્ખાની શુભચન્દ્રસૂરિએ વિ૦ સં૦ ૧૬૧૩મા રચેલી ટીકાની પુષ્પિકા. આ ટીકાની પ્રશસ્તિ જૈ૦ સા૦ ઈ૦ (પૃ. ૫૨૮)મા છપાઈ છે.

૨ આ પાઈયમા રચાયેલી કૃતિ છે એ ત્રણ પરિચ્છેદમા વિભક્ત છે. એમા અનુક્રમે ૭૭, ૧૧૭ અને ૫૪ પદ્યો છે. એ બાર અંગોના વિષય ઉપર પ્રકાશ પાડે છે. આ પાઈય કૃતિ મા૦ દિ૦ ગ્રં૦મા ગ્રથાક ૨૧ તરીકે વિ૦ સં૦ ૧૯૭૯મા પ્રસિદ્ધ કરાયેલી છે

૩ જિ૦ ૨૦ કો૦ મા આની નોધ નથી ત્યાં તો કીર્તિચન્દ્રની ૧૦૦ શ્લોક જેવડી અને આ નામની કૃતિની નોધ છે

૪ આની રચના વિ૦ સં૦ ૧૫૯૬મા થયેલી છે

૫ આને કેટલાક સિદ્ધચક્ર—કથા કહે છે

૬ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ ૨૩૩)માં આનો 'પુરાણ' તરીકે નિર્દેશ છે. અહીં એનું પરિમાણ ૨૫૦૫ શ્લોક જેવડું કહ્યુ છે.

૭ આ શ્વેતાંબરોની સ્રીની મુક્તિ જેવી માન્યતાના ખંડનરૂપ, કૃતિ છે. ભ૦ રત્નભૂષણે સંશય-વચન-વિચ્છેદ નામની એક કૃતિ સસ્કૃતમા રચી છે.

આ ઉપરાંત (૧૮) [1]કર્મદાહ વિધિ, (૧૯) [2]ચતુસ્ત્રિંશદધિકદ્વાદશ-શતવ્રતોદ્યાપન, (૨૦) [3]પલ્યોપમવિધ્યુદ્યાપન (યાને પલ્યવ્રતોદ્યાપન) એ ત્રણ કૃતિઓ તેમજ (૨૧) ગણધરવલયપૂજા (યાને [4]ગણધરવલયપૂજા), (૨૨) 'ચિન્તામણિ'(યંત્ર)પૂજા, (૨૩) [5]ત્રિંશચ્ચતુર્વિંશતિપૂજા, (૨૪) સરસ્વતી-પૂજા અને (૨૫) [6]સિદ્ધચક્રવ્રતપૂજા એમ ચાર પૂજા તેમજ (૨૬) [7]સ્તોત્ર-સમુચ્ચયનો પણ અહીં ઉલ્લેખ છે.

ઉપર્યુક્ત પાંડવપુરાણની રચના બાદ એમણે [8]કરકંડુ-ચરિત્ર વિ. સં. ૧૬૧૧માં અને કત્તિકેયાણુવેક્ખાની [9]ટીકા વિ. સં. ૧૬૧૩માં રચ્યાં છે. નીતિરસાયન નામની કૃતિ શું આ શુભચન્દ્રસૂરિની કૃતિ છે?

આ ચિન્તામણિ વ્યાકરણ વિવિધ પ્રકારની પાઠ્ય ભાષાને લગતું છે. એમાં ૧૨૨૪ સૂત્રો છે. એ ચાર પાદવાળા ત્રણ અધ્યાયમાં ગૂંથ્યાં છે. આ વ્યાકરણનો ઉલ્લેખ ઉપર્યુક્ત પાંડવપુરાણની પ્રશસ્તિમાં છે. આ વ્યાકરણ ઉપર સ્વોપજ્ઞ વૃત્તિ છે. આ વ્યાકરણને અંગે ડૉ. એ. એન. ઉપાધ્યેએ એક [10]લેખ લખ્યો છે અને એ દ્વારા એમાં અપાયેલી બાબતનું નિરૂપણ કર્યું છે.

---

૧ આ નામની એકેક કૃતિ દિ૦ ચન્દ્રકીર્તિએ તેમજ દિ૦ રત્નકીર્તિએ રચી છે

૨ આમાં ૧૨૩૪ વ્રતોના ઉદ્યાપનની હકીકત છે.

૩ આ નામની એકેક કૃતિ દિ૦ અનંતકીર્તિએ, દિ૦ દેવેન્દ્રકીર્તિએ અને દિ૦ ભૂષણનાથે રચી છે.

૪ દિ૦ શ્રુતસાગરે તેમજ દિ૦ સકલકીર્તિએ પણ આ નામની એકેક કૃતિ રચી છે

૫ ભવશર્મએ આ નામની એક કૃતિ રચી છે

૬ દિ૦ આશાધરે તેમજ દિ૦ પ્રભાચન્દ્રે આ નામની એકેક કૃતિ રચી છે

૭ શુભચન્દ્રસૂરિએ અનેક સ્તોત્રો રચ્યાં છે. એ ઉપરથી આ નામ મેં યોજ્યું છે

૮ આ કૃતિ સકલભૂષણની સહાયતાપૂર્વક રચાયેલી છે

૯ આમાં દિ૦ નેમિચન્દ્રકૃત દવ્વસંગહ ઉપરની બ્રહ્મદેવે રચેલી ટીકામાંથી અનેક અવતરણો અપાયાં છે.

૧૦ જુઓ ABORI (Vol. XIII, pp. 46-52)

શબ્દ–ભૂષણ (લ વિ. સં. ૧૭૭૦)–આના કર્તા દાનવિજય છે. એઓ 'તપા' ગચ્છના વિજયરાજસૂરિના શિષ્ય થાય છે એમણે પોતાના શિષ્ય દર્શનવિજય માટે પજ્જોસવણાકપ્પ ઉપર દાનદીપિકા નામની વૃત્તિ વિ. સં. ૧૭૫૦માં રચી છે. એમની આ શબ્દ–ભૂષણ નામની કૃતિ એ પદ્યમાં રચાયેલું વ્યાકરણ છે. એ ૧૩૦૦ શ્લોક જેવડું છે અને એ વિ. સં. ૧૭૭૦ની આસપાસમાં, ગુર્જરેશ્વરામાં પ્રખ્યાત શેખ ફતેના પુત્ર બડેમિયાંને માટે રચાયું છે. શું એ સિ૦ હે૦નું રૂપાંતર છે?

શબ્દાર્ણવ— જૈ૦ ગ્રં૦ (પૃ. ૨૯૮) પ્રમાણે આ સહજકીર્તિની રચના છે. આ પૃષ્ઠ ઉપરના ટિપ્પણ પ્રમાણે આ કૃતિનું નામ સિદ્ધ–શબ્દાર્ણવ છે. અને એ ૧૩૦૦ શ્લોક જેવડુ છે. અહીં આ કૃતિને વ્યાકરણ ગણ્યું છે. પરંતુ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૪૩૮) પ્રમાણે તો આ ૭ પ્રકરણમાં વિભક્ત એવો કોશ છે અને એનું બીજું નામ ઋજુ–પ્રાજ્ઞ–વ્યાકરણ–પ્રક્રિયા છે. વિશેષમાં ઉપર્યુક્ત સહજકીર્તિએ 'ખરતર' ગચ્છના ઉપા૦ હેમચન્દ્રના શિષ્ય હોવાનું અહીં કહ્યુ છે. સાથે સાથે આના ઉપર સ્વોપજ્ઞ ટીકા હોવાનો અહીં ઉલ્લેખ છે.

## ઔક્તિક

[2]મુગ્ધાવબોધ ઔક્તિક (વિ. સં. ૧૪૫૦)— આના કર્તા દેવસુંદર–સૂરિના શિષ્ય કુલમંડનસૂરિ છે. એમનો જન્મ વિ. સં. ૧૪૦૯મા થયો હતો. વિ. સં. ૧૪૧૭માં દીક્ષા લઈ વિ. સં. ૧૪૪૨માં સૂરિ બનનારા એઓ વિ. સં. ૧૪૫૫માં સ્વર્ગે સંચર્યા. એમણે વિ. સં. ૧૪૪૩માં

૧ જુઓ જૈ૦ ગ્રં૦ (પૃ ૨૯૮)

૨ સ્વ હરિલાલ હર્ષદ ધ્રુવે "મુગ્ધાવબોધમૌક્તિક"ના નામથી આ કૃતિ સંપાદિત કરી છે અને એ સને ૧૮૮૯માં સ્વીડનમા ભરાયેલી "ઓરિયેન્ટલ કૉન્ફરન્સ" દ્વારા પ્રકાશિત થયેલી છે.

[1]વિચારામૃતસંગ્રહ અને કોઈક સમયે સિદ્ધાંતાલાપકોદ્ધાર રચ્યાં છે. એમણે કેટલાક સ્તવ રચ્યા છે. જેમકે [2]કાયસ્થિતિસ્તોત્ર, "વિશ્વશ્રીદ્ધ"-થી શરૂ થતો અને અષ્ટાદશચિત્રચક્રથી વિભૂષિત [3]વીરસ્તવ અને "ગરીયોગુણ"થી શરૂ થતો [4]પંચજિનહાર-બંધ-સ્તવ. વળી એમણે નિમ્નલિખિત કૃતિઓ ઉપર અવચૂર્ણિ (અવચૂરિ) રચી છેઃ—

[5]પજ્જોસવણાકપ્પ, [5]પડિક્કમણસુત્ત અને પણ્ણવણાતઇયપય-સંગહણી.[6]

ગુજરાતી ભાષા દ્વારા સંસ્કૃત ભાષાના વ્યાકરણનું શિક્ષણ આપવા માટે કેટલાક પ્રયાસ થયા છે. દા. ત. શ્રીમાલ ઠક્કુર કૂરસિંહના પુત્ર [7]સંગ્રામસિંહે આ જાતનો પ્રયાસ કર્યો છે એમ કાતંત્ર વ્યાકરણનો બોધ કરાવવા માટે એમણે વિ. સં. ૧૩૩૬માં રચેલી [8]બાલશિક્ષા[9] જોતાં

૧ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૫૨)માં આની વિચારસંગ્રહ તરીકે નોંધ છે અને એના જ નામાંતર તરીકે સિદ્ધાન્તાલાપકોદ્ધારનો ઉલ્લેખ છે તો શું આ બે ભિન્ન કૃતિ નથી?

૨ આ ચોવીસ પદ્યની કૃતિ એક અવચૂરિ સહિત જૈ૦ આ૦ સ૦ તરફથી વિ. સં. ૧૯૬૮માં પ્રકાશિત કરાઈ છે. એમાં તો મૂળ કૃતિના કર્તા તરીકે કુલમંડનસૂરિનો ઉલ્લેખ છે. આ અવચૂરિની વિ. સં. ૧૫૨૭માં લખાયેલી હાથપોથી મળે છે. જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ. ૪૪૩)માં તો મૂળ કૃતિના કર્તા તરીકે કુલમંડનસૂરિનો ઉલ્લેખ નથી, પરંતુ એના ઉપર એક અવચૂરિ રચનાર તરીકે છે.

૩ આ સ્તવ જૈન સ્તોત્ર સમુચ્ચય (પૃ. ૮૭—૯૧)માં છપાયો છે

૪ આ "ઋષભદેવજી કેશરીમલજી શ્વેતાંબર સંસ્થા" તરફથી પ્રકાશિત પયરણ-સંદોહના અંતમાં છપાયેલો છે

૫–૬ જુઓ જૈ૦ સા૦ સં. ઇ. (પૃ. ૪૪૩) અહીં પણ્ણવણા-સંગહણીને બદલે પ્રજ્ઞાપનાસૂત્રનો ઉલ્લેખ છે તો શું એ ભ્રાન્ત નથી?

૭ જૈ૦ સા૦ સં. ઇ. (પૃ. ૪૨૧)માં કહ્યું છે કે "કર્તા જૈનેતર લાગે છે"

૮ આને અંગેનો પં. લાલચન્દ્ર ભગવાનદાસ ગાંધીનો લેખ નામે "બાલશિક્ષા (પ્રાચીન ગુજરાતી સંસ્કૃત વ્યાકરણ)" પુરાતત્ત્વ (પુ ૩, અં. ૧, પૃ ૪૦–૫૩)માં છપાયો છે. એમાં કૂરસિંહને બદલે 'કૂરસિંહ' છે.

૯ બાલશિક્ષા નામનું એક વ્યાકરણ ભક્તિલાભે રચ્યું છે.

જણાય છે. આના પછીના બીજા પ્રયાસનું ફળ તે પ્રસ્તુત કુલમંડનસૂરિએ રચેલું મુગ્ધાવબોધ ઔક્તિક છે. આ ગ્રંથ ગુજરાતી ભાષાનું વ્યાકરણ નથી પરંતુ વિક્રમની પંદરમી સદીની જૂની ગુજરાતીમાં લખાયેલી સમજુતી પૂર્વકનું સંસ્કૃત ભાષાનું પ્રાથમિક વ્યાકરણ છે. આનો પરિચય સ્વ. કે૦ હ૦ ધ્રુવે [1]સાહિત્ય અને વિવેચન નામના એમના લેખસંગ્રહમાં નીચે મુજબ આપ્યો છે:—

"ઔક્તિકના છેલ્લા ૭ પ્રકરણ કેવળ સંસ્કૃતમાં છે પહેલા, બીજા અને સાતમા આઠમા પ્રકરણમાં સૂત્ર અને કારિકા સંસ્કૃતમાં છે, અને વિવેચન પ્રાકૃતમાં છે ત્રીજું, ચોથું, પાંચમું, છઠ્ઠું અને નવમું એ પાંચ પ્રકરણો તો કેવળ પ્રાકૃતમાં છે આ રીતે નિબંધનો અર્ધ ઉપરાંત ભાગ પ્રાકૃતમાં એટલે જૂની ગુજરાતીમાં લખાયેલો છે"

"નામની વિભક્તિ આદિના ઉદાહરણમાં સર્વજિનસાધારણસ્તોત્ર આપ્યું છે તે તો જયાનંદનું છે"—પૃ ૫૫

"સંસ્કૃત ઉક્તિ એટલે બોલવાની રીત વિષે, મુગ્ધાવબોધ ઔક્તિકમાં નિયમો આપ્યા છે એથી અથવા તો પાધરી અને વાંકુડી યાને કર્તા, કર્મ અને ભાવિ ઉક્તિનું એમાં મુખ્યત્વે વિવેચન કર્યું છે એથી એને ઔક્તિક નામ અપાયું છે. આ સંસ્કૃત ભાષાના વ્યાકરણને લગતો નાનો સરખો નિબંધ છે. કેવળ સંસ્કૃત દ્વારા જે મુગ્ધ જનોને વ્યાકરણ શીખવું અઘરું પડે તેને માટે ખાસ કરીને આમાં ઠેકાણે ઠેકાણે જૂની ગુજરાતીમાં સમજુતી અપાઈ છે 'વ્યાકરણના સંપ્રદાય પ્રમાણે ઉક્તિઓનો પ્રાકૃતમાં સંગ્રહ' કરવાનો પોતાનો વિચાર છે એમ કહી ગ્રંથકાર આ ગ્રંથ શરૂ કરે છે"

મુગ્ધાવબોધ ઔક્તિકમાં વિભક્તિ-વિચાર, કૃદંત-વિચાર, ઉક્તિ-ભેદ અને શબ્દ-સંગ્રહ જે આવે છે તેટલા પૂરતો વિભાગ પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ (પૃ. ૧૭૨-૧૮૦)માં છપાયો છે. આની પછી

૧ આ લેખસંગ્રહ (ભા ૨, પૃ. ૫૧-૭૮)માં સ્વ. કે હ ધ્રુવના ઈ. સ. ૧૮૮૮માં "ગુજરાતી શાળાપત્ર"માં છપાયેલા "મુગ્ધાવબોધ ઔક્તિક" નામના લેખને સ્થાન અપાયું છે આ ભાગમાં એમના બીજા પણ લેખો છે. આ ભાગ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' (હવે ગુજરાત વિદ્યાસભા) તરફથી ઈ. સ. ૧૯૪૧માં પ્રસિદ્ધ થયો છે

"औक्तिकपदानि" એવા શીર્ષકપૂર્વક જે લખાણ પૃ. ૧૮૧-૨૦૪માં અપાયું છે અને જેના અંતમાં "उक्तिपदानि समाप्तानि" એવો ઉલ્લેખ છે તે મુગ્ધાવબોધ ઔક્તિકથી ભિન્ન કોઇ કૃતિ હોય એમ મને લાગે છે. આ સંબંધમાં છેવટનો નિર્ણય કરવાનું સુગમ સાધન આનું મુદ્રિત પુસ્તક છે, પણ હજી સુધી એ મને કોઈ સ્થળેથી જોવા મળ્યું નથી.

પ્રસ્તુત ઔક્તિકના સ્વરૂપ પરત્વેની ગેરસમજની તેમજ એની કેટલીક હાથપોથીઓની નોંધ મેં "મુગ્ધાવબોધ ઔક્તિક" નામના મારા [1]લેખમાં લીધી છે. આ ઔક્તિકની મુદ્રણાલય-પુસ્તિકા મેં કેટલીક હાથપોથીને આધારે વર્ષો થયાં તૈયાર કરી છે પણ પ્રકાશકના અભાવે એ છપાવી શકાઇ નથી.

[2]**વાક્યપ્રકાશ** (વિ. સં. ૧૫૦૭) — આ [3]ઔક્તિક 'બૃહત્ તપા' ગચ્છના રત્નસિંહસૂરિના શિષ્યાણુ ઉદયધર્મે વિ. સં. ૧૫૦૭માં 'સિદ્ધપુર' નગરમાં રચ્યું છે. એમણે 'દ્વાત્રિંશદ્દલકમલ' રૂપ બંધથી વિભૂષિત અને [4]"**सन्नमन्निदर्शन**"થી શરૂ થતું ૧૮ પદ્યનું [5]**મહાવીરસ્તવન** પણ રચ્યું છે. એમના આ **વાક્યપ્રકાશ**માં ૧૨૮ પદ્યો છે. આ રચના

૧ આ લેખ "સિદ્ધચક્ર" (વ ૧૨, અ ૧૧)મા છપાયો છે.

૨ આ-કૃતિ કોઇકની ટીકા સહિત મહેસાણાની "યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાલા" તરફથી ઇ સ ૧૯૧૩મા પ્રકાશિત **સ્તોત્રરત્નાકર** (ભા ૧)ના અંતમા છપાયેલી છે આ ટીકાનો પ્રારંભ "**श्रीमज्जिनेन्द्रमानम्य**"થી કરાયો છે મૂળ કૃતિની વિ. સં ૧૫૦૭મા લખાયેલી એક હાથપોથી મળે છે

૩ જુઓ શ્લો ૧૨૭ તેમજ એની ઉપર્યુક્ત ટીકાનું આદ્ય પદ્ય

૪ જુઓ જૈ. સા. સં. ઇ. (પૃ. ૫૧૪).

૫ આ સ્તવન **જૈન સ્તોત્ર સમુચ્ચય** (પૃ ૨૬૫-૨૬૬)મા છપાયું છે અને એને અંગેનું ચિત્ર અંતમા અપાયું છે

પ્રાથમિક સ્મૃતિના કારણે કરાઇ છે. એનો ઉદ્દેશ ગુજરાતી દ્વારા સંસ્કૃત ભાષાનું વ્યાકરણ શિખવવાનો છે. આથી તો અહીં કેટલાંક પદ્યોમાં ગુજરાતીમાં લખાણ છે અને એની સાથે સાથે સંસ્કૃતમાં એનો અનુવાદ છે. આ કૃતિનો પ્રારંભ ઉક્તિના 'પ્રાખ્તર' અને 'વક્ર' એ બે પ્રકારો અને એના ઉપપ્રકારોથી કરાયો છે. આગળ જતાં કર્તરિ અને કર્મણિના પ્રત્યયો ગણાવાયા છે અને એનાં ઉદાહરણ અપાયા છે (શ્લો. ૨ અને ૨૮મા 'સકર્મક' એ અર્થમાં 'સાખ્ય' શબ્દ વપરાયો છે). ત્યાર બાદ ગણજ, નામજ અને સૌત્ર (કણ્ડ્વાદિ) એમ ધાતુના ત્રણ પ્રકાર દર્શાવી એનું સ્વરૂપ સમજાવાયું છે 'પરસ્મૈપદી' વગેરે એમ પણ ધાતુના ત્રણ ભેદ પડાયા છે. ત્યાર બાદ 'વર્તમાના' વગેરે દસ વિભક્તિ, તદ્ધિત-પ્રત્યયો અને સમાસની સમજણ અપાઇ છે.

આ જાતના ઔક્તિકોમાં ઉપર્યુક્ત બાલશિક્ષા અને કુલમંડન-સૂરિકૃત મુગ્ધાવબોધ ઔક્તિક એ બે કૃતિઓ ખાસ નોંધપાત્ર ગણાય છે. આ પ્રકારના વ્યાકરણો ભાષાના ઇતિહાસની સીમાના ચિહ્ન પૂરા પાડે છે.

[1]પ્રસ્તુત કૃતિ ઉપર નીચે મુજબની ટીકાઓ છે:-

(૧) ટીકા— આના કર્તા સોમવિમલના શિષ્ય હર્ષકુલ છે એમ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૪૬)માં ઉલ્લેખ છે. જૈ૦ સા૦ સં. ઇ. (પૃ ૫૧૯) પ્રમાણે હેમવિમલસૂરિના શિષ્ય જે હર્ષકુલગણિએ સૂયગડ ઉપર વિ સં. ૧૫૮૩મા દીપિકા રચી છે અને જેઓ બંધહેતૂદયત્રિભંગીના કર્તા છે તેમણે હેમવિમલસૂરિના રાજ્યમાં આ વાક્યપ્રકાશ ઉપર ટીકા રચી છે.

(૨) ટીકા— આ વાચક કીર્તિવિજયના શિષ્ય જિનવિજયની વિ. સં ૧૬૯૪ની રચના છે.

૧ શું વિનયવિજયગણિએ હૈમલઘુપ્રક્રિયાની સ્વોપજ્ઞ બૃહદ્વૃત્તિમા આ કૃતિનો ઉલ્લેખ કર્યો છે ?

(૩) ટીકા—જૈન ગ્રન્થાવલી (પૃ. ૩૦૭) પ્રમાણે આ રત્નસૂરિની કૃતિ છે.

(૪) [1]ટીકા—આ અજ્ઞાતકર્તૃક રચનાનો પ્રારંભ "श्रीमज्जिनेन्द्र-मानम्य"થી થાય છે.

(૫) ટીકા—આના કર્તાનું નામ જાણવામાં નથી

અન્ય ઔક્તિકો—સોમપ્રભસૂરિએ ૪૧૫ શ્લોક જેવડું એક [2]ઔક્તિક રચ્યું છે. વળી જિનચન્દ્રે તેમજ અન્ય કોઇએ એકેક ઔક્તિક રચ્યું છે.

## આંશિક વ્યાકરણ

ઉપસર્ગ-મંડન (વિ. સં. ૧૪૯૨)—આના કર્તા જૈન ગૃહસ્થ મંત્રી મંડન છે એઓ ઝંઝણ સંઘવીના [3]૭ પુત્રોમાંના બીજા પુત્ર બાહડના નાના પુત્ર થાય છે એમના મોટા ભાઇનું નામ સમુદ્ર (સમધર) છે. એમની પેઠે એમના કાકા દેહડના પુત્ર ધન્યરાજ, ધનરાજ ઉર્ફે [4]ધનદ પણ વિદ્વાન અને ધનિક હતા મંડને 'ભૂષણ' અર્થવાચક 'મંડન'

૧ આ પ્રકાશિત છે જુઓ પૃ ૫૦

૨ આ ઔક્તિકનો પરિચય આપતાં જૈ૦ ગ્ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૬૩)મા કોષ્ટકમાં "grammar" એટલે કે વ્યાકરણ એવો ઉલ્લેખ છે. તેમ છતાં અહીં ઔક્તિકોને અંગે નીચે મુજબ લખાણ છે તો એ વિચારણીય જણાય છે—

"The Auktikas are a sort of Prākṛta into Sanskrit Dictionaries"

અર્થાત્ ઔક્તિકો એ એક જાતના પ્રાકૃત-સંસ્કૃત કોશો છે

૩ આ ૭ યે પુત્રો આલમશાહ (હોશંગ ઘોરી)ના મંત્રિઓ હતા જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૪૮૦)મા કહ્યું છે કે આ આલમશાહ તે "દિલાવરખાનનો પુત્ર અલ્પખાં (વિ સં ૧૪૬૧-૧૪૮૬) અને પછી થયેલ હોશંગ ઘોરી"

૪ આ ધનદે શૃંગાર-ધનદ, નીતિ-ધનદ અને વૈરાગ્ય-ધનદ એમ ત્રણ શતકો રચી એમા પોતાનું નામ જોડ્યું છે

શબ્દથી અલંકૃત નીચે મુજબની આઠ કૃતિઓ રચી એ દ્વારા પોતાના નામને એ સાથે જોડયું છે:-

(૧) [1]અલંકાર-મંડન, (૨) ઉપસર્ગ-મંડન, (૩) કાદંબરી-મંડન, (૪) કાવ્ય-મંડન, (૫) ચંપૂ-મંડન, (૬) શૃંગાર-મંડન, (૭) સંગીત-મંડન અને (૮) સારસ્વત-મંડન [2]

આ ઉપરાંત એમણે [3]કવિ-કલ્પદ્રુમ-સ્કંધ અને ચન્દ્રવિજય એ બે કૃતિઓ પણ રચી છે. એમનું ચરિત્ર મહેશ્વર નામના કવિએ રચ્યું છે, અને એનુ નામ [4]કાવ્યમનોહર રાખ્યું છે.

ઉપસર્ગમંડન નામની આ કૃતિના નામમા કર્તાનું નામ છે અને સાથે સાથે એ જે વિષયની છે તેનું પણ નામ છે, પરંતુ 'ઉપસર્ગ' શબ્દ અનેકાર્થી છે. શ્રમણ ભગવાન મહાવીરસ્વામીને સંગમે જે પ્રતિકૂળ તેમજ સાનુકૂળ ઉપદ્રવો કર્યા હતા તે તેમજ દેવ કે મનુષ્ય તરફથી કેટલાક જૈન મુનિવરોને જે કનડગત કરાઈ હતી તે 'ઉપસર્ગ' તરીકે સુપ્રસિદ્ધ છે. ઉપસર્ગના આ અર્થ ઉપરાંત એનો બીજો અર્થ ધાતુઓ કે ધાતુ ઉપરથી બનાવાયેલા નામાદિની આગળ જોડાતો અને એના મૂળ અર્થમા પ્રાયઃ વિશેષતા લાવતો શબ્દ કે અવ્યય એ છે. આથી અહી ગ્રંથનું નામ વિચારતાં એ પ્રશ્ન ઉદ્ભવે કે એમા પ્રથમ અર્થવાચક ઉપસર્ગનું

---

૧ આ કૃતિ પાટણની "હેમચન્દ્રાચાર્ય સભા" તરફથી ૧૧મા ગ્રંથાક તરીકે છપાઈ છે

૨ ઉપર્યુક્ત સભા તરફથી આ આઠ કૃતિઓ પૈકી બીજી, સાતમી અને આઠમી એ ત્રણ સિવાયની બધી છપાવાઈ છે કાવ્ય-મંડન અને શંગાર-મંડન એ બે કૃતિ આ સભા તરફથી વિ સં. ૧૯૭૬મા પ્રસિદ્ધ કરાઈ છે

૩ આ નામે આની નોધ જિ૦ ર૦ કો૦મા નથી પરતુ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૪૮૪) પ્રમાણે Catalogus Catalogorumમા આની નોધ છે

૪ આ કાવ્ય પાટણની "હે૦ સ૦" તરફથી પ્રકાશિત થયેલું છે એની વિ. સં. ૧૫૦૪મા લખાયેલી હાથપોથી મળે છે

નિરૂપણ છે કે દ્વિતીય અર્થવાચક ઉપસર્ગનું [1] જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૫૪) પ્રમાણે એ વ્યાકરણના એક અંશરૂપ એવા દ્વિતીય અર્થનો ઘોતક છે. આ હિસાબે આ કૃતિમાં અધિ, અનુ, અપ, અભિ, અવ, ઉપ, પર, પ્ર, સમ્ વગેરે ઉપસર્ગોનું નિરૂપણ હશે એમ કહી શકાય આ નિરૂપણમાં સિ૦ હે૦ની કે એની કોઈ સ્વોપજ્ઞ વૃત્તિની છાયા હોય તો આ કૃતિને આના પછીના પ્રકરણમા સ્થાન અપાવું ઘટે.

**ધાતુમંજરી** (લ. વિ. સં ૧૬૫૦)—આ ૧૨૦૦ શ્લોકની કૃતિ સિદ્ધિચન્દ્રગણિએ રચી છે આ પાણિનીય સંસ્કૃત ધાતુપાઠને લગતી સંસ્કૃત કૃતિ હશે એમ માની એની મેં અહીં નોંધ લીધી છે. બાકી એની એક હાથપોથી જે લીંબડીના ભંડારમાં છે એ જોવા મળ્યે આ કૃતિનો વાસ્તવિક અને પરિપૂર્ણ પરિચય હું આપી શકુ. એથી અત્યારે તો આ ગણિનો પરિચય આપું છું. આ ગણિ ભાનુચન્દ્રગણિના શિષ્ય થાય છે. એઓ [1]શતાવધાની યાને સો અવધાન કરનાર તરીકે પ્રખ્યાત છે એમને અકબર બાદશાહે "ખુષ્ફહમ્"ની પદવી આપી હતી. એમણે એમના ગુરુનું [2]ચરિત્ર સંસ્કૃતમા રચ્યું છે. વૃદ્ધ-પ્રસ્તાવોક્તિ-રત્નાકર એ એમની રચના છે.[3]

એમણે નીચે મુજબની કૃતિઓની [4]વૃત્તિ રચી છે.—

---

૧ ભક્તામરસ્તોત્રની જે વૃત્તિ આ સિદ્ધિચન્દ્રગણિએ રચી છે તેમા પ્રારભમા સોનો અને અતમા ૧૦૮નો ઉલ્લેખ છે.

૨ આ ચરિત્ર ભાનુચન્દ્રગણિચરિત એ નામથી "સિંઘી જૈન ગ્રથમાલા"મા ઇ સ ૧૯૪૧મા છપાયું છે.

૩ કાદંબરી-ઉદ્ધાર યાને સંક્ષિપ્તકાદંબરીકથાનક એ એમની ગુજરાતી કૃતિ છે આ કૃતિ પ્રાસ્તાવિક કથનપૂર્વક જિનવિજયજીએ (હવે ગૃહસ્થ) સપાદિત કરી છે અને એ "પુરાતત્ત્વ" (પુ ૫, અ ૪, પૃ ૨૪૧-૨૫૬)મા વિ સં ૧૯૮૩મા છપાઈ છે.

૪ વસતરાજકૃત શકુનશાસ્ત્રની ભાનુચન્દ્રગણિએ રચેલી વૃત્તિનુ એમણે સંશોધન કર્યું છે.

(૧) (હૈમ) અનેકાર્થનામમાલા, (૨) [1]કાદંબરી (ઉત્તરાર્ધ), (૩) [2]ભક્તામર-સ્તોત્ર, (૪) વાસવદત્તા, (૫) [3]શોભન-સ્તુતિ અને (૬) સમવસરણ.

[4]મિશ્રલિંગકોશ, [5]મિશ્રલિંગનિર્ણય કિંવા લિંગાનુશાસન (લ. વિ. સં. ૧૭૦૦) — આના [6]કર્તા કલ્યાણસાગર છે. એઓ 'અંચલ' ગચ્છના ધર્મમૂર્તિના શિષ્ય થાય છે. એમણે પોતાના શિષ્ય વિનીતસાગર માટે આ કોશ રચી, એક કરતાં વધારે લિંગનાં એટલે કે જાતિના નામોની સૂચી પૂરી પાડી છે.

ઉણાદિપ્રત્યય — આની હાથપોથી દિ૦ના ભંડારમાં જોવાય છે એ હિસાબે એ દિ૦ કૃતિ હશે. એના કર્તા વસુનંદિ છે. એમણે આ કૃતિ ઉપર સ્વોપજ્ઞ ટીકા રચી છે. આ બંનેની નોંધ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૪૧)મા લેવાઈ છે.

---

૧ આ "નિર્ણયસાગર મુદ્રણાલય" તરફથી છપાઈ છે

૨ આ સ્તોત્રની વૃત્તિ "દે. લા જૈ પુ સં" તરફથી ઈ. સ ૧૯૩૨મા છપાયેલી "ભક્તામર-કલ્યાણમન્દિર-નમિઊણ-સ્તોત્રત્રય"ની મારી આવૃત્તિમા પ્રકાશિત થયેલી છે

૩ આની વૃત્તિ શોભન-સ્તુતિની ચાર ટીકા સહિતની મારી ઈ સ ૧૯૩૦માં "આ૦ સ૦" તરફથી પ્રકાશિત થયેલી આવૃત્તિમા છપાયેલી છે.

૪ ઉદયસાગરે વિ. સં. ૧૭૦૪મા રચેલી સ્નાત્રપંચાશિકામા આનો શિવસિન્ધુ તરીકે ઉલ્લેખ છે.

૫ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૭)મા આ નામની કૃતિની નોંધ છે અને ત્યા કર્તાનું નામ કલ્યાણસૂરિ અપાયું છે, પરંતુ મને તો આ બંને કૃતિ એક જ હોય અને કર્તાનું નામ કલ્યાણસાગર હોય એમ લાગે છે.

૬ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૧૧)ના ટિપ્પણમા આ કલ્યાણસાગરને 'સૂરિ' કહી દેવમૂર્તિસૂરિના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે, અને સાથે સાથે આ દેવમૂર્તિસૂરિને વિ સં. ૧૪૯૬ માં વિક્રમચરિત્ર રચનારા કહ્યા છે.

પારસી(ક)ભાષાનુશાસન— આ પારસીક યાને ફારસી ભાષાનું સંસ્કૃતમાં પાંચ અધ્યાયમાં રચાયેલું વ્યાકરણ છે એના કર્તા વિક્રમસિંહ છે. એઓ મદનપાલ ઠક્કુરના પુત્ર અને આનંદસૂરિના શિષ્ય થાય છે આની એક હાથપોથી પંજાબના ભંડારમાં છે. એમાંથી કેટલાક ઉતારા [1]A Catalogue of Manuscripts in the Punjab Jain Bhandars (pt. I)માં અપાયા છે.[2]

કર્ણાટક-શબ્દાનુશાસન (શકસંવત્ ૧૫૨૬=વિ સં. ૧૬૬૧)— આ વ્યાકરણ દિ. અકલંકે શકસંવત્ ૧૫૨૬મા ચાર પાદમાં ૫૯૨ સૂત્રમાં રચ્યું છે.[3] આ 'કાનડી' ભાષાનુ વ્યાકરણ છે. એ સર્વોત્તમ ગણાય છે અને એ વ્યાકરણ નાગવર્મકૃત કર્ણાટકભાષાભૂષણ કરતાં મોટું છે. વળી એમાં શબ્દમણિદર્પણ કરતાં અધિક વિષયો છે. પ્રસ્તુત વ્યાકરણમાં અકલંકે પોતાના ગુરુનો પરિચય આપ્યો છે. એમાં એમણે ચારુકીર્તિને અંગે અનેક વિશેષણો વાપર્યાં છે.

[4]ભાષામંજરી— આ ઉપર્યુક્ત વ્યાકરણની સંસ્કૃત વૃત્તિ છે.

[5]મંજરીમકરન્દ— આ ઉપર્યુક્ત વ્યાકરણનું સંસ્કૃત વ્યાખ્યાન છે.

---

૧ આ સૂચીપત્ર લાહોરથી ઈ. સ ૧૯૩૯મા પ્રકાશિત કરાયું છે.

૨ જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧ પૃ ૪૬૫)

૩ જુઓ "અનેકાન્ત" (વર્ષ ૧, કિ ૬-૭, પૃ ૩૩૫)

૪-૫ એજન

## પરિશિષ્ટ ૧ : ચન્દ્ર–વ્યાકરણ

ચન્દ્ર–વ્યાકરણ (ઇ. વિ. સં. ૫૫૦)— આ વ્યાકરણને ચાન્દ્ર વ્યાકરણ પણ કહે છે. એ બૌદ્ધ વિદ્વાન ચન્દ્રગોમીએ પાણિનીય અષ્ટા૦ અને મહાભાષ્યનો ઉપયોગ કરી રચ્યું છે. એમણે રાજતરંગિણીના કર્તા કલ્હણના કથન મુજબ 'કાશ્મીર'ના નૃપતિ અભિમન્યુની પ્રેરણાથી આ વ્યાકરણ રચી મહાભાષ્યના પ્રચારાર્થે પ્રયાસ કર્યો હતો.

ભર્તૃહરિએ વાક્યપદીય (કાંડ ૨, શ્લો. ૪૮૭-૪૮૯)માં કહ્યું છે કે બૈજી, સૌભવ અને હર્યક્ષ જેવા શુષ્ક તાર્કિકો સાંપ્રદાયિક અભિનિવેશને લઈને મહાભાષ્યનો નાશ કરવા લાગ્યા એ સમયે ચન્દ્ર-ગોમીએ એની રક્ષા ન કરી હોત તો કાળ ક્યારનો યે એને સ્વાહા કરી ગયો હોત.

ઉપર્યુક્ત અભિમન્યુનો સમય કલ્હણને મતે વિક્રમથી એક હજાર વર્ષ પૂર્વેનો છે, જ્યારે કેટલાક આધુનિક વિદ્વાનોને મતે એ ઇ. સ. ૪૨૩ અને ઇ. સ. ૫૦૦ વચ્ચેનો છે.

ચન્દ્ર વ્યાકરણની સ્વોપજ્ઞ વૃત્તિમાં "अजयद् गुप्तो हूणान्" એવું જે ઉદાહરણ છે તે ઉપરથી આ આધુનિક મત બંધાયો હોય એમ લાગે છે.

ચન્દ્રગોમીએ ચન્દ્ર વ્યાકરણની સ્વોપજ્ઞ વૃત્તિમાં એને લઘુ, વિસ્પષ્ટ અને સંપૂર્ણ કહ્યું છે. સામાન્ય રીતે આ વ્યાકરણ ૭ અધ્યાયનું અને લૌકિક સંસ્કૃતનું મનાય છે, પણ એમાં સાતમો અધ્યાય વૈદિક ભાષાને લગતો અને આઠમો સ્વરપ્રક્રિયાને અંગેનો હતો એમ એમાં આઠ અધ્યાયો હતા અને એ લૌકિક અને વૈદિક ઉભય પ્રકારના સંસ્કૃતનું વ્યાકરણ હતું એમ સં. વ્યા. ઇ. (ભા. ૧, પૃ. ૪૧૭) જોતાં જણાય છે.

વિક્રમની બારમી સદીમાં વિદ્યમાન પુરુષોત્તમના સમય પહેલાં આ બે અધ્યાયો નાશ પામ્યા હતા.

મેં પરિશિષ્ટરૂપે ચન્દ્ર વ્યાકરણનો પરિચય અહીં આપ્યો છે તેનું એક કારણ એ છે કે એ ઘણું પ્રાચીન અને મહત્ત્વનું વ્યાકરણ ગણાતુ હોવાથી જૈન વૈયાકરણોએ એનો ઉપયોગ કર્યો છે.[1] વિશેષમાં કવિવર ધનપાલે તો કાતંત્રની સાથે સાથે આ ચન્દ્ર વ્યાકરણનો પણ અભ્યાસ કર્યો હતો.

## પરિશિષ્ટ ૨: [2]પુરવણી

શાકટાયન [3]વ્યાકરણ— મંગલ-શ્લોકથી શરૂ થતું આ વ્યાકરણ ચચ્ચાર પાદવાળા ચાર અધ્યાયમાં વિભક્ત છે. આમ આમાં જે સોળ પાદ છે તેની સૂત્ર-સંખ્યા અનુક્રમે નીચે મુજબ છેઃ-

૧૮૦, ૨૨૩, ૧૯૫, ૧૨૩, ૨૨૯, ૧૭૨, ૧૧૩, ૨૩૯, ૨૦૧, ૨૨૭, ૨૮૧, ૧૪૬, ૨૭૧, ૨૬૧, ૨૮૯ અને ૧૮૬.

આમ અહીં એકંદર ૩૩૩૬ સૂત્રો છે.

[4]ચિન્તામણિ — આ ઉપર્યુક્ત વ્યાકરણની યક્ષવર્માકૃત લઘુ વૃત્તિ છે. એના પ્રારંભમાં બાર પદ્યો છે. એનાં ત્રીજા અને ચોથા પદ્યમાં આ વ્યાકરણના

---

૧ જુઓ સિ૦ હે૦ (અ ૨, પા., સૂ. )ની બૃહદ્ વૃત્તિ.

૨ આ લખાણ મુદ્રણાલય-મુદ્રિતકાનો પ્રથમ હપ્તો પ્રકાશક મહાશયને મોકલ્યા બાદ પરંતુ આ ગ્રંથ છપાવવો શરૂ કરાયો તે પૂર્વે—કેટલેક વર્ષ અગાઉ પ્રકાશકને યથાસ્થાન એ દાખલ કરવા માટે મોકલાવાયું હતું, પરંતુ ૩૨ પૃષ્ઠ છપાઈ ગયાં ત્યાં સુધી શુદ્ધિપત્રકમાં એ આપી ન શકાવાથી એ અહીં અપાયું છે.

૩ આ વ્યાકરણ યક્ષવર્માએ રચેલી ચિન્તામણિ નામની લઘુ વૃત્તિ સહિત તેમજ સૂત્રપાઠ, અમોઘવૃત્તિમાથી ઉદ્ધૃત અને સિદ્ધાન્તકૌમુદી પ્રમાણે સંકલિત કરેલા ગણપાઠ, સૂત્રની અકારાદિ ક્રમે સૂચી, ધાતુપાઠ, તથા ધાતુપાઠની અનુક્રમણિકા સહિત ડૉ. જગન્નાથપ્રસાદે ઇ. સ. ૧૯૨૧મા પ્રસિદ્ધ કર્યું છે.

૪ આ પ્રકાશિત છે. જુઓ ઉપર્યુક્ત ટિપ્પણ.

કર્તા શાકટાયનની અને પાચમા અને [1]છઠ્ઠામા એમના આ વ્યાકરણની પ્રશંસા છે. સાતમા પદ્યમા અતિમહતી વૃત્તિના સક્ષેપરૂપે આ લઘુ વૃત્તિ રચ્યાનો ઉલ્લેખ છે. આ લઘુ વૃત્તિનું પરિમાણ છ હજાર શ્લોક જેવડું છે એમ નવમા પદ્યમા કહ્યું છે. દસમા પદ્યમા એવો ઉલ્લેખ છે કે આ લઘુ વૃત્તિમા ઇન્દ્ર, ચન્દ્ર વગેરે વૈયાકરણોએ જે કહ્યું છે તે બધું આમાં છે અને જે અહીં નથી તે અન્યત્ર નથી.

અ. ૧, પા ૩ને અંગેની લઘુ વૃત્તિની પુષ્પિકામાં પ્રસ્તુત શાકટાયનને 'શ્રુતકેવલિદેશીય' કહ્યા છે.

ગણદર્પણ (લ. વિ. સં ૧૨૨૫) — આ વ્યાકરણના કર્તા તરીકે 'પરમાર્હત' કુમારપાલ ભૂપાલનો ઉલ્લેખ એની એક [2]હાથપોથીમા કરાયો છે. એમનો જન્મ વિ. સં. ૧૧૪૯માં થયો હતો એમણે વિ સં. ૧૧૯૯થી ૧૨૩૦ સુધી ગુજરાતના ઉપર રાજ્ય કર્યું હતુ. એમણે વિ. સ. ૧૨૧૬મા જૈન ધર્મ સ્વીકાર્યો હતો. વિ. સં ૧૨૩૦મા એમનુ અવસાન થયું હતુ એમણે "नम्राखिलाखण्डल"થી શરૂ થતું [3]સાધારણજિન-સ્તવન રચ્યું છે.

ગણદર્પણ એ ચચ્ચાર પાદવાળા ત્રણ અધ્યાય પૂરતી તો પદ્યાત્મક કૃતિ છે. એ પાણિનીય ગણપાઠના સ્પષ્ટીકરણરૂપ છે એ ૯૦૦ શ્લોક જેટલા પરિમાણવાળી કૃતિ પ્રતિહાર ભોજદેવ અને દડનાયક વોસરિ માટે

---

૧ "दृष्टिर्नेष्टा न वक्तव्यं वक्तव्यं सूत्रतः पृथक् ।
सङ्ख्यानं नोपसङ्ख्यानं यस्य शब्दानुशासने ॥६॥"

૨ આ હાથપોથી શકસવત્ ૧૩૮૩મા લખાયેલી છે એમા પહેલાં બે પત્ર નથી એ હાથપોથી જેનપુરના જ્ઞાનભડારમા છે

૩ આ સ્તવન જૈન સ્તોત્ર સંગ્રહ (ભા ૧, પૃ ૧૯—૨૨)મા પ્રસિદ્ધ કરાયુ છે

યોજાઈ હતી. પ્રા૦ ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરાએ આ ગણદર્પણને અંગે [1]એક લેખ લખ્યો છે. એનું નામ નીચે મુજબ છે:-

"The 'Gaṇadarpaṇa' a work on Sanskrit grammar ascribed to King Kumārapāla (1143-1174 A. D.) of Gujarat"

નૂતન વ્યાકરણ (લ. વિ. સં. ૧૪૪૦)—આના કર્તા 'કૃષ્ણર્ષિ' ગચ્છના મહેન્દ્રસૂરિના શિષ્ય જયસિંહસૂરિ છે. એમણે [2]કુમારપાલચરિત્ર રચ્યું છે તેમજ ભાસર્વજ્ઞકૃત ન્યાયસાર ઉપર ન્યાયતાત્પર્યદીપિકા નામની વૃત્તિ રચી છે. વળી એમણે [3]સારંગ પંડિતને વાદમાં હરાવ્યો હતો. આ બાબતનો તેમજ ઉપર્યુક્ત વ્યાકરણના પ્રણેતા તરીકેનો ઉલ્લેખ આ જયસિંહસૂરિના શિષ્ય નયચન્દ્રસૂરિએ હમ્મીરમહાકાવ્ય (સ. ૧૪, શ્લો. ૨૩-૨૪)માં કર્યો છે.

પ્રસ્તુત વ્યાકરણ સિ૦ હે૦ના આધારે યોજાયું છે કે એ સ્વતંત્ર કૃતિ છે તે જાણવું બાકી રહે છે એટલું જ નહિ પણ આનું નામ પણ જાણવામાં નથી.

---

૧ આ લેખ "મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય"ના જર્નલના ૯ સ. ૧૯૬૦ના માર્ચના અંકમાં છપાયો છે એને આધારે મેં ગણદર્પણ વિષે આ સંક્ષિપ્ત નોંધ લીધી છે

૨ આ વિ સં ૧૪૪૦ની આસપાસમાં રચાયું છે.

૩ આ સારંગ તે 'શાર્ઙ્ગધર'ના ગુરુ હમ્મીરરાજનો પંડિત હશે કે જેણે શાર્ઙ્ગધરપદ્ધતિ રચી છે અને જેની એક હાથપોથી વિ સં ૧૪૧૯માં લખાયેલી મળે છે. જુઓ જૈ. સા. સં. ઇ. (પૃ. ૪૪૦)

# પ્રકરણ ૩: હૈમ પંચાંગ વ્યાકરણ

પૃ ૩૪માં સૂચવ્યા મુજબ હું હવે અહીં 'કલિ૦' [1]હેમચન્દ્રસૂરિકૃત વ્યાકરણનો પરિચય આપું છું અને એનો પ્રારંભ એના પ્રથમ અંગરૂપ સૂત્રપાઠ નામે સિદ્ધહેમચન્દ્રથી કરું છું.

[2]સિદ્ધહેમચન્દ્ર — આ નામમાં બે અંશ છે: (૧) 'સિદ્ધ' અને (૨) હેમચન્દ્ર. પ્રથમ અંશ 'સોલંકી' યાને 'ચૌલુક્ય' વંશના વિદ્યારસિક નરેશ્વર સિદ્ધરાજ જયસિંહ (વિ. સં. ૧૧૫૧–૧૧૯૯)ના નામનો ઘોતક છે, અને એનું કારણ એ છે કે આ શબ્દાનુશાસનની યોજના એ નરેશ્વરની [3]અભ્યર્થનાનું પરિણામ છે.[4] દ્વિતીય અંશ એના પ્રણેતા 'કલિ૦'

---

૧ એમનાં જીવન અને કવનની આછી રૂપરેખા મે "કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિ એટલે ?" એ નામના મારા લેખમાં આલેખી છે આ લેખ "ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક" (વ ૩, અં ૪, પૃ ૫૬૧–૬૦૪)મા ઇ સ ૧૯૩૯માં પ્રસિદ્ધ થયો છે. અનેક પૌર્વાત્ય વિદ્વાનોએ તેમજ કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ આ સૂરિવર્યનો પરિચય આપ્યો છે આવી એક સૂચી મેં ઉપર્યુક્ત લેખમા આપી છે

૨ આ મૂળ કૃતિનાં વિવિધ સંપાદનો થયા છે એ પૈકી મારી સામે અત્યારે "જૈન ગ્રંથ પ્રકાશક સભા" તરફથી વિ સં. ૧૯૯૮મા દીપિકા સહિત જે સંપાદનમાં આઠ અધ્યાયો છપાયા છે તે છે એમા ૩૫ પદ્યો કટકે કટકે—પ્રત્યેક પાદને અંતે એકેક અને અંતિમ પાદને અંતે ચાર અપાયા છે. આ સંપાદનમા આઠે અધ્યાયોનો પાદ દીઠ ગ્રંથાગ્ર અપાયો છ વળી આઠમા અધ્યાયને અંગે ભાષાદીઠ સૂત્રોનો પણ ગ્રંથાગ્ર અપાયો છે

૩ જુઓ સિ૦ હે૦ની પ્રશસ્તિ (શ્લો ૩૫) તેમજ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રની પ્રશસ્તિ (શ્લો ૧૮)

૪ કુમારપાલની વિજ્ઞપ્તિથી યોગશાસ્ત્ર, વીતરાગસ્તોત્ર અને ત્રિષષ્ટિ૦ એ ત્રણ કૃતિઓ રચાઈ છે.

હેમચન્દ્રસૂરિના નામનો દ્યોતક છે. આમ આ બે અંશો અનુક્રમે અમોઘ-વૃત્તિ અને બુદ્ધિસાગર વ્યાકરણ જેવાં નામોનું સ્મરણ કરાવે છે

'કલિ૦' હેમચન્દ્રસૂરિનું નામ દેશવિદેશના સંસ્કૃતજ્ઞોને સુપરિચિત છે ગુજરાતના એ પનોતા પુત્રે ગુજરાતીઓના કાનમાં અસ્મિતાનો મંત્ર ફૂંક્યો હતો અને ગુજરાતને સાહિત્યની પ્રત્યેક શાખામાં પગભર કરવા માટે—એને સર્વતન્ત્ર-સ્વતન્ત્ર બનાવવા માટે ભગીરથ પ્રયાસ સેવ્યો હતો. એમણે રચેલા તમામ ગ્રંથો તો આજે મળતા નથી, પણ જે મળે છે તે વ્યાકરણ, કોશ, છંદ, અલંકાર, કાવ્ય, ન્યાય, તત્ત્વજ્ઞાન, યોગ એમ વિવિધ વિષયોનો સચોટ બોધ કરાવે છે. આ 'પૂર્ણતલ્લ' ગચ્છના સૂરિવર્યનો જન્મ વિ સં. ૧૧૪૫મા કાર્તિક પૂર્ણિમાએ ધંધુકામાં 'મોઢ' જ્ઞાતિના ચચ્ચ, ચાચિંગ અને ચાચ એમ ત્રિવિધ નામે ઓળખાતા વણિકને ત્યાં થયો હતો. એમની માતા બનવાનું સૌભાગ્ય 'ચામુંડ'-ગોત્રીય ચાહિણી, પાહિણી અને ચંગી એમ ત્રિવિધ નામે પ્રસિદ્ધ જૈન ભામિનીને પ્રાપ્ત થયું હતુ માતાપિતાએ એમનું નામ ચંગદેવ કે ચાંગદેવ રાખ્યુ હતું. વિ સં. ૧૧૫૪મા અને મતાંતર પ્રમાણે ૧૧૫૦માં ચાંગદેવે [1]દેવચન્દ્રસૂરિ પાસે દીક્ષા લીધી ત્યારે એમનું નામ સોમચંદ્ર કે સોમદેવ રખાયું હતું. એ ઉત્સવમા ઉદયન મંત્રીએ અગ્ર ભાગ ભજવ્યો હતો. વિ સં. ૧૧૬૨મા અને મતાંતર પ્રમાણે ૧૧૬૬માં એઓ સૂરિ બન્યા ત્યારે એમનું નામ બદલીને હેમચન્દ્ર રખાયું. ગુજરાતના બે મહાનૃપતિઓ સિદ્ધરાજ અને 'પરમાર્હત' કુમારપાલ આ આચાર્યના પરમ ભક્ત હતા

કુમારપાલના [2]અવસાન પૂર્વે એક વર્ષ પહેલાં એટલે કે વિ. સં. ૧૨૨૯માં આ સૂરિવર્યનો ૮૪ વર્ષની વયે દેહોત્સર્ગ થયો, અને તેમ

૧ સં૦ વ્યા૦ ઇ૦ (ભા. ૧, પૃ ૪૪૬)મા 'ચન્દ્રદેવસૂરિ' એવો ઉલ્લેખ છે તે ભ્રાન્ત છે.

૨ વિ સં ૧૨૩૦મા આ રાજા જતા ગુજરાતમા સોલંકીઓના વૈભવનો અસ્તકાળ શરૂ થયો.

થતાં ગુજરાત એક વિરલ વિભૂતિના જ્યોતિઃપુંજથી વંચિત બન્યું.

રૂપરેખા—સિદ્ધહેમચન્દ્રને સંક્ષેપમાં સિદ્ધહેમ પણ કહે છે. એ કેવળ સંસ્કૃત ભાષા પૂરતું વ્યાકરણ નથી, પરંતુ પાઇય ભાષાના મરહટ્ઠી, સોરસેણી, માગહી, પેસાઈ, ચૂલિયાપેસાઈ તેમજ અવહટ્ઠ એ ૭ ભેદો ઉપર પણ પ્રકાશ પાડનારું વ્યાકરણ છે. [1]અવહટ્ઠને અંગે તો આપણે એમને 'ગુજરાતના પાણિનિ' કહી શકીએ. જેમ પાણિનિએ [2]"छन्दसि" અને 'निगमे' કહી વૈદિક ભાષાનો પરિચય કરાવ્યો છે તેમ આ આચાર્યે [3]"આર્ષ" કહી જૈનોના પ્રાચીન અને મહામૂલ્યશાળી આગમોની અ૦ મા૦ ભાષાની વિશેષતાઓની પ્રસંગોપાત્ત નોંધ લીધી છે. પાલિ એ પણ પાઇય ભાષાનો એક પ્રકાર છે. તેમ છતાં વરરુચિ વગેરે પ્રાચીન વૈયાકરણોએ જેમ એનું નિરૂપણ કર્યું નથી તેમ આ આચાર્યે પણ આ ભાષાનું વ્યાકરણ રચ્યુ નથી. જો એ કાર્ય એમણે કરી નવો ચીલો પાડયો હોત તો એમના પંચાગી વ્યાકરણની સાંગોપાંગતા સોળે કળાએ ખીલી ઊઠતે.

પરિમાણ—મેરુતુંગસૂરિએ વિ. સં. ૧૩૬૧માં રચેલા પ્રબન્ધચિંતામણિમાં

---

૧. પ્રા૦ હરિવલ્લભ ચુ ભાયાણીનું ભાષણ નામે "હેમચન્દ્રીય અપભ્રંશનું સ્વરૂપ" "ફા૦ ગુ૦ મા૦ ત્રૈ૦" (પૃ ૧૬, અ ૪, પૃ ૧૬૧-૧૭૧)માં છપાયું છે તે જોઈ જવું ઘટે.

૨ સિ૦ હૈ૦મા અંતમાં વૈદિક પ્રક્રિયા અપાઈ છે. એમાં 'छन्दसि" એવા ઉલ્લેખવાળા કેટલાંક સૂત્રો છે, એને હિસાબે "निगमे" એવા ઉલ્લેખવાળાં સૂત્રો તો બહુ જ થોડા છે.

૩ એના ઉદાહરણ માટે જુઓ ૭-૨-૬૪ અને ૭-૪-૭૪.

કહ્યું છે કે [1]સવા લાખ શ્લોક જેવડું સિદ્ધહેમ નામનું નવું પંચાંગ વ્યાકરણ હેમચન્દ્રાચાર્યે એક વર્ષમાં રચ્યું. કેટલાક આ વર્ષ તરીકે વિ. સં. ૧૧૯૩-૯૪ ગણાવે છે.

યોજના—સિ૦ હે૦માં ચચ્ચાર પાદવાળા આઠ અધ્યાયો છે. પ્રથમના સાત અધ્યાયોમાં ૩૫૬૬ સૂત્રો દ્વારા સંસ્કૃત ભાષાનું નિરૂપણ છે,[2] જ્યારે આઠમા (અંતિમ) અધ્યાયમાં ૧૧૧૯ સૂત્ર દ્વારા પાઇયના ૭ ભેદોનું નિરૂપણ છે.[3] આ વ્યાકરણની રચના 'પ્રકરણાનુસારિણી છે અને એ રીતે

---

૧ હેમચન્દ્રસૂરિએ સાડા ત્રણ કરોડ શ્લોક જેટલો ગ્રંથરાશિ યોજ્યો હતો એમ કહેવાય છે રોજ બીજુ કામ કરવાનું બાજુએ રાખી, ફક્ત પંચાગ વ્યાકરણ રચવા પાછળ જ સમય અપાયો હોય તો એ હિસાબે રોજના લગભગ સાડી ત્રણસો (કલાકના પંદરેક) શ્લોક જેટલું લખાણ તૈયાર થાય તો એક વર્ષમા સવા લાખ શ્લોક જેટલુ પંચાંગ વ્યાકરણ બને. આજે આ વ્યાકરણની વિવિધ અંગોની જે સ્વોપજ્ઞ વૃત્તિ મળે છે તેનું પરિમાણ નીચે મુજબ છે.—

| | | |
|---|---|---|
| સિ૦ હે૦ (અ ૧-૭)ની લઘુ-વૃત્તિ | શ્લો | ૬૦૦૦ |
| ” ” (અ ૮) ” ” ” | ” | ૨૨૦૦ |
| ” ” ની બૃહદ્-વૃત્તિ | ” | ૧૮૦૦૦ |
| ” ” નો ન્યાસ નામે શબ્દ-મહાર્ણવ | ” | ૨૦૦૦૦ |
| ઉણાદિ-ગણસૂત્ર (સટીક) | ” | ૩૨૫૦ |
| ધાતુ-પારાયણ | ” | ૫૬૦૦ |
| લિંગાનુશાસન (સટીક) | ” | ૩૬૮૪ |
| | | ૫૮૭૩૪ |

આમાં ન્યાસનો ૬૪૦૦૦ શ્લોક જેટલો ભાગ નાશ પામ્યાની વાત સ્વીકારી એ સંખ્યા ઉમેરાય તો લગભગ સવા લાખ શ્લોક થઈ રહે.

૨-૩ પ્રથમના સાત અધ્યાયોનો ગ્રંથાગ્ર શ્લો ૭૮૭ અને ૬ અક્ષર પૂરતો છે, જ્યારે આઠમાનો શ્લો ૨૪૪ ને ૪ અક્ષર પૂરતો છે, સમગ્ર કૃતિનો ગ્રંથાગ્ર શ્લો ૧૦૩૧ અને ૧૦ અક્ષરનો છે.

એ કાતન્ત્રનું સ્મરણ કરાવે છે.[1] ટૂંકમાં કહું તો એના આદ્ય સાત અધ્યાયોમાં નીચે મુજબના [2]વિષયો રજૂ કરાયા છે.:-

(૧) સંજ્ઞા, (૨) સ્વર-સંધિ, (૩) વ્યંજન-સંધિ, (૪) [3]નામ, (૫) કારક, (૬) ષત્વ-ણત્વ, (૭) સ્ત્રી-પ્રત્યય, (૮) સમાસ, (૯) [4]આખ્યાત[5], (૧૦) [6]કૃદંત[7] અને (૧૧) [8]તદ્ધિત.

આઠમા અધ્યાયના મુખ્ય વિષયો નીચે મુજબ છે.:-

સંધિના નિયમો, સ્વરો અને સાદા વ્યંજનોમાં પરિવર્તન, સંયુક્ત વ્યંજનોનાં રૂપાંતરો, સ્વર-ભક્તિ, વ્યત્યય, સંસ્કૃત શબ્દોના આદેશો, પાઇય અવ્યયો, નામ, વિશેષણ, સર્વનામ અને ક્રિયાપદનાં રૂપાખ્યાનો, ધાત્વાદેશ તેમજ સોરસેણીથી માંડીને અવહટ્ટ (પા. ૪, સૂ. ૩૨૯-૪૪૬) સુધીની ભાષાનું નિરૂપણ.

સંજ્ઞા—સંજ્ઞા-વિધાનમાં સંજ્ઞાઓ પ્રાસાદિક એટલે કે ઝટ સમજાય તેવી રખાઈ છે અને એમ કરવામાં ઐન્દ્ર પરંપરા, પ્રાતિશાખ્ય-પરંપરા અને કાતન્ત્ર-પરંપરાનો ઉપયોગ કરાયો છે. કાત્યાયનકૃત 'પાલિ' ભાષાના વ્યાકરણમાં સિ૦ હે૦ગત કેટલીક સંજ્ઞાઓ નજરે પડે છે.

૧ સંજ્ઞાઓ માટે પણ કાતન્ત્રનું અનુસરણ કરાયું છે.

૨ એ પ્રત્યેકની સૂત્ર સંખ્યા ઇત્યાદિ માટે જુઓ શ્રી. મધુસૂદન મોદીકૃત હૈમસમીક્ષા (પૃ ૩૭-૪૦).

૩ આ વિષયને લગતા પ્રકરણને 'સ્યાદિ-પ્રકરણ' તરીકે ઓળખાવાય છે

૪ ધાતુ અને પ્રત્યયના યોગથી ક્રિયા સિદ્ધ થતી હોવાથી 'આખ્યાત' કહેવાય છે.

૫ આમા દશ કાળના પ્રત્યયો વગેરેની હકીકત છે.

૬ ચતુષ્ક અને આખ્યાત પછી કરાય તે 'કૃત્' કહેવાય છે

૭ 'કૃત્' પ્રત્યયની વિસ્તૃત અને જટિલ ચર્ચાને લગતો આ વિષય છે.

૮ અણાદિ પ્રત્યયોને હિતકારી તે 'તદ્ધિત' કહેવાય છે.

પાણિનીય અષ્ટા૦ની 'લોટ્' અને 'લિઙ્'[1] સંજ્ઞાને બદલે કાતન્ત્રની પેઠે સિ૦ હે૦માં પંચમી અને 'સપ્તમી' સંજ્ઞા છે.

અષ્ટા૦માં લટ્, લિટ્, લુટ્, લૃટ્, લેટ્, લોટ્, લઙ્, લિઙ્, લુઙ્ અને લૃઙ્ એમ દસ સંજ્ઞા છે. તેમાં 'લેટ્' તો વેદમાં જોવાય છે. એથી એને બાજુએ રાખતાં 'લોટ્' યાને આજ્ઞાર્થ એ 'પંચમી' અને 'લિઙ્' યાને વિધ્યર્થ એ 'સપ્તમી' ગણાય.

સન્તુલન— પ્ર૦ ચ૦ (શૃંગ ૨૨, શ્લો. ૮૬-૮૭) પ્રમાણે 'કલિ૦' હેમચન્દ્રસૂરિને સિદ્ધરાજે જ્યારે વ્યાકરણ રચવા વિજ્ઞપ્તિ કરી ત્યારે એ સૂરિએ કાશ્મીરથી આઠ વ્યાકરણો મંગાવી આપવા કહ્યું. આનાં નામ કોઇ સ્થળે નોંધાયેલાં હોય એમ જણાતું નથી. ગમે તેમ એમણે આ આઠ વ્યાકરણોનો તો ઉપયોગ કર્યો જ હોવો જોઇએ.

પુરોગામીઓની સબળ કૃતિઓનો જેટલા પ્રમાણમાં લાભ લેવાય તેટલો લેવો અને પુસ્તક રચવામાં એના અંશો તેના તે જ સ્વરૂપમાં લેવા યોગ્ય જણાય તો તેમ પણ કરવું. આ પ્રકારની મનોદશા પ્રાચીન સમયના જૈન શ્રમણો સેવતા હતા. 'કલિ૦' હેમચન્દ્રસૂરિની પણ આવી વૃત્તિ હોવાથી તેમજ રાજા તરફથી સત્વર કાર્ય કરી આપવાનું સૂચન હોવાથી એમણે શાકટાયનનાં કેટલાં યે સૂત્રો જરા યે ફરફાર વિના

૧ આ તેમજ અન્ય પાણિનીય સંજ્ઞા વગેરેનો વિચાર ક્ષિતિશચન્દ્ર ચેટર્જીએ સત્યપ્રસાદ ભટ્ટાચાર્જી દ્વારા ઇ. સ. ૧૯૪૮મા પ્રકાશિત "ઉષા સ્મારક ગ્રંથમાલા" ગ્રંથાંક ૩ નામે Technical Terms and Technique of Sanskrit Grammar (part I)મા સારી રીતે કર્યો છે.

અપનાવ્યાં છે,[1] અને એના કેટલાંક સૂત્રો સમુચિત ન જણાતાં એમાં એમણે પરિવર્તન કરી તેને સ્થાન આપ્યું છે.

[2]પાંત્રીસ પદ્યો—પ્ર૦ ચ૦ (શૃંગ ૨૨, શ્લો ૧૦૧-૧૦૨)માં સિ૦ હે૦ના (અંતિમ સિવાયના) દરેક પાદને અંતે એકેક પદ્ય અને સર્વ પાદને અંતે ચાર એટલે કે ત્રીસ વત્તા પાંચ એમ ૩૫ પદ્યોની પ્રશસ્તિ હોવાનો ઉલ્લેખ છે. આજે સિ૦ હે૦ના ૩૨ પાદ પૈકી પ્રત્યેકને અંતે એકેક પદ્ય અને અંતમાં ત્રણ વધારે એમ ૩૫ પદ્યો જોવાય છે. આ પદ્યો સિ૦ હે૦નાં સમજવા કે એની સ્વોપજ્ઞ લઘુવૃત્તિના કે એની બૃહદ્વૃત્તિનાં ગણવાં એવો એક પ્રશ્ન આ ત્રણેના વિવિધ સંપાદનો જોતા ઉદ્ભવે છે. અંતિમ નિર્ણય કરવા માટે આ ત્રણેની પ્રાચીન હાથપોથીઓ તપાસવી ઘટે. આ સબંધમાં થોડોક વિચાર કરતાં અત્યારે તો મારું એમ માનવું થાય છે કે એ સિ૦ હે૦ની સ્વોપજ્ઞ બૃહદ્વૃત્તિનાં જ છે.

---

૧ "શ્રીસિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ" તરફથી વિ સં ૨૦૦૨મા પ્રકાશિત અને પં. ચંદ્રસાગરગણિ (હવે સૂરિ) દ્વારા સંપાદિત "શ્રીસિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસનમ્" (ભાગ ૧)ની પ્રસ્તાવના (પૃ 'ફૂ')મા શાકટાયન વ્યાકરણ (અ ૧, પા ૧)માના વીસ સૂત્રો આપી એના એ જ સૂત્રો સિ૦ હે૦માં કયા કયા છે તે દર્શાવાયું છે એના પછીના પૃષ્ઠમાં **શાકટાયન** વ્યાકરણમાથી નવ સૂત્રો આપી એમા રહેલી ક્લિષ્ટતા અને સદિગ્ધતાને દૂર કરનારા સિ૦ હે૦ના સૂત્રો સંતુલનાર્થે રજૂ કરાયા છે

આ સંપાદનમા બીજા અધ્યાયના બીજા પાદ પૂરતા સૂત્રો અપાયા છે આમ અહીં સંજ્ઞા, સધિ, નામ અને કારકને લગતા સૂત્રો છે એને અંગેની હૈમ બૃહદ્વૃત્તિ નામે **તત્ત્વપ્રકાશિકા** અને ચંદ્રસાગરજીએ તૈયાર કરેલી **આનંદબોધિની** નામની વિવૃતિ અહીં અપાઈ છે અંતમા ૧૪ પરિશિષ્ટો અપાયા છે.

૨ આનો ગુજરાતી અનુવાદ **હૈમ-સારસ્વત-સત્ર**મા અપાયો છે. "ગુજરાતનું પ્રવાનતમ વ્યાકરણ" નામના લેખના અંતમા આ ૩૫ પદ્યો ગુજરાતી અનુવાદ સહિત અપાયા છે.

આ ૩૫ પદ્યો દ્વારા 'ચૌલુક્ય' વંશના નીચે મુજબના સાત રાજાઓની પ્રશંસા કરાઇ છે.—

(૧) મૂલરાજ, (૨) ચામુંડરાજ, (૩) વલ્લભરાજ, (૪) દુર્લભરાજ, (૫) ભીમદેવ, (૬) કર્ણદેવ, અને (૭) સિદ્ધરાજ જયસિંહ.

આ પદ્યો સંસ્કૃત દ્વયાશ્રય-કાવ્યનું સ્મરણ કરાવે છે. એ આ કાવ્યની રચના બાદ એના નવનીત રૂપે યોજાયાં હશે કે પછી એ પદ્યોરૂપ બીજકમાંથી સંસ્કૃત દ્વયાશ્રય-કાવ્યરૂપ વૃક્ષ ઉદ્ભવ્યું હશે એનો નિર્ણય કરવો બાકી રહે છે.

ઉપર્યુક્ત ૩૫ પદ્યો પૈકી અ૦ ૨, પા. ૨ ના અંતમાં અપાયેલા નિમ્નલિખિત પદ્યના અર્થ અને પાઠાંતર વિષે સિ૦ હે૦ની પ્રસ્તાવના (પૃ. ગઃ, ઘ અને ઘા)માં ચંદ્રસાગરજીએ ચર્ચા કરી છેઃ-

"मूलार्कः श्रूयते शास्त्रे सर्वकल्याणकारणम्।
अधुना मूलराजस्तु चित्रं लोकेषु गीयते॥"

**સ્વોપજ્ઞ લઘુવૃત્તિ**— સિ૦ હે૦ના વિશદ પરંતુ સંક્ષિપ્ત સ્પષ્ટીકરણ માટે 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ આ લઘુવૃત્તિ રચી છે. 'લઘુવૃત્તિ' એવો પ્રયોગ અ૦ ૧–૭ માટેની, કેવળ અ૦ ૮ માટેની તેમજ અ૦ ૧–૮ એટલે કે સંપૂર્ણ સિ૦ હે૦ માટેની સ્વોપજ્ઞ સંક્ષિપ્ત વૃત્તિ એમ ત્રણ ભિન્ન ભિન્ન અર્થમાં કરાય છે, પણ આ ત્રણેમાંથી ગમે તે જાતની લઘુ-વૃત્તિમાં ગણપાઠને સ્થાન નથી.

અ૦ ૧–૭ સુધીની લઘુવૃત્તિનું પરિમાણ છ હજાર શ્લોક જેવડું ગણાય છે અને એથી એને 'છહજારી' કહે છે.[1]

૧ આ છહજારી અ૦ ૧–૭ સુધીના સૂત્રો સહિત "યશોવિજય જૈન ગ્રંથમાલા"માં ઈ સ ૧૯૦૫માં છપાઈ હતી એ દુષ્પ્રાપ્ય બનતા "શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી"

પ્રકાશિકા—કેવળ આઠમા અધ્યાય પૂરતી લઘુવૃત્તિને કેટલાક આ નામથી ઓળખાવે છે.[1] એમા વિષયને વ્યક્ત કરવા ઉપરાંત બીજી કોઈ જાતની સામગ્રી અપાઈ નથી. અપભ્રંશનાં સૂત્રોને અંગેનાં મુક્તકો અપભ્રંશમા છે અને એ અનેક રીતે મહત્ત્વનાં છે. આ પ્રકાશિકાનું પરિમાણ ૨૨૦૦ શ્લોક જેવડુ દર્શાવાય છે. આ પ્રકાશિકાને કેટલાક બૃહદ્વૃત્તિનો ભાગ ગણે છે.

હૈમ-લઘુ-વૃત્ત્યવચૂરિ—આ સિ૦ હે૦ની લઘુવૃત્તિની અવચૂરિ હોય એમ લાગે છે. એમ જ હોય તોપણ એ સ્વોપજ્ઞ લઘુવૃત્તિની છે કે કેમ તે જાણવું બાકી રહે છે. ધનચન્દ્રના નામે ૬૫ પત્રની એક

---

તરફથી એ મૂળ સૂત્રો તેમજ પરિશિષ્ટ તરીકે હૈમ લિંગાનુશાસન, ઉણાદિ, ગણપાઠ અને ધાતુપાઠ સહિત ઇ સ ૧૯૩૪માં પ્રકાશિત કરાઈ હતી એનું સંપાદન મુનિશ્રી હિમાંશુવિજયજીએ કર્યું હતું એમા એમણે કેટલાક સૂત્રોમા સંધિ જતી કરી હતી પ દક્ષવિજયજીએ આ લઘુવૃત્તિનુ મૂળ સહિતનું સંપાદન કર્યું છે અને એ "વિજયનેમિસૂરિ-ગ્રંથમાલા"માં ગ્રથાક ૩૦ તરીકે સંપાદકે તૈયાર કરેલા ૧૩ પરિશિષ્ટો સહિત વિ સં. ૨૦૦૮મા છપાઈ છે, તેર પરિશિષ્ટો પૈકી બાર તો ધાતુઓ સાથે એક યા બીજી રીતે સંબદ્ધ છે "શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી" તરફથી આઠે અધ્યાયની લઘુવૃત્તિ મૂળ કૃતિ સહિત વિ સં ૧૯૫૦મા છપાવાઈ છે

૧ આનું સમીક્ષાત્મક સંપાદન આર પિશલે કર્યું છે એ વિદ્વાને જર્મન અનુવાદ આપી એની મહત્તામા વૃદ્ધિ કરી છે આ સંપાદન ઇ સ ૧૮૭૭-૮૦માં છપાયું છે, એ આજે મળતું નથી શ્રી. મોતીલાલ લાધાજી (હવે મુનિશ્રી કેવલવિજયજી) તરફથી ઈ સ ૧૯૨૮મા આ પ્રકાશિકા અ ૮નાં સૂત્રો સહિત પ્રકાશિત કરાઈ છે, એનું સંપાદન ડૉ પી એલ વૈદ્યે કર્યું છે એમણે પાઇય પદ્યોની સંસ્કૃતમાં છાયા આપી એનો અંગ્રેજીમા અનુવાદ કર્યો છે અંતમા એમણે શબ્દોની તેમજ વાત્વાદેશની સૂચી આપી છે. "Bombay Sanskrit and Prakrit Series"માં ગ્રંથાંક ૬૦ના પરિશિષ્ટ તરીકે પૃથક્ સ્વરૂપે પ્રકાશિકા અ ૮નાં સૂત્રો તેમજ ઉપર્યુક્ત બે સૂચી સહિત ઇ સ ૧૯૩૬મા છપાવાઈ છે એનું નામ "હેમચન્દ્રનું પ્રાકૃત વ્યાકરણ" એવું રખાયુ છે.

અવચૂરિની તેમજ ૨૨૧૩ શ્લોક જેવડી અને ચતુષ્ક-વૃત્તિ ઉપરની એક અજ્ઞાતકર્તૃક અવચૂરિની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૦)માં છે.

જિ૦ ર૦ કો૦ (ખં. ૧, પૃ. ૩૭૬ માં જે કૃતિ દેવેન્દ્રના શિષ્ય ધનચન્દ્રે રચેલી દર્શાવાઈ છે અને જેની એક હાથપોથી વિ. સં. ૧૪૦૩માં લખાયેલી નોંધાયેલી છે તે જ આ હોય એમ લાગે છે.

હૈમલઘુવૃત્તિઢુંઢિકા યાને હૈમલઘુવૃત્તિદીપિકા—આ મુનિશેખરની ૩૨૦૦ શ્લોક જેવડી રચના છે. એની વિ. સં. ૧૪૮૮મા લખાયેલી એક હાથપોથી મળે છે. એ તપાસાય તો આ રચના અ૦ ૧–૭ પૂરતી છે કે આઠે અધ્યાયને અંગેની છે તેનો નિર્ણય થઈ શકે.

લઘુવૃત્ત્યવચૂરિ—આ અવચૂરિ પહેલા ચાર અધ્યાય પૂરતી છે. એ નંદસુંદરે રચી છે અને એની વિ. સં ૧૫૧૦માં લખાયેલી હાથપોથી મળે છે.

લઘુવ્યાખ્યાનઢુંઢિકા—આ ૩૨૦૦ શ્લોકની કોઈકની કૃતિ છે. એની એક હાથપોથી સુરતમાં છે.

[1]લઘુવૃત્ત્યવચૂરિપરિષ્કાર—આનો પ્રારંભ "प्रणम्य लब्धिदं पार्श्वं"થી કરાયો છે.

[2]રહસ્ય-વૃત્તિ—સિ૦ હૈ૦ ઉપર જે સ્વોપજ્ઞ લઘુવૃત્તિ છે તેનો અભ્યાસ ન કરી શકે એવા જનોને લક્ષીને આ રહસ્ય-વૃત્તિ રચાઇ છે.

૧ આ પરિષ્કાર "શ્રીલબ્ધિસૂરીશ્વર જૈન સંસ્કૃત ગ્રંથમાલા"મા કટકે કટકે વિ. સં ૨૦૦૨થી આજ દિન સુધી પ્રસિદ્ધ થતો રહ્યો છે.

૨ આ રહસ્ય-વૃત્તિ સહિત એ પૂરતો સિ૦ હૈ૦નો વિભાગ "જૈન શ્રેયસ્કર મંડળ" તરફથી વિ. સં. ૨૦૦૭મા પ્રકાશિત થયો છે એનું સંપાદન પં. પ્રભુદાસ બેચરદાસ પારેખે કર્યું છે સૂત્રોની સામે બાજુમા વિષયસૂચક શીર્ષકો અપાયા છે તેથી

એથી તો સિ૦ હૈ૦માંનાં પ્રસિદ્ધ તેમજ વિરલ પ્રસંગે ઉપયોગી એવા તમામ સૂત્રોનું અહીં સ્પષ્ટીકરણ નથી લઘુવૃત્તિમાં અપાયેલા કેટલાંક ઉદાહરણો પણ અહીં જતાં કરાયાં છે. આમ આ રહસ્ય-વૃત્તિ લઘુવૃત્તિને મુકાબલે નાની—[1]લગભગ અઢી હજાર શ્લોક જેવડી અને વિશેષ સુગમ બનાવાઇ છે. આ રહસ્ય-વૃત્તિમાં અધ્યાય પૂરો થાય એવા એક બે સ્થળે 'સ્વોપજ્ઞ' એવો ઉલ્લેખ જોવાય છે. એ ઉપરથી કેટલાક એના પ્રણેતા તરીકે હેમચન્દ્રસૂરિનું નામ સૂચવે છે, પરંતુ એ બાબત વિચારણીય જણાય છે.

**કાકલની કૃતિ યાને ઢુંઢિકા-દીપિકા**— હેમચન્દ્રસૂરિના સમકાલીન અને સિ૦ હૈ૦ના અધ્યાપન માટે નીમાયેલા મુખ્ય અધ્યાપક, કાયસ્થ, આઠ વ્યાકરણોના જ્ઞાતા કાકલે આ વ્યાકરણ ઉપર એક વૃત્તિ રચી છે. કેટલાક એને લઘુવૃત્તિ કહે છે તો કેટલાક એને મધ્યમવૃત્તિ કહે છે. વળી જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૭૬)મા કાકલની રચેલી લઘુવૃત્તિને ઢુંઢિકાદીપિકા કહી છે. અહીં કહ્યું છે કે આ ચતુષ્ક, આખ્યાત, કૃત્ અને તદ્ધિત પૂરતી છે અને એનું પરિમાણ છ હજાર શ્લોકનું છે.

---

વિદ્યાર્થીનો માર્ગ સુગમ બન્યો છે અંતમા ગણદીઠ તેમજ પેટાગણદીઠ ધાતુઓની એના પદ અનુસાર સંખ્યા અપાઈ છે ત્યાર પછી હૈમ ધાતુપાઠ તેમજ અનુબન્ધ-ફલ અને વૃત્-ગણ-ફલની કારિકાઓ અને અનિટ્-કારિકાઓ અપાઈ છે અનિટ્ ધાતુઓને અંગે કોષ્ઠક અપાયેલું છે લગભગ પ્રારંભમાં "વર્ણોનો યન્ત્ર" અપાયો છે

આ રહસ્યવૃત્તિનું સંપાદન સુરતના "જૈનાનંદ પુસ્તકાલય"ની એક હાથપોથીને આધારે કર્યું છે અહીં જે ૭૯૩ ક્રમાંકવાળી હાથપોથી છે તેજ આ હશે

૧ વિનયવિજયકૃત હૈમલઘુપ્રક્રિયાનું પરિમાણ પણ લગભગ આટલું જ છે, પરંતુ એ પ્રક્રિયારૂપે યોજાયેલી હોવાથી સ્વોપજ્ઞ બૃહદ્-વૃત્તિના પ્રવેશદ્વારની ગરજ સારી શકતી નથી.

[1]**મધ્યમવૃત્તિ**—કેટલાકનું એમ માનવું છે કે હેમચન્દ્રસૂરિએ સિ૦ હે૦ના પ્રથમના સાત અધ્યાય ઉપર આઠ હજાર શ્લોક જેવડી મધ્યમવૃત્તિ રચી હતી અને આજે જે મળે છે તે જ એ છે.

[2]**બૃહદ્વૃત્તિ યાને** [3]**તત્ત્વપ્રકાશિકા કિંવા અઢારહજારી**— સ્વોપજ્ઞ છહજારી લઘુવૃત્તિની અપેક્ષાએ આ વૃત્તિ ઘણી મોટી હોવાથી એને 'બૃહદ્વૃત્તિ' કહે છે. 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ જે ન્યાસ—બૃહન્યાસ રચ્યો છે તે આ બૃહદ્વૃત્તિના વિવરણરૂપ છે અને એ બૃહન્યાસનું નામ **તત્ત્વપ્રકાશિકાપ્રકાશ** હોવાનું સૂચવાય છે. આને લઈને કે પછી અન્ય

---

૧ આનો ચતુષ્ક-વૃત્તિ પૂરતો—સિ૦ હે૦ના ૩-૨-૧૫૬ સુધીના સૂત્રોને અંગેનો એક અંશ એ સૂત્રો તેમજ એને લગતી અજ્ઞાતકર્તૃક અવચૂરિ સહિત **"सिद्धहेम-शब्दानुशासनम् प्रथमो विभागः"** એવા નામથી "શેઠ મોતીશા-લાલબાગ-જૈન ચેરીટી-પ્રકાશન ૨"—"શ્રીલબ્ધિસૂરીશ્વર જૈન ગ્રન્થમાલા"ના ૩૩મા મણિ તરીકે વિ. સં. ૨૦૦૯માં પ્રકાશિત કરાયો છે એના પૃ ૧-૨૪૮નું સંપાદન શ્રીવિજયક્ષમાભદ્ર-સૂરિએ અને બાકીનાનું એમના સ્વર્ગવાસ બાદ મુનિશ્રી વિક્રમવિજયજીએ કર્યું છે

૨ સિ૦ હે૦ (અ૦ ૧-૭) એને અંગેની બૃહદ્વૃત્તિ તેમજ દેવેન્દ્રસૂરિના શિષ્ય કનકપ્રભકૃત **બૃહન્ન્યાસદુર્ગપદવ્યાખ્યા** યાને **ન્યાસસારસમુદ્ધાર** (કે જે "લઘુન્યાસ" તરીકે સુપ્રસિદ્ધ છે તે) સહિત "શેઠ મનસુખભાઈ ભગુભાઈ" તરફથી વિ સં ૧૯૬૨મા પત્રાકારે પ્રસિદ્ધ કરાયેલ છે પં ચન્દ્રસાગરગણિ (હવે સૂરિ) દ્વારા 'કારક' પર્યંતની **આનંદબોધિની** નામની ટીકા સહિત આ બૃહદ્વૃત્તિ વિ. સ ૨૦૦૨મા છપાઈ છે. એ સૂરિએ કેવળ બૃહદ્વૃત્તિ સહિત દસ પાદ સુધીનો ભાગ સંપાદિત કર્યો છે અને એ વિ સં ૨૦૦૭માં છપાયો છે એમા અંતમા અમરચન્દ્ર-સૂરિકૃત **સ્યાદિશબ્દસમુચ્ચય** અને જયાનંદસૂરિકૃત **સ્યાદિશબ્દદીપિકા** અપાયેલ છે. 'વ્યાકરણવિશારદ' શ્રીવિજયલાવણ્યસૂરિજી દ્વારા સિ૦ હે૦ (અ૦ ૧) એને અંગેની બૃહદ્વૃત્તિ કનકપ્રભકૃત **લઘુન્યાસ** તેમજ **હૈમબૃહન્યાસ, લિંગાનુશાસન** અને એનુ સ્વોપજ્ઞ વિવરણ તેમજ **દ્વ્યાશ્રયકાવ્ય** (સ ૧) સહિત સંપાદિત થઈ એ અમદાવાદની "જૈનગ્રન્થ પ્રકાશક સભા" તરફથી હાલમા (વિ સં) ૨૦૦૭)માં બહાર પડેલ છે એનુ નામ "શ્રીસિદ્ધહૈમચન્દ્રશબ્દાનુશાસનમ્" રખાયું છે.

૩ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૭૫)મા આને બદલે **પ્રકાશિકા, બલાબલવૃત્તિ** અને **ઢુંઢિકા** એવા નામો અપાયાં છે

કોઈ કારણસર બૃહદ્વૃત્તિને તત્ત્વપ્રકાશિકા કહે છે. એનું પરિમાણ ૧૮૦૦૦ શ્લોક જેવડું હોવાથી એને અઢારહજારી પણ કહે છે આ બૃહદ્વૃત્તિ પ્રથમના સાત અધ્યાય પૂરતી જ છે એમ ઘણાખરાનું માનવું છે. કેટલાકને મતે આઠમા અધ્યાય ઉપર જે સ્વોપજ્ઞ વૃત્તિ મળે છે તે આ બૃહદ્વૃત્તિનો ભાગ છે, કિન્તુ એ સ્વોપજ્ઞ વૃત્તિમાં કોઈ વિશિષ્ટ પ્રકારની ચર્ચા નહિ હોવાથી તેમજ એની શૈલી લઘુવૃત્તિના જેવી હોવાથી એ લઘુવૃત્તિનો ભાગ ગણાવો ઘટે તેનું શું?

બૃહદ્વૃત્તિનું આદ્ય પદ્ય તેમજ એમાં અપાયેલા [1]ઉદાહરણો અને પ્રત્યુદાહરણો પૈકી કેટલાંક લઘુવૃત્તિમા પણ જોવાય છે. આથી કેટલાક એમ માને છે કે બૃહદ્વૃત્તિ રચાયા બાદ સંક્ષિપ્ત રુચિવાળી વ્યક્તિઓને ઉદ્દેશીને લઘુવૃત્તિ રચાઈ છે

બૃહદ્વૃત્તિના પ્રારંભમા 'અર્હમ્'ના સ્પષ્ટીકરણમાં "સિદ્ધચક્ર"નો ઉલ્લેખ છે. આ બૃહદ્વૃત્તિની રચનામા અમોઘવૃત્તિની કેટલીક વાર પંક્તિઓ મૂળ સ્વરૂપે અને કેટલીક વાર અર્થની સ્પષ્ટતા ખાતર પરિવર્તનપૂર્વક કામમાં લેવાઈ છે.

**૫૭ ન્યાયો** — સાતમા અધ્યાયની બૃહદ્વૃત્તિના અંતમા ૫૭ ન્યાયો અપાયેલા છે એના ઉપર 'કલિ૦' હેમચન્દ્રસૂરિની કોઈ ટીકા જણાતી નથી તો આ ન્યાયો બૃહદ્વૃત્તિનો એક ભાગ છે કે નહિ? હેમહંસગણિએ આ તેમજ બીજા ૮૪ ન્યાયોનો સંગ્રહ કરી એના ઉપર ન્યાયાર્થમંજૂષા નામની વૃત્તિ વિ. સં. ૧૫૧૬મા રચી છે. એમા એમણે કહ્યુ છે કે ઉપર્યુક્ત ૫૭ ન્યાયો ઉપર **પ્રજ્ઞાપના** નામની વૃત્તિ હતી. વિશેષમા એમણે એવો ઉલ્લેખ કર્યો છે કે આ ૫૭ ન્યાયો બૃહદ્વૃત્તિના સાતમા

---

૧ સામાન્ય રીતે એમ મનાય છે કે હૈમ કૃતિકલાપમા આચાર્ય હરિભદ્રનો નામોલ્લેખ જણાતો નથી, પરંતુ સિ૦ હે૦ (૨-૨-૮૭)ની આ બૃહદ્વૃત્તિ (ઋ ૭ સં., પૃ ૮૮)માના "साध्वी खल्वनेकान्तजयपताकायाः कृतिराचार्यहरिभद्रस्याचार्यहरिभद्रेण वा" ઉદાહરણમા તો હરિભદ્રનુ નામ છે જ

અધ્યાયના અંતમાં સમુચ્ચયરૂપે જોવાય છે. આ ન્યાયો તેમજ બીજા પણ કેટલાક બૃહદ્વૃત્તિમાં પ્રસંગોપાત્ત કટકે કટકે અપાયા છે.

**હૈમ ન્યાય અને એની વૃત્તિ**—હૈમ ન્યાયની બે અજ્ઞાતકર્તૃક નાનકડી કૃતિ અને એ બેમાંથી એકની કે એ નામની અન્ય કોઈ કૃતિની ૧૭૫ શ્લોક જેવડી વૃત્તિની નોંધ જૈ૦ ગ્ર૦ (પૃ. ૩૦૨)માં છે.

**હૈમ-લઘુ-ન્યાય-પ્રશસ્તિ-અવચૂરિ**—આના કર્તા ઉદયચંદ્ર છે અને એની ૩૭ પત્રની એક હાથપોથી મળે છે એમ જૈ૦ ગ્ર૦ (પૃ. ૩૦૨) જોતાં જણાય છે.

[1]**ગણપાઠ**—હૈમ વ્યાકરણનું આ એક મહત્ત્વનું અંગ છે. જે શબ્દોને વ્યાકરણનો નિયમ એકસરખો લાગુ પડતો હોય તે તમામ શબ્દોને પૃથક્ પૃથક્ ન ગણાવતાં એક શબ્દ આપી બાકીનાનું 'આદિ' શબ્દ વડે સૂચન કરાય છે કે જેથી સૂત્રમાં લાઘવ રહે. આ પ્રમાણે શબ્દોનાં જુદાં જુદાં જૂથ પડે છે. એ પ્રત્યેક જૂથને 'ગણ' કહે છે. આ જાતના ગણોની સળંગ સૂચી તે 'ગણપાઠ' કહેવાય છે. આ ગણપાઠ 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ સ્વોપજ્ઞ બૃહદ્વૃત્તિમાં તે તે સૂત્રના સ્પષ્ટીકરણના પ્રસંગે આપ્યો છે અને એના ઉપર આ બૃહદ્વૃત્તિમાં અને કોઈ કોઈ વાર બૃહન્ન્યાસમાં પ્રકાશ પાડ્યો છે.

**ન્યાસો**—બૃહદ્વૃત્તિને અંગે ન્યાસો રચાયા છે. એ સંબંધમાં પૃ. ૭૭-૭૮માં વિચાર કરાયો છે.

---

૧ આ ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રીએ યોજેલી અને ઈ. સ. ૧૯૩૧મા હૈમ-બૃહત્-પ્રક્રિયામાં પરિશિષ્ટરૂપે અપાયો છે, બાકી આ ગણપાઠ એના સ્વોપજ્ઞ સ્પષ્ટીકરણપૂર્વક પૃથક્ સ્વરૂપમાં કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થયો હોય એમ જણાતું નથી. આ બૃહત્-પ્રક્રિયામાં પ્રક્રિયાક્રમે ગોઠવાયેલાં સૂત્રોની સ્વોપજ્ઞ (હૈમ) બૃહદ્વૃત્તિના ઉપયુક્ત અંશ દ્વારા સમજણ અપાઈ છે.

[1]બૃહદ્‌વૃત્તિ-અવચૂર્ણિકા—જયાનંદના શિષ્ય અમરચન્દ્રે વિ. સં. ૧૨૬૪માં આ અવચૂર્ણિકા રચી છે. કેટલાકને મતે તો આ સિ૦ હે૦ની બૃહદ્‌વચૂરિ છે, પરંતુ મુદ્રિત કૃતિ તપાસતા તો વસ્તુસ્થિતિ ભિન્ન માલૂમ પડે છે. આ મુદ્રિત અવચૂર્ણિકામાં ૧૦૭ સૂત્રો જતા કરાયાં છે એટલે કે એ ૭૫૭ સૂત્રોની બૃહદ્‌વૃત્તિ પૂરતી અવચૂર્ણિકા છે. એમાં અને કનકપ્રભકૃત લઘુ ન્યાસમા પ્રાયઃ સામ્ય જોવાય છે. કેટલીક વાર અમરચન્દ્રે નવીન બાબતો પણ રજૂ કરી છે એથી એનો ઉપયોગ આનંદબોધિનીમાં કરાયો છે.[2]

આ અવચૂર્ણિકા (પૃ. ૩)માં સિ૦ હે૦ બીજાં બધાં વ્યાકરણોથી શા માટે ચઢિયાતું છે તેની ચર્ચા કરતાં એવો ઉલ્લેખ કરાયો છે કે એ [3]અતિવિસ્તીર્ણ કે [4]વિપ્રકીર્ણ નથી તેમજ એ કાતંત્રની જેમ સંકીર્ણ નથી. આ અવચૂર્ણિકા (પૃ. ૪-૫)મા કહ્યું છે કે પ્રથમના સાત અધ્યાય ચતુષ્ક, આખ્યાત, કૃત્‌ અને તદ્ધિત એ ચાર પ્રકરણોમાં વિભક્ત છે. તેમાં સંધિ, નામ, કારક અને સમાસ એ ચારના સમુદાય રૂપ 'ચતુષ્ક' છે. એમા દસ પાદ છે. 'આખ્યાત'માં ૭ પાદ છે. 'કૃત્‌'મા ચાર પાદ છે. 'તદ્ધિત'માં આઠ પાદ છે. આમ જે અહીં ચાર પ્રકરણ ગણાવાયાં છે તેને 'પ્રકરણ' ન કહેતાં કેટલાક 'વૃત્તિ' કહે છે.

૧ સિ૦ હે૦ના પ્રથમ નવ પાદ પૂરતી આ અવચૂર્ણિકા "દે લા જૈ. પુ સં." તરફથી ઈ સ. ૧૯૪૮મા પ્રકાશિત કરાઈ છે પ્રથમ પરિશિષ્ટ તરીકે સિ૦ હે૦ના પહેલા સાત અધ્યાયના સૂત્રો અને દ્વિતીય પરિશિષ્ટ તરીકે ૧૦૦૬ ઉણાદિસૂત્રો અપાયા છે આ અવચૂર્ણિકાની હાથપોથીમા 'પ્રથમ પુસ્તિકા લખી' એવો ઉલ્લેખ છે તો શું બાકીનો ભાગ રચાયો હશે કે કેમ ? તે જાણવું બાકી રહે છે.

૨ જુઓ ઉપર્યુક્ત પ્રકાશનની પ્રસ્તાવના (પૃ. ૭).

૩ પાણિનીય અષ્ટા૦ના ૧-૩-૨, ૧-૩-૩, ૧-૧-૬૦ અને ૧-૩-૯ એ ચાર સૂત્રોની ગરજ સિ૦ હે૦નું ૧-૧-૩૦ સૂત્ર સારે છે.

૪ પાણિનીય અષ્ટા૦મા નામ-પ્રકરણને અનુસરતા સૂત્રો છૂટાછવાયા અપાયાં છે. આવી હકીકત બીજાં પણ કેટલાક પ્રકરણો અંગે જોવાય છે.

બૃહદ્‌વૃત્તિ-સારોદ્ધાર— જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૭૬)માં આની નોંધ છે. કર્તાનું નામ અપાયું નથી. આની બે હાથપોથી વિ. સં. ૧૫૨૧માં લખાઈ છે અને એ મળે છે.

બૃહદ્‌વૃત્તિ-ઢુંઢિકા— સૌભાગ્યસાગરે વિ. સં. ૧૫૯૧માં આ ઢુંઢિકા રચી છે.

બૃહદ્‌વૃત્તિ-દીપિકા— વિજયચન્દ્રસૂરિ અને હરિભદ્રસૂરિના શિષ્ય માનભદ્રના શિષ્ય વિદ્યાકરે આ દીપિકા રચી છે.

કક્ષાપટવૃત્તિ— સ્વોપજ્ઞ બૃહદ્‌વૃત્તિ ઉપરની આ ટીકા છે. એનું પરિમાણ ૪૮૧૮ શ્લોક જેવડું છે. જૈ૦ ગ્રં૦ (પૃ. ૨૯૯)માં આ ટીકાનો કક્ષાપટ્ટ તેમજ "બૃહદ્‌વૃત્તિ-વિષમ-પદ-વ્યાખ્યા" તરીકે ઉલ્લેખ છે.

બૃહદ્‌વૃત્તિ-ટિપ્પન— વિ. સં. ૧૬૪૬માં કોઇકે આ ટિપ્પન રચ્યું છે.

બૃહદ્‌વૃત્તિ— જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૭૭) પ્રમાણે આ બૃહદ્‌વૃત્તિના સંક્ષેપરૂપ છે.

હૈમોદાહરણવૃત્તિ— આ નાનકડી અજ્ઞાતકર્તૃક કૃતિની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૧)માં છે. આનું નામ વિચારતાં એમ લાગે છે કે આ કૃતિ હૈમ બૃહદ્‌વૃત્તિમાંનાં ઉદાહરણોના સ્પષ્ટીકરણરૂપ હશે.

પરિભાષા-વૃત્તિ— આ ૪૦૦૦ શ્લોક જેવડી છે એમ બૃ૦ ટિ૦માં ઉલ્લેખ છે.

[1]બૃહન્ન્યાસ [2]શબ્દમહાર્ણવ યાને તત્ત્વપ્રકાશિકાપ્રકાશ— 'ન્યાસ'નો અર્થ 'થાપણ' થાય છે. એના બીજા પણ અનેક અર્થો છે, પરંતુ વ્યાકરણના ક્ષેત્રમાં એનો અર્થ વ્યાકરણના સૂત્રપાઠ જેવા અંગની વૃત્તિનું વિવરણ એમ થતો હોય એમ કેટલાક ન્યાસો જોતાં જણાય છે. ગમે તેમ પણ આવો પ્રયત્ન 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ કર્યો છે. આ સૂરિએ સ્વોપજ્ઞ બૃહદ્‌વૃત્તિને અંગે ન્યાસ રચ્યો છે. આ ન્યાસ અ. ૧–૭ પૂરતી સ્વોપજ્ઞ બૃહદ્‌વૃત્તિને તો સર્વાંગે સ્પર્શે છે. વ્યાકરણને લગતા તમામ વિષયોને અહીં ચર્ચવામાં આવ્યા છે. પરંતુ કમનસીબે આ મહામૂલ્યશાળી ગ્રંથ સંપૂર્ણપણે સચવાઈ રહ્યો નથી. એનું પરિમાણ ૮૪૦૦૦ શ્લોક જેવડું હોવાનું કહેવાય છે. તેમાંથી લગભગ ચોથા ભાગ જેટલો અંશ આજે મળે છે. પ્રથમ અધ્યાયના પ્રથમ પાદમાં ૪૨ સૂત્રો છે, પરંતુ આ બૃહન્ન્યાસ તો પહેલાં ૩૮ સૂત્ર સુધીનો જ મળે છે-બાકીનાં ચારને અંગેનો મળતો નથી. આ અધ્યાયના બીજા પાદને અંગે સમૂળગો મળતો નથી. બાકીના બે પાદોને અંગે સંપૂર્ણપણે મળે છે. બીજા અધ્યાયના ચારે પાદો ઉપર પરિપૂર્ણ સ્વરૂપમાં મળે છે. આગળ જતાં ત્રીજા અધ્યાયના ચોથા પાદને અંગે અને પછી તો છેક સાતમા અધ્યાયના ત્રીજા પાદને અંગે આ ન્યાસ મળે છે.[3] આમ અધ્યાય ૪–૬ તો સર્વથા ન્યાસ વિનાના છે. બૃહદ્‌વૃત્તિ આઠમા અધ્યાયને સ્પર્શતી રચાઈ હોય એમ જણાતું નથી એટલે એના વિવરણરૂપ બૃહન્ન્યાસ આઠમા અધ્યાયને અંગે રચાયો જ ન હોય તો એ સ્વાભાવિક છે.

---

૧ સિ૦ હે૦ના પહેલાં ૩૮ સૂત્રો પૂરતો બૃહન્ન્યાસ એ સૂત્રો અને એની બૃહદ્‌વૃત્તિ સહિત "હે૦ સ૦" તરફથી ઈ સ ૧૯૨૧માં છપાવાયો ત્યાર બાદ શ્રીવિજયલાવણ્યસૂરિએ અ ૧, પા ૧ના છેલ્લાં ચાર સૂત્રો તેમજ બીજા પાદનાં તમામ સૂત્રો ઉપર ન્યાસ રચ્યો છે. એ સિ૦ હે૦ (અ. ૧) ની બૃહદ્‌વૃત્તિ વગેરે સહિત "જૈન ગ્રંથ પ્રકાશક સભા" તરફથી છપાયેલ છે તેમા અપાયો છે.

૨ જિ૦ ર૦ કો૦ (ખં. ૧, પૃ ૩૭૫)માં આનો મહાર્ણવ તરીકે પણ ઉલ્લેખ છે.

૩ બૃ૦ ટિ૦ના સમયમાં પણ આટલો જ ન્યાસ મળતો હતો.

લઘુ ન્યાસ—'કલિ૦' હેમચન્દ્રસૂરિના બહુશ્રુત શિષ્ય [1]'કવિકટાર-મલ્લ,' સ્વાતન્ત્ર્યપ્રિય અને [2]સો પ્રબંધના કર્તા રામચન્દ્રસૂરિએ ત્રેપન હજાર (૫૩૦૦૦) શ્લોક જેવડો આ ન્યાસ રચ્યો છે. વળી ધર્મઘોષસૂરિએ નવ હજાર શ્લોક પૂરતો લઘુ ન્યાસ રચ્યો છે. કેટલાકને મતે 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ જાતે લઘુ ન્યાસ રચ્યો છે.

બૃહન્ન્યાસદુર્ગપદવ્યાખ્યા યાને ન્યાસસાર-સમુદ્ધાર કિંવા ન્યાસોદ્ધાર—'ચંદ્ર' ગચ્છના દેવેન્દ્રસૂરિના શિષ્ય કનકપ્રભે જે ન્યાસ રચ્યો છે એ હેમચન્દ્રસૂરિકૃત બૃહન્ન્યાસના સંક્ષેપરૂપ છે. એથી એનું [3]લઘુ ન્યાસ એવું નામ યોજાયું છે. કનકપ્રભે પોતે તો પ્રારંભમાં એને બૃહન્ન્યાસદુર્ગપદ-વ્યાખ્યા તરીકે અને અંતમાં પ્રશસ્તિમાં ન્યાસસાર-સમુદ્ધાર તરીકે ઓળખાવ્યો છે.

ન્યાસસારોદ્ધારટિપ્પણ—આ અજ્ઞાતકર્તૃક કૃતિની વિ. સં. ૧૨૭૯માં લખાયેલી હાથપોથી મળે છે.

પ્રાકૃતરૂપસિદ્ધિ—આને અંગે બૃ૦ ટિ૦માં એવો ઉલ્લેખ છે કે એ હૈમપ્રાકૃતબૃહદ્વૃત્તિની અવચૂરિરૂપ છે. એના કર્તા 'મલધારી' પં. નરચંદ્ર છે અને એ અવચૂરિ ૧૬૦૦ શ્લોક જેવડી છે.

પ્રાકૃતવૃત્તિઢુંઢિકા, પ્રાકૃત દીપિકા કિંવા પ્રાકૃતપ્રબોધ—આ 'મલધારી' ગચ્છના ઉપા૦ નરચંદ્રની આઠમા અધ્યાયની અવચૂરિ છે. ન્યાયકંદલીની ટીકામાં રાજશેખરે એનો ઉલ્લેખ કર્યો છે એમ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૭૭)માં નોંધ છે.

---

૧ વિ. સં. ૧૫૧૭માં ભોજપ્રબન્ધ રચનારા રત્નમંદિરગણિએ ઉપદેશ-તરંગિણીના પ્રથમ તરંગ (પત્ર ૬૩)માં સિદ્ધરાજ જયસિંહે રામચન્દ્રસૂરિની શીઘ્ર કાવ્ય-શક્તિથી પ્રસન્ન થઈ આ બિરુદ એમને આપ્યાનો ઉલ્લેખ છે.

૨ જુઓ નાટ્યદર્પણને લગતું મારું લખાણ.

૩ આ લઘુ ન્યાસ બૃહદ્વૃત્તિ અને સિ૦ હે૦ (અ ૧-૭) સહિત શેઠ મનસુખભાઈ ભગુભાઈ તરફથી વિ. સં. ૧૯૬૨માં છપાવાયો છે

આ બંને ઉલ્લેખોનો વિચાર કરતા આ કૃતિઓ અભિન્ન જણાય છે.

**હૈમઢુંઢિકા**— આ નામની બે કૃતિ છે. એક કૃતિ ૮૦૦૦ શ્લોક જેવડી છે અને કેટલાકને મતે એ ૫૦૦૦ શ્લોક જેવડી છે. એ કૃતિ સૌભાગ્યસાગરે વિ. સં ૧૫૯૧માં રચી છે એ ચતુષ્ક, આખ્યાત, કૃત્ અને તદ્ધિત એ ચારને અંગેની છે.

બીજી કૃતિ ૨૩૦૦ શ્લોક જેવડી છે. એને જ કેટલાક હૈમઢુંઢિકા-વૃત્તિ કહે છે. એના કર્તા તરીકે ઉદયસૌભાગ્યનો ઉલ્લેખ જોવાય છે.

**પ્રાકૃતવૃત્તિઢુંઢિકા યાને વ્યુત્પત્તિ-દીપિકા**— આ 'બૃહત્ તપા' ગચ્છના સૌભાગ્યસાગરસૂરિના શિષ્ય હૃદયસૌભાગ્યની વિ. સં. ૧૫૯૧ની રચના છે. જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૧)માં હૈમચતુર્થપાદવૃત્તિ તરીકે હૃદયસૌભાગ્યની જે કૃતિની નોંધ છે તે આ જ હોય એમ લાગે છે.

**પ્રાકૃતપદાવચૂરિ**— આ ૭૩૮ શ્લોક જેવડી અવચૂરિ હરિપ્રભસૂરિએ રચી છે.

**પ્રાકૃતવૃત્તિદીપિકા યાને હૈમદીપિકા**— આ ૧૫૦૦ શ્લોક જેવડી કૃતિ દ્વિતીય હરિભદ્રે રચી છે. જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૦)માં નોંધાયેલી હૈમદીપિકા તે આ જ છે.

**દોધકવૃત્તિ**— આ આઠમા અધ્યાયની વૃત્તિ છે.[1]

**હૈમદોધકાર્થ**— આની ૧૩ પત્રની હાથપોથીની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૦૧)માં છે.

**દીપિકા**— જિનસાગરની આ ૬૭૫૦ શ્લોક જેવડી કૃતિની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૧)માં છે. અહીં એક અજ્ઞાતકર્તૃક દીપિકાનો પણ ઉલ્લેખ છે.

---

૧ આ વૃત્તિ પાટણની "હેમ૦ સ૦" તરફથી છપાવાયેલી છે

અષ્ટાધ્યાયતૃતીયપદવૃત્તિ— આ વિનયસાગરસૂરિની રચના છે.

હૈમદશપાદવિશેષ અને હૈમદશપાદવિશેષાર્થ— આ બે કૃતિની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ. ૨૯૯)માં છે.

## પ્રક્રિયા-ગ્રન્થો

પ્રક્રિયા— પ્રક્રિયારૂપ કૃતિ એ સાધનિકાને લક્ષીને મૂળ સૂત્રોના ક્રમમાં પરિવર્તન કરી એનું વિવરણ પૂરું પાડે છે. એ પ્રયોગો તૈયાર કરવામાં—સિદ્ધ કરવામાં સહાયક બને છે એ લાભ છે; પરંતુ સૂત્રોનો ક્રમ, એનું બલાબલ, ઉત્સર્ગ, અપવાદ, પ્રત્યયવાદ, સૂત્રો રચવાના પ્રયોજનો, એ રચનાને લગતા સૂક્ષ્મ નિયમો વગેરે બાબતનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી બુદ્ધિનો જે વિકાસ થાય તે લાભ આ પ્રક્રિયાથી ન થઈ શકે. એ માટે તો મૂળ પ્રણેતાએ જે ક્રમે સૂત્રો રચ્યાં હોય તે જ ક્રમે એનો અભ્યાસ થવો ઘટે.

[1]હૈમ-(લઘુ)-પ્રક્રિયા (વિ. સં. ૧૭૧૦)— આના કર્તા વિનયવિજયગણિ છે. એઓ સોમવિજય પાસે ભણ્યા હતા. એ સોમવિજય તે એમના દીક્ષા-ગુરુ ઉપા૦ કીર્તિવિજયના સંસારી અવસ્થાના સગા ભાઈ થતા હતા અને દીક્ષિત અવસ્થામાં ગુરુભાઈ થતા હતા એ વિનય-વિજયગણિના પિતાનું નામ તેજપાલ હતું અને એમની માતાનું નામ

૧ શ્રીવિજયદર્શનસૂરિજીના શિષ્ય મુનિશ્રી પ્રિયંકરવિજયજીના ટિપ્પણપૂર્વક આ પ્રક્રિયા વિ સં ૨૦૦૬મા પ્રસિદ્ધ કરાઈ છે. એ આવૃત્તિને "શ્રીનેમિ-દર્શન-પ્રિયંકર-ગ્રંથ-રત્ન ૨" તરીકે ઓળખાવાઈ છે. આમા 'સંજ્ઞાધિકાર' પછી પરિભાષા-પ્રકરણ સંપાદકે ઉમેર્યું છે અને પૃ ૯મા એની નોંધ લેતાં એ બહુ ઉપયોગી હોવાથી તેમ કર્યાનો ઉલ્લેખ કર્યો છે

રાજથી હતું.[1] એઓ 'વણિક' જ્ઞાતિના હશે.[2] એઓ વિ. સ
૧૭૩૮માં રાંદેરમાં કાળધર્મ પામ્યા હતા. એમણે વિ સં ૧૬૯૬
પજ્જોસવણાકપ્પ ઉપર [3]સુબોધિકા નામની ટીકા સંસ્કૃતમાં રચી છે.
વેળા એમની ઉમ્મર પાંત્રીસેક વર્ષની હશે.[4] એ હિસાબે એમનો જન
વિ સં. ૧૬૬૧માં થયેલો ગણાય એમણે સંસ્કૃતમાં તેમજ ગુજરાતી
કૃતિઓ રચી છે. એ પૈકી સંસ્કૃત કૃતિઓ નીચે મુજબ છેઃ-

અર્હન્નમસ્કારસ્તોત્ર, [5]આનંદલેખ, [6]ઇન્દુદૂત, [7]જિનસહસ્રનામસ્તો
[8]નયકર્ણિકા, [9]લોકપ્રકાશ, [10]શાન્તસુધારસ, ષટ્ત્રિંશજ્જલ્પસં
અને સુબોધિકા તેમજ આ હૈમલઘુપ્રક્રિયા અને એની સ્વોપજ્ઞ ટી

૧ જુઓ લોકપ્રકાશ (સ ૧)નું અંતિમ પદ્ય.

૨ જુઓ શાન્તસુધારસ (ભા. ૨)નું શ્રી મોતીચંદ ગિ કાપડિયાનું વિ
(પૃ ૩૯)

૩ આની દ્વિતીય આવૃત્તિ "દે૦ લા૦ જૈ૦ પુ૦ સં૦" તરફથી પજ્જોસવ
કપ્પ સહિત ઈ. સ. ૧૯૨૩માં છપાવાઈ છે.

૪ જુઓ શાન્તસુધારસ (ભા ૨)નું ઉપર્યુક્ત વિવેચન (પૃ ૪૮).

૫ આ કૃતિ "દેશવિરતિ ધર્મારાધક સમાજ" તરફથી વિ સં. ૧૯૯૩
પ્રકાશિત શ્રીપ્રશસ્તિસંગ્રહમા પૃ. ૯૬-૧૧૯મા છપાવાઈ છે એમા વિ
બપોવી વિભૂષિત પદ્યો છે એ મારો જે લેખ નામે 'Illustrations of Lett
diagrams" મુંબઈ વિદ્યાપીઠના સામયિકમા કટકે કટકે છપાય છે તેમા (Arts N
30, pp 127-128)મા અપાયા છે

૬ આ કાવ્ય "કાવ્યમાલા" (ગુ ૧૪)મા છપાયું છે

૭ આ સ્તોત્ર "વીરસમાજ" તરફથી અમદાવાદથી વિ. સં ૧૯૮૧મા છપાવાયુ

૮ આ કૃતિ ગુજરાતી અનુવાદ સહિત શ્રી મોહનલાલ દ. દેસાઈ દ્વારા ઈ. સ. ૧૯૧
છપાવાઈ છે.

૯ આ ગ્રંથ "દે૦ લા૦ જૈ૦ પુ૦ સં૦" તરફથી ચાર ભાગમા અનુક્રમે ઈ.
૧૯૨૬, ૧૯૨૮, ૧૯૩૨ અને ૧૯૩૭મા પ્રકાશિત કરાયો છે.

૧૦ આ કૃતિ ગંભીરવિજયગણિકૃત ટીકા સહિત "જૈન ધર્મ પ્રસારક સભ
તરફથી વિ. સં. ૧૯૬૯મા પ્રસિદ્ધ કરાઈ છે.

એમણે વિ. સં. ૧૭૧૦માં આ **હૈમલઘુપ્રક્રિયા** રચી છે. મુદ્રિત આવૃત્તિ પ્રમાણે એ ત્રણ વૃત્તિમાં વિભક્ત છે.[1] ૨૧૬મા પૃષ્ઠ ઉપર પ્રથમ વૃત્તિ પૂરી થાય છે ત્યાં પૂર્વાર્ધ પૂર્ણ થયાનો ઉલ્લેખ છે. ઉત્તરાર્ધનો પ્રારંભ 'આખ્યાત'થી થાય છે. ત્રીજી વૃત્તિની શરૂઆત 'કૃદંત'થી કરાઈ છે. મંગલાચરણરૂપે ત્રણ પદ્યો રચી સંજ્ઞા-પ્રકરણની સમજણ ૩૦ પદ્યોમાં અપાઈ છે. ત્યાર બાદ [2], સંધિ, [3], લિંગ, યુષ્મદસ્મદ્, અવ્યય, સ્ત્રીલિંગ, કારક, સમાસ, તદ્ધિત ઇત્યાદિ પ્રકરણો વિચારાયાં છે. અંતમા પાંચ પદ્યોની પ્રશસ્તિ છે.

[4]**હૈમપ્રકાશ યાને હૈમપ્રક્રિયા-બૃહન્ન્યાસ** (વિ. સં. ૧૬૯૭)- આ ઉપર્યુક્ત હૈમલઘુ-પ્રક્રિયાને અંગેની બૃહદ્-વૃત્તિ છે. એને કેટલાક 'ન્યાસ' કહે છે. એનું પરિમાણ ૩૪૦૦૦ શ્લોક જેવડું છે. એના કર્તા વિનયવિજયગણિ છે. આમ આ સ્વોપજ્ઞ રચના છે. આનું રચના-વર્ષ વિ. સં. ૧૭૯૭ છે એમ જિ૦ ર૦ કો૦ (ખં. ૧, પૃ. ૪૬૨)માં ઉલ્લેખ છે, પણ એ ભ્રાંત છે. સિ૦ હે૦ (૧-૨-૧) ઉપરના અર્થાત્ "समानानां तेन दीर्घः" ઉપરના હૈમપ્રકાશ (પૃ. ૬૨)માં કનકપ્રભકૃત લઘુન્યાસથી ભિન્ન મત દર્શાવાયો છે. આની આલોચના શ્રીવિજયલાવણ્યસૂરિએ સિ૦ હે૦ (અ. ૧)ની એમની આવૃત્તિ (પૃ. ૮૮)માં કરી છે. આ હૈમપ્રકાશમાં હૈમ બૃહન્ન્યાસ, પ્રૌઢ-મનોરમા, સિદ્ધાન્તકૌમુદી,

---

૧ જુઓ પૃ ૨૧૬. ૩૬૬ અને ૪૧૪.

૨ સ્વર-સંધિ, અ-સંધિ, વ્યંજન-સંધિ અને રેફ-સંધિ. કેટલીક વાર કોઈ કોઈ પુસ્તકમા આ ચાર સંધિમાં સ્યાદિ-સંધિ ઉમેરી પાંચ ગણાવાય છે.

૩ સ્વરાંત શબ્દોનાં તેમજ વ્યંજનાંત શબ્દોનાં ત્રણ ત્રણ લિંગ

૪ ઉપા૦ ક્ષમાવિજયગણિ (વિજયક્ષમાભદ્રસૂરિ) દ્વારા સંપાદિત આ કૃતિનો પ્રથમ વૃત્તિ પૂરતો ભાગ ઈ. સ. ૧૯૩૭મા પ્રસિદ્ધ થયો છે આખ્યાત અને કૃદંતને અનુક્રમે ચર્ચતી બાકી બે વૃત્તિ પૂરતો ભાગ ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર છે પ્રથમ ભાગમાં એ ભાગ પૂરતાં સિ૦ હે૦નાં સૂત્રોની, ન્યાયોની અને ગણોની અકારાદિ ક્રમે સૂચી અપાઈ છે.

વાક્યપ્રકાશ અને વાક્યપદીય તેમજ વૈયાકરણભૂષણસાર જેવી લગભગ સમકાલીન કૃતિનો ઉપયોગ કરાયો છે.

હૈમ-પ્રક્રિયાઓ— પાણિનીય અષ્ટા૦ને અંગે પ્રક્રિયાની દૃષ્ટિએ જેમ ભટ્ટોજી દીક્ષિતે સિદ્ધાન્તકૌમુદી રચી છે તેમ વિવિધ ગ્રંથોના પ્રણેતા ઉપા૦ મેઘવિજયગણિએ સિ૦ હે૦ને અંગે લઘુ, મધ્યમ અને બૃહત્ એમ ત્રણ ત્રણ પ્રક્રિયાઓ રચી છે એમ કહેવાય છે.

[1]ચન્દ્રપ્રભા યાને હૈમકૌમુદી (વિ. સં. ૧૭૫૭)— આ મેઘવિજયગણિએ સિદ્ધાન્તકૌમુદીના અનુકરણરૂપે સિ૦ હે૦ (અ. ૧-૭)ને અંગે રચેલી પ્રક્રિયા છે.[2] પ્રારંભમાં બે પદ્યો છે. ત્યાર બાદ પરિભાષા, અસંધિ, વ્યંજન-સંધિ ઇત્યાદિ વિષયો આલેખતી વેળા શરૂઆતમાં ઋષભદેવ, અજિતનાથ એમ એકેક તીર્થંકરની સ્તુતિરૂપ પદ્ય છે મુદ્રિત પુસ્તક પ્રથમા વૃત્તિ અને દ્વિતીયા વૃત્તિ એ બે ભાગમાં વિભક્ત કરાયું છે. પ્રથમા વૃત્તિના અંતમાં ૧૬ પદ્યની પ્રશસ્તિ છે[3] અને એમાં વિ સં. ૧૭૫૭માં [4]ચન્દ્રપ્રભા રચાયાનો ઉલ્લેખ છે. દ્વિતીયા વૃત્તિના અંતમાં એક પદ્ય છે પણ એમાં રચના-વર્ષનો નિર્દેશ નથી. પુષ્પિકામાં આને બૃહત્-પ્રક્રિયા કહી છે. પૃ. ૧૫૮ના અંતમાં બે પદ્ય છે. તેમાં પ્રથમા વૃત્તિ પૂર્ણ કરાયાનો ઉલ્લેખ છે. પુષ્પિકામાં પણ તેમજ છે. એ

---

૧ આ કૃતિ "જૈન શ્રેયસ્કર મંડલ" તરફથી ઈ સ. ૧૯૨૮માં છપાઈ છે અંતમાં હૈમ-ધાતુપાઠ, અનુબંધ-ફલ (શ્લો ૧-૧૦), વૃત્-ગણ-ફલ (શ્લો. ૧-૬), અનિટ્-કારિકા (શ્લો ૧-૭), સંગ્રહ-શ્લોક (શ્લો ૧-૧૯) તેમજ ચન્દ્રપ્રભાને અંગે કામમાં લેવાયેલાં સિ૦ હે૦ના સૂત્રોની અકારાદિ ક્રમે સૂચી અપાયા છે

૨ 'ખરતર' ગચ્છના કૃપાચન્દ્રસૂરિએ સિ૦ હે૦ના આઠમા અધ્યાયગત પ્રાકૃત વ્યાકરણ સિદ્ધાન્તકૌમુદીની શૈલીએ રચ્યું છે

૩ જુઓ પૃ ૨૫૭-૨૫૮.

૪ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૧૨૦) પ્રમાણે આ ચન્દ્રપ્રભા ૧૮૦૦૦ શ્લોક જેવડી છે.

હિસાબે તો ત્રણ વૃત્તિ ગણાય અને તદ્ધિત-પ્રકરણથી બીજી વૃત્તિની શરૂઆત મનાય.

સિ૦ હે૦ (૧-૪-૯૨) રૂપ "टादौ स्वरे वा"ને લગતી પ્રક્રિયા (પૃ. ૪૦)માં क्रीः, किरै। ઇત્યાદિ રૂપો દર્શાવતી વેળા પાણિનીય અષ્ટા૦નો, નહિ કે સિ૦ હે૦નો, આધાર લેવાયો છે અને એ સ્ખલન ગણાય એમ કેટલાક કહે છે.

**હૈમપ્રક્રિયા**— આની રચના મહેન્દ્રસુત વીરસેને કરી છે.[1]

**હૈમપ્રક્રિયાશબ્દસમુચ્ચય**— આ ૧૫૦૦ શ્લોક જેવડી કૃતિની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૦૩)માં જોવાય છે આના જ આધારે જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૪૬૨)માં આ કૃતિની નોંધ લેવાઇ છે.

**શ્રીહૈમશબ્દસંચય**— અમરચન્દ્રકૃત અવચૂર્ણિની પ્રસ્તાવના (પૃ ૭)માં આ નામનો ગ્રંથ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૩)ને આધારે નોંધતાં કહ્યું છે કે એની ૪૩૬ પત્રની એક હાથપોથી પાટણના ભંડારમાં છે અને એના કર્તા અમરચન્દ્ર છે આ અમરચન્દ્ર તે ઉપર્યુક્ત અવચૂર્ણિકાર જ હશે.

જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૪૬૩)માં જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૩)ના ઉલ્લેખપૂર્વક ૪૨૬ શ્લોક જેવડી **હૈમશબ્દસંચય** નામની અને અમરચન્દ્રે રચેલી કૃતિની નોંધ છે.

---

૧ સિ૦ હે૦ (અ ૧-૭)ને અંગે લઘુ, મધ્યમ અને બૃહત્ એમ ત્રણ પ્રકારની **હેમપ્રભા** નામની પ્રક્રિયા 'તીર્થોદ્ધારક' વિજયનેમિસૂરિએ અને આ જાતની ત્રણ પ્રક્રિયા નામે **સિદ્ધપ્રભા** 'આગમોદ્ધારક' આનન્દસાગરસૂરિએ રચી છે અને એ બધી (૭ યે) પ્રસિદ્ધ થયેલી છે આ ઉપરાત ન્યાયતીર્થ ન્યાયવિશારદ ઉપા૦ મંગળવિજયજીએ **ધર્મદીપિકા** નામની પ્રક્રિયા અ ૧-૭ ને અંગે રચી છે અને એ પણ છપાયેલી છે. ગિરજાશંકર મયાશંકર શાસ્ત્રીએ **હૈમ-બૃહત્-પ્રક્રિયા** રચી છે અને એ પણ પ્રસિદ્ધ થયેલી છે.

હૈમશબ્દસમુચ્ચય— આ નામની અને ૪૯૨ શ્લોક જેવડી કૃતિની નોંધ જિ૦ ર૦ કો૦ (ખંડ, ૧, પૃ ૪૬૩)માં છે અને એની એક હાથપોથી પાટણના ભંડારમાં હોવાનો અહીં ઉલ્લેખ છે.

આમ જે ત્રણ કૃતિની ભિન્ન ભિન્ન નોંધ છે તે શું ખરેખર પૃથક્ પૃથક્ કૃતિ છે?

હૈમકારકસમુચ્ચય— આ શ્રીપ્રભસૂરિની રચના છે. એ શીખાઉને માટે ઉપયોગી છે અને એ ત્રણ અધિકારમાં વિભક્ત છે એમ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૨)માં કહ્યું છે

[1]હૈમવિભ્રમ (વિક્રમની બારમી સદી)— [2]કાતંત્રવિભ્રમ તરીકે ઓળખાતી એક કૃતિમા ૨૧ કારિકા છે. એ વ્યાકરણને અંગેના કાયદાની ગરજ સારે છે, કેમકે અહીં અપાયેલાં કેટલાંક રૂપો સામાન્ય રીતે — સુગમતયા એક જાતના જણાતા હોય તે અન્ય પ્રકારનાં છે અને જે રૂપ ઉપલક દૃષ્ટિએ અશુદ્ધ લાગે તે શુદ્ધ છે એવી મતલબના ઉલ્લેખ આ કારિકાઓમાં છે. દા. ત शोभनेषु એ 'શોભન'નું સાતમીનું બહુ-વચનનું રૂપ છે, છતાં એની અહીં ના પડાઈ છે, કેમકે એ शोभन અને इषुથી બનેલો 'બહુવ્રીહિ' સમાસરૂપ હોઈ એ નાન્યતર જાતિનું પ્રથમાનું એક વચનનું રૂપ ગણી શકાય તેમ છે. એવી રીતે राजेभ्यः એ અશુદ્ધ રૂપ લાગે, પરંતુ राजन् અને इभ्यથી ઉદ્ભવેલા 'તત્પુરુષ' સમાસનો વિચાર કરતાં એ પ્રથમાના એકવચનના રૂપ તરીકે સિદ્ધ

૧ આ કૃતિ ગુણચન્દ્રસૂરિકૃત તત્ત્વપ્રકાશિકા નામની વૃત્તિ સહિત "ય૦ જૈ૦ ગ્ર૦"મા વીરસંવત્ ૨૪૩૯મા પ્રકાશિત કરાઈ છે એમાંનું છઠ્ઠું પદ્ય અવચૂર્ણિ સહિત છપાયેલી કૃતિમા નથી. વળી આ આવૃત્તિમા ૧૮ અંકવાળા બે પદ્યો છે એ હિસાબે બાવીસ પદ્યો ગણાય

૨ આના કર્તાનું નામ જાણવામાં નથી

થઇ શકે તેમ છે.[1] આવી વ્યાકરણવિષયક વિલક્ષણતાને લઇને આ નાનકડી કૃતિ મહત્ત્વની ગણાય એ સ્વાભાવિક છે. કેટલાક કોયડા એક જ જાતના છે અને કોઈ કોઈ વાર એક જ કોયડો ફરીથી રજૂ કરાયો છે તો તેમ ન થયું હોત તો આ કૃતિના મહત્ત્વમાં વૃદ્ધિ થાત. ગમે તેમ પણ અત્યારે જે સ્વરૂપે આ કૃતિ યોજાયેલી મળે છે તે જટિલ છે એટલે કોયડાના ઉકેલરૂપ વિવરણની આવશ્યકતા સહેજે રહે છે. આ કાર્ય કેટલાંકે કર્યું છે.

[2]તત્ત્વપ્રકાશિકા— આ ઉપર્યુક્ત કૃતિની ગુણચન્દ્રસૂરિએ રચેલી વૃત્તિ છે. આ વૃત્તિમાં આ સૂરિએ પોતાનો પરિચય દેવસૂરિના ચરણકમળને વિષે ભ્રમર એમ આપ્યો છે. એ દેવસૂરિ તે 'કલિ૦' હેમચન્દ્રસૂરિના સમકાલીન અને એમનાથી વયોવૃદ્ધ એવા 'વાદી' દેવસૂરિ જ હશે એમ લાગે છે. અન્તિમ પદ્યમાં આ ગુણચન્દ્રસૂરિએ કક્કલનો વિજય વાંછતી વેળા એમને અંગે જે વિશેષણો વાપર્યાં છે તે ઉપરથી આઠ વ્યાકરણના જ્ઞાતા અને સિ૦ હે૦ના અધ્યાપક 'કાયસ્થ' કાકલ અભિપ્રેત છે એમ ફલિત થાય છે. આ હિસાબે તત્ત્વપ્રકાશિકાના કર્તાનો સમય વિક્રમની બારમી સદીનો ગણાય.

આ તત્ત્વપ્રકાશિકામાં ઉપર્યુક્ત કોયડાઓના ઉકેલ માટે સિ૦ હે૦નો ઉપયોગ કરાયો છે. એથી તો મૂળ કૃતિને કાતંત્રવિભ્રમ એ નામે ન ઓળખાવતાં કેટલાક એને હૈમવિભ્રમ કહે છે. આવી રીતે 'ખરતર' ગચ્છના ચારિત્રસિંહે આ કૃતિ ઉપર વિ. સં. ૧૬૨૫માં જે [3]અવચૂર્ણિ રચી છે

૧ આ સંબંધમાં વિશેષ માહિતી માટે જુઓ મારો લેખ નામે "વ્યાકરણના કોયડા અને એનો ઉકેલ."

૨ આ પ્રકાશિત છે જુઓ પૃ. ૮૫.

૩ આ અવચૂર્ણિ કાતંત્ર (સારસ્વત) વિભ્રમ, પચ્ચક્ખાણસરૂવ, (પ્રત્યાખ્યાનસ્વરૂપ), દાનષટ્‌ત્રિંશિકા, વિસેસણવઈ (વિશેષણવતી) અને વીસવીસિયા (વિંશતિવિંશિકા) સહિત "ઋ. કે. શ્વે. સં." તરફથી ઈ. સ. ૧૯૨૭મા છપાવાઈ છે.

તેમાં એમણે સારસ્વત વ્યાકરણનો ઉપયોગ કર્યો હોવાથી એ મૂળ કૃતિને સારસ્વત-વિભ્રમ તરીકે કેટલાક ઓળખાવે છે. ઉપર્યુક્ત ગુણચન્દ્રસૂરિએ તો એમણે રચેલી વૃત્તિના પ્રારંભમાં આ વૃત્તિને તંત્રવિભ્રમની વૃત્તિ કહી છે અને એ રીતે મૂળ કૃતિનો 'તંત્રવિભ્રમ' તરીકે નિર્દેશ કર્યો છે. જો 'તંત્ર'થી 'કાતન્ત્ર અભિપ્રેત હોય તો એમના મતે મૂળ કૃતિનું નામ કાતંત્રવિભ્રમ છે આ મૂળ કૃતિમા કા૦૧મા 'તિઙ્', ૨માં આબન્ત, ૪માં ત્યાધન્ત, ૮માં ટાન્ત અને સુપ્, ૧૩મા શત્રન્ત, ૧૪મા સ્યાદ્યન્ત અને ૧૮મી કારિકામા લિટ્નો ઉલ્લેખ છે તો 'લિટ્' એ સંજ્ઞા કાતંત્ર વ્યાકરણની તો નથી તો શું આ બધી સંજ્ઞા મૂળે પાણિનીય અષ્ટા૦ની જ છે કે કેમ તેનો નિર્ણય થવો ઘટે.

તત્ત્વપ્રકાશિકાના લગભગ અંતમાં પૃ ૩૨-૩૩માં સિદ્ધસેન દિવાકરે કહ્યું છે એવા ઉલ્લેખપૂર્વક નિમ્નલિખિત અવતરણ અપાયુ છે:—

"स्वेदं समुद्वहति जृम्भणमातनोति
निद्रायते किमपि जल्पति वस्तुशून्यम् ।
आशा विलोकयति खं पुनरेव धात्रीं
भूताभिभूत इव दुर्वदकः सभायाम् ॥"

આ પદ્ય સિદ્ધસેન દિવાકરની ઉપલબ્ધ દ્વાત્રિંશિકા વગેરેમાં જણાતું નથી તો એ એમની કોઈ લુપ્ત થયેલી કે કોઈ ભંડારમાં એક ખૂણે પડી રહેલી અને વિદ્વાનોની જાણ બહાર રહેલી કૃતિમાનું હશે. તેમ ન જ હોય તો આ [1]અવતરણ એમને નામે ખોટું ચડાવાયું છે એમ ગણાય.

---

૧ "સિદ્ધસેનીય દ્વાત્રિંશિકાઓમાંની અવતરણો" નામનો મારો લેખ "આત્માનંદ પ્રકાશ" (પુ ૫૭, અ ૬)મા પ્રસિદ્ધ થયો છે.

[1]સિદ્ધ-સારસ્વત (લ. વિ. સં. ૧૨૭૫)— મુનિદેવે વિ. સં. ૧૩૨૨માં રચેલા શાન્તિનાથ-ચરિત્રમાં આ વ્યાકરણનો અને સાથે સાથે એના કર્તા તરીકે દેવાનંદસૂરિનો પણ ઉલ્લેખ કર્યો છે. આ દેવાનંદસૂરિ તે 'ચંદ્ર' ગચ્છના દેવભદ્રના શિષ્ય થાય છે અને રત્નપ્રભ, પરમાનંદ અને કનકપ્રભ એ ત્રણના ગુરુ થાય છે. કનકપ્રભના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય પ્રભાચંદ્રસૂરિએ વિ. સં. ૧૩૩૪માં પ્ર૦ ચ૦ રચ્યું છે. એમાં મહેન્દ્રસૂરિચરિત (શ્લો ૩૨૮)માં એમણે કહ્યું છે કે દેવાનંદસૂરિએ સિ૦ હે૦નો ઉદ્ધાર કરી સિદ્ધસારસ્વત નામનું નવીન વ્યાકરણ રચ્યું.

આ ઉપરથી એમ અનુમનાય કે સિદ્ધસારસ્વતની રચના વિ. સ. ૧૨૭૫ની આસપાસમાં થઈ હશે. આ પૂર્વે કોઇએ આ જાતનું સિ૦ હે૦ના ઉદ્ધારરૂપે વ્યાકરણ રચ્યાનું જાણવામાં નથી. એ હિસાબે આ જાતનું આ પ્રથમ વ્યાકરણ ગણાય.

[2]ઉણાદિગણસૂત્ર— ઉણાદિ એટલે ઉ, ઉર, ઇરિ વગેરે (પ્રત્યય). 'ઉણ્' એ 'ઉ' પ્રત્યયનો 'ણ્' અનુબંધ (indicative sign) પૂર્વકનો

૧ આની શું એક હાથપોથી મળતી નથી કે જેથી એ 'જાતનો ઉલ્લેખ જિ૦ ૨૦ કો૦માં જણાતો નથી ?

૨ આનું સ્વોપજ્ઞ ટીકા સહિત સંપાદન, વીએનાની "ઇમ્પેરિયલ એકેડેમિ ઑફ સાયન્સીસ"ની આજ્ઞા અનુસાર જોહ (Job) કિર્સ્ટે (Kirste) એ કર્યું છે એ "એન્યુકેશન સોસાયટી"ના મુદ્રણાલય (ભાયખાલા)મા ઈ. સ. ૧૮૯૫ માં છપાયું છે. શરૂઆતમા પૃ. ૧-૫૫ મા અનેકાર્થસંગ્રહગત શબ્દોની અકારાદિ ક્રમે સૂચી છે. ત્યાર બાદ સ્વોપજ્ઞ ટીકા સહિત ઉણાદિગણસૂત્ર નામની કૃતિ અપાઈ છે. એના પછી ટિપ્પણ છે. ત્યાર બાદ ઉણાદિગણસૂત્રનાં સૂત્રોમાના શબ્દો અકારાદિક્રમે રજૂ કરાયા છે

મૂળ કૃતિ નામે ઉણાદિગણસૂત્ર હે૦ ક્રુ૦ (પૃ. ૮૨-૧૨૭)મા છપાઈ છે (જુઓ પ્ર. ૨, પૃ. ૩૪). વળી એ અમરચન્દ્રકૃત બૃહદ્વૃત્તિ-અવચૂર્ણિકાની મુદ્રિત પ્રતિમ દ્વિતીય પરિશિષ્ટ તરીકે પણ છપાઇ છે. જુઓ પૃ ૭૫

નિર્દેશ છે. આ પ્રત્યયો દર્શાવવા માટે 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ ૧૦૦૬ સૂત્રોની રચના કરી છે. એ કૃતિને ઉણાદિસૂત્ર, ઉણાદિ[1]ગણ-સૂત્ર અને ઉણાદિસૂત્રપાઠ એમ વિવિધ નામે ઓળખાવાય છે. આ કૃતિની ઉત્પત્તિ "उणादयः" એ સિ૦ હે૦ (અ ૫, પા ૨)ના ૯૩મા સૂત્રને આભારી છે. આ સૂત્રની સ્વોપજ્ઞ લઘુવૃત્તિમાં "सदर्थाद् धातोरुणादयो बहुलं स्युः" એવુ એનુ સ્પષ્ટીકરણ છે.

ઉણાદિગણસૂત્રમાં અનુબંધ વગરના ધાતુને ઉણાદિ પ્રત્યયો લગાડી શબ્દો સિદ્ધ કરાયા છે—એની વ્યુત્પત્તિ દર્શાવાઈ છે. આ સમસ્ત વ્યુત્પત્તિઓ આધુનિક ભાષાશાસ્ત્રીઓને ભલે માન્ય ન હોય, છતા એ એક વેળાની માન્યતાની સૂચક છે એ રીતે તો એ મહત્ત્વની છે જ. વળી અહીં જે શબ્દો નોંધાયા છે તે પૈકી કેટલાયે શબ્દો દેશ્ય, દ્રાવિડ અને વિદેશીય ભાષામાં પણ જોવાય છે. એનો અભ્યાસ ભાષાનાં સ્વરૂપ અને વિકાસ ઉપર તેમજ તે સમયના લોકોની રહેણીકરણી ઉપર ન્યૂનાધિક પ્રમાણમાં પ્રકાશ પાડે તેમ છે.

[2]સ્વોપજ્ઞ ટીકા—આનું આદ્ય પદ્ય નીચે મુજબ છે.—

"श्रीसिद्धहेमचन्द्रव्याकरणनिवेशितानामुणादीनाम् ।
आचार्यहेमचन्द्रः करोति विवृतिं प्रणम्यार्हम् ॥१॥"

આના પછી ટીકાનો સમગ્ર ભાગ ગદ્યમાં અપાયો છે.

ઉપયોગ—અભિ૦ ચિ૦ની સ્વોપજ્ઞ વિવૃતિમાં અનેક શબ્દોની સિદ્ધિ માટે આ ઉણાદિગણસૂત્રના [3]સૂત્રોનો ઉપયોગ કરાયો છે.

ઉણાદિનામમાલા—આ શુભશીલની કૃતિ છે. એમાં ઉણાદિસૂત્રો દ્વારા શબ્દોની સિદ્ધિ કરાઈ છે કે કેવળ એ સૂત્રો દ્વારા સિદ્ધ થતા

૧ અહીં ગણનો અર્થ 'સમૂહ' સમજવાનો છે

૨ આ પ્રકાશિત છે જુઓ પૃ ૮૮.

૩ આની એક સૂચી તૈયાર થવી ઘટે.

શબ્દોની સૂચી અપાઇ છે એમ બે પ્રશ્ન સ્ફુરે છે. જો પ્રથમ પ્રશ્નનો ઉત્તર હકારમાં હોય તો આ વ્યાકરણને અંગેની કૃતિ ગણાય; નહિ તો એ ચોથા પ્રકરણમાં કોશ તરીકે એની નોંધ થવી ઘટે.

[1]ધાતુપારાયણ— 'ધાતુપાઠ' એ શબ્દશાસ્ત્રનું એક ઉપયોગી અંગ ગણાય છે ક્રિયાની અર્થતાને ધારણ કરે તે 'ધાતુ' કહેવાય,[2] કેમકે 'ધાતુ' એ ક્રિયાનો વાચક છે. ધાતુ એ શબ્દનું ઉત્પત્તિસ્થાન ગણાય છે. ધાતુઓનું સંપૂર્ણ નિરૂપણ તે 'ધાતુ-પારાયણ' કહેવાય. આ નામની કૃતિ 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ રચી છે. એમાં એમણે સિ૦ હે૦માં નિર્દેશાયેલા ધાતુઓને નીચે મુજબના નવ વર્ગમાં વિભક્ત કર્યા છે:—

ભ્વાદિ, [3]અદાદિ, દિવાદિ, સ્વાદિ, તુદાદિ, રુધાદિ, તનાદિ, ક્ર્યાદિ અને ચુરાદિ.

આ પ્રત્યેક વિભાગને 'ગણ' કહે છે. આમ અહીં નવ ગણ છે.

પહેલા ગણની કશી નિશાની રખાઈ નથી. બાકીના ગણો માટે અનુક્રમે ક્, ચ્, ટ્, ત્, પ્, ય્, શ્ અને ણ્ નો ઉલ્લેખ છે. આમ અહીં ગણસૂચક આઠ અનુબંધ છે.

---

૧ આ કૃતિનું સ્વોપજ્ઞ વૃત્તિ સહિત સંપાદન જોહ ફિર્સ્ટે દ્વારા કરાયું છે અને એ "એજ્યુકેશન સોસાયટી"ના મુદ્રણાલયમાં ભાયખાલામાં છપાવાઈ ઇ. સ. ૧૯૦૧માં પ્રકાશિત થયું છે એમાં દસ ગણની વ્યવસ્થા રખાઈ છે અંતમાં બે પરિશિષ્ટ છે પ્રથમ પરિશિષ્ટમાં તમામ ગણના ધાતુઓ અકારાદિ ક્રમથી અપાયા છે, અને દ્વિતીય પરિશિષ્ટમાં શબ્દોની અકારાદિ ક્રમે સૂચી છે

ધાતુપારાયણ, એને અંગેના (વિ સં. ૧૫૧૬ કરતા અર્વાચીન નહિ એવા) ટિપ્પન, તેમજ કણ્ઠવાદિ અને એના ટિપ્પન સહિત ઝગડિયા તીર્થની "ઋખવદેવજી મહારાજની પેઢી" તરફથી ઇ. સ ૧૯૪૦માં પ્રકાશિત થયું છે એના સંપાદક મુનિ (હવે પં.) દક્ષવિજયજીએ મૂળ કૃતિના ટિપ્પનમાં ખૂટતા અંશોની પૂરતી કરી છે

૨ સરખાવો સિ૦ હે૦ (અ૦ ૩, પા ૩)નું તૃતીય સૂત્ર "क्रियार्थो धातुः".

૩ અદાદિમાં 'હ્વાદિ'નો અંતર્ભાવ ન કરનારને મતે નવ ગણને બદલે દસ ગણ ગણાય.

પ્રત્યેક ગણના ધાતુઓના સ્વરાન્ત અને વ્યંજનાન્ત એમ બે વિભાગ પાડી અનુક્રમે એનો નિર્દેશ કરાયો છે. સંસ્કૃતમાં કોઈ અકારાન્ત ધાતુ જણાતો નથી એટલે આકારાન્તથી શરૂઆત કરાઈ છે. અપવાદરૂપે 'ભૂ'નો સૌથી પ્રથમ નિર્દેશ છે[1] આકારાન્ત ધાતુઓ અકારાદિ ક્રમે ન આપતા એનો જે ક્રમથી સિ૦ હે૦મા ઉલ્લેખ છે તે ક્રમથી નિર્દેશ કરાયો હોય એમ લાગે છે બાકીના સ્વરાન્ત તેમજ વ્યંજનાન્ત ધાતુઓ માટે પણ આ શૈલી અપનાવાઈ છે.

ધાતુઓનો ઉલ્લેખ કરતી વેળા યથાસ્થાન ગણસૂચક અનુબંધ ઉપરાંત [2]પદ વગેરે સૂચક નિમ્નલિખિત અનુબંધો પણ અપાયા છે.—

[3]ઇ, [4]ઈ, ઉ, ઊ ઋ, ૠ, લૃ, એ, ઐ, ઓ, ઔ, ગ્ અને ઙ્[5] તેમજ અનુસ્વાર.

ઈકાર એ અનુબંધ આત્મનેપદનો અને ઇકાર ઉભયપદનો બોધક છે. 'ઔ' એ ધાતુ વેટ્ છે એ સૂચવે છે. આ ઉપરાંત ધાતુ અનિટ્ છે એ સૂચવવા અનુસ્વારનો ઉપયોગ કરાયો છે.

ધાતુના અનુબંધપૂર્વકના નિર્દેશની સાથે સાથે એનો અર્થ સંસ્કૃતમાં અપાયો છે.

---

૧ આ અપવાદમા તેમજ અદાદિ ગણ પરત્વેના એવા અન્ય અપવાદોમા વૃદ્ધ સંપ્રદાયનું અનુસરણ કારણરૂપ છે વૃદ્ધોના મતે 'ભૂ' એ મંગળવાચક શબ્દ છે

૨ 'પદ'થી પરસ્મૈપદ, આત્મનેપદ અને ઉભયપદ એમ ત્રણ સમજવાના છે

૩-૪ કેટલીક વાર 'ઇ'ને બદલે 'ઙ્'નો અને એવી રીતે 'ઈ'ને બદલે 'ઞ્'નો ઉપયોગ કરાયો છે

૫ આ સંજ્ઞાઓ પાણિનીય અષ્ટા૦થી જૂદી પડે છે. એમાં તો ઙ્, અ, ઇ, ઉ, ઇર્, ઈ, ઊ, અ અને ઙ્ એમ સંજ્ઞાઓ છે.

[1]સ્વોપજ્ઞ વૃત્તિ— આનું કોઈ વિશિષ્ટ નામ નથી. આમાં [2]ગ્રંથો અને [3]ગ્રંથકારોનો જે નામોલ્લેખ છે એ એની મહત્તામાં વૃદ્ધિ કરે છે. આ વૃત્તિનો પ્રારંભ નિમ્નલિખિત પદ્ય દ્વારા કરાયો છે:—

"श्रीसिद्धहेमचन्द्रव्याकरणनिवेशितान् स्वकृतधातून् ।
आचार्यहेमचन्द्रो विवृणोत्यर्हं नमस्कृत्य ॥ १ ॥"

બાકીની સમગ્ર વૃત્તિ ગદ્યમાં છે જો કે અવતરણો પદ્યમાં છે. આ વૃત્તિમાં કર્તાએ પોતાને આચાર્ય કહ્યા છે.

હૈમ ધાતુપાઠ— જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૧)માં આની નોંધ લેતાં એને પુણ્યસુંદરની ૭૬૦ શ્લોક જેવડી કૃતિ કહી છે અને એ નામની પછી કૌંસમાં "સ્વરવર્ણાનુક્રમ ૧૬" એવો ઉલ્લેખ કરાયો છે. આ નામની ૨૨૫ શ્લોક જેવડી એક અજ્ઞાતકર્તૃક કૃતિની પણ અહીં નોંધ છે.

હૈમ ધાતુવૃત્તિ— આ કોઈકની કૃતિની ૨૭૬ પત્રની એક હાથપોથી ભાવનગરના ભંડારમાં છે એમ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૧) જોતાં જણાય છે.

[4]ધાતુરત્નાકર (વિ. સં. [5]૧૬૮૦)— આ ૨૧૦૦ શ્લોક જેવડી કૃતિના રચનાર 'ખરતર' ગચ્છના સાધુસુન્દરગણિ છે. એઓ એ ગચ્છના પાઠક સાધુકીર્તિના શિષ્ય અને વિમલતિલકના ગુરુભાઈ થાય છે. એમણે ઉક્તિ-રત્નાકર તેમજ [6]શબ્દ-રત્નાકર રચ્યા છે. વળી એમણે આ

1 આ પ્રકાશિત છે. જુઓ પૃ. ૬૭.

2 દા. ત. ભગવદ્ગીતા.

3 કલ્પ, કાલિદાસ, કૌશિક, કમિલ, માઘ ઇત્યાદિ.

4 શ્રીવિજયલાવણ્યસૂરિએ ધાતુરત્નાકર નામની કૃતિ રચી એમાં ધાતુઓનાં રૂપો આપ્યાં છે. આ કૃતિ અમદાવાદની "જૈન ગ્રંથ પ્રકાશક સભા" તરફથી સાત ભાગમાં પ્રસિદ્ધ થઈ છે. પહેલા પાંચ ભાગ વિ. સં. ૧૯૮૫માં, છઠ્ઠો ભાગ ૧૯૯૬માં અને સાતમો ૧૯૯૭માં પ્રસિદ્ધિમાં મૂકાયા છે.

5 જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૧૯૮).

6 આ ૭ કાંડમાં ૧૦૧૧ શ્લોકમાં રચાયેલી કૃતિ 'ય. જૈ. ગ્રં.'માં ગ્રંથાંક ૩૬ તરીકે વીરસંવત્ ૨૪૩૯માં પ્રકાશિત કરાઈ છે.

ધાતુરત્નાકર ઉપર વિ. સં. ૧૬૮૭માં ક્રિયાકલ્પલતા નામની વૃત્તિ રચી છે આ બેમાંથી એકે કૃતિ પ્રસિદ્ધ થઇ નથી અને એકેની હાથપોથી મારા જોવામાં આવી નથી. એથી એ પ્રશ્ન સ્ફુરે છે કે આ ધાતુરત્નાકર સિ૦ હૈ૦ને અનુસરે છે કે કેમ? જો એ અનુસરતો હોય તો એને આ ત્રીજા પ્રકરણમાં સ્થાન અપાવું ઘટે પણ જો એ કોઈ અજૈન વ્યાકરણને અંગેનો ગ્રંથ હોય તો દ્વિતીય ખંડમાં પ્ર. ૩૪માં એનો નિર્દેશ થવો જોઇએ.

ઉક્તિરત્નાકર (લ. વિ. સ. ૧૬૭૦)—આ ધાતુરત્નાકરના કર્તા ઉપર્યુક્ત સાધુસુન્દરગણિની કૃતિ છે જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૬)માં એને વ્યાકરણનો પરચૂરણ ગ્રંથ ગણ્યો છે. આ કૃતિ 'ખરતર' ગચ્છના જિનસિંહસૂરિના રાજ્ય દરમ્યાન એટલે કે વિ. સં. ૧૬૭૦થી ૧૬૭૪ના ગાળામાં રચાઈ છે.

[1]લિંગાનુશાસન—આ કૃતિનાં કર્તા કલિ૦ હેમચન્દ્રસૂરિ છે.

---

૧ "નિર્ણયસાગર મુદ્રણાલય" તરફથી શકસંવત્ ૧૮૧૮મા પ્રકાશિત અભિધાન-સંગ્રહમા આને સ્થાન અપાયુ છે "ય૦ જૈ૦ ગ્રં૦"મા મૂળ કૃતિ લઘુન્યાસને આધારે યોજાયેલી અવચૂરિ સહિત ઈ સ. ૧૯૦૫મા પ્રસિદ્ધ કરાઇ છે ત્યાર બાદ મૂળ કૃતિ મુનિશ્રી કેશરવિજય દ્વારા ઉદ્ધૃત સસ્કૃત ટિપ્પનિકા સહિત શ્રી૦ વિનોદચંદ મોહનલાલ વૈદ્ય તરફથી વિ સં. ૧૯૯૩મા છપાવાઈ છે સ્વોપજ્ઞ વૃત્તિનું તેમજ એને અંગેની વલ્લભવાચકીય દુર્ગપદ-પ્રબોધ નામની વૃત્તિ સહિત મૂળ કૃતિનું સંપાદન વિજય-ક્ષમાભદ્રસૂરિએ કર્યું છે અને એ શ્રી૦ હીરાલાલ સોમચંદ શાહ તરફથી વિ સં. ૧૯૯૬મા પ્રસિધ્ધ કરાયું છે. આ સંપાદકે દુર્ગપદ-પ્રબોધ નામની વૃત્તિમાના ગુજરાતી શબ્દોની એક સૂચી આપી, સ્વોપજ્ઞ વૃત્તિગત સસ્કૃત શબ્દોની પણ સૂચી આપી છે આ ઉપરાત એમણે આ બને વૃત્તિમાના વિશેષનામોની પણ આદ્ય સ્થળ પૂરતી એક એક સૂચી આપી છે વળી અંતમા મૂળ કૃતિ જે ભિન્ન ભિન્ન છંદોમાં રચાઈ છે એ છંદોના નામો એમણે રજૂ કર્યા છે.

લિંગાનુશાસનરૂપ મૂળ કૃતિ હૈ૦ કુ૦ (પૃ. ૨૦૫–૨૨૪)માં પ્રકાશિત થયેલી છે. જુઓ પૃ ૩૪.

એમણે સૂત્રપાઠની જેમ એનું કોઇ વિશિષ્ટ નામ ન રાખતાં સામાન્ય નામ રાખ્યું છે. એ કૃતિને લિંગાનુશાસન કહી છે. એમણે આ કૃતિ ૨૫ જાતના ભિન્ન ભિન્ન છંદમાં ૧૩૯ પદ્યોમાં ગૂંથી છે, અને એનાં નાનાં-મોટાં આઠ પ્રકરણો પાડ્યાં છેઃ-

પુલ્લિંગ (શ્લો. ૧૭), સ્ત્રી-લિંગ (૩૩), નપુંસક-લિંગ (૨૪), પું-સ્ત્રી-લિંગ (૧૨), પું-નપુંસક-લિંગ (૩૬), સ્ત્રી-નપુંસક-લિંગ (૬), સ્વત: સ્ત્રી-લિંગ (૬) અને પર-લિંગ (૪).

આ પ્રમાણેનાં ૧૩૮ પદ્યો પછી ઉપસંહારરૂપે એક પદ્ય છે એ દ્વારા કર્તાએ પોતાનું નામ 'આચાર્ય હેમચન્દ્ર' એમ જણાવ્યું છે, અને આ કૃતિ નિઃશેષ (સમસ્ત) [1]નામલિંગાનુશાસનો જોઇને મેં રચી છે એમ કહ્યું છે. જેમ સિ૦ હે૦ (૫-૨-૯૩)ની પુરવણીરૂપે ઉણાદિસૂત્રની રચના કરાઇ છે તેમ "पुंस्त्रियोः स्यमौजस्" (૧-૧-૨૯)ની પુરવણી-રૂપે આ લિંગાનુશાસન રચાયું છે.

ડૉ. બેલ્વલકર જેવાનું કહેવું એ છે કે પ્રસ્તુત લિંગાનુશાસન એ શાકટાયનકૃત લિંગાનુશાસનનું કેવળ વિસ્તૃતીકરણ (enlargement) છે, પણ આ હકીકત અંશત: જ સત્ય છે, અને હૈમ લિંગાનુશાસન એ પ્રસ્તુત વિષયનો અંતિમ (final) અને પ્રમાણભૂત (authoritative) ગ્રંથ છે એમ જે પ્રો. હરિ દામોદર વેલણકરે [2]સ્વોપજ્ઞ વૃત્તિવાળી

૧ આ જાતની કૃતિઓનો મુખ્ય ઉદ્દેશ શબ્દ-ભંડોળ રજૂ કરવાનો હોય છે તેમ છતાં એ કૃતિઓ શબ્દોનાં લિંગ દર્શાવે છે આવી કૃતિઓના સુપ્રસિદ્ધ અમર-કોશ મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

૨ જુઓ પૃ. ૯૩

આવૃત્તિના અગ્રવચનમાં કહ્યું છે તેને હું મળતો થાઉં છું.[૧]

ઉલ્લેખ—અભિ૦ ચિ૦ (કાંડ ૧, શ્લો. ૧૯)માં આ લિંગાનુશાસનનો ઉલ્લેખ છે, કેમકે "लिङ्गं तु ज्ञेयं लिङ्गानुशासनात्" એમ આ શ્લોકમાં કહી એની સ્વોપજ્ઞ વિવૃતિ (પૃ. ૮)માં આ પોતાની કૃતિ હોવાનું કહ્યું છે.

સ્વોપજ્ઞ વૃત્તિ—'કલિ૦' હેમચન્દ્રસૂરિએ પોતાના લિંગાનુશાસન ઉપર વેધક પ્રકાશ પાડનારી લગભગ ૪૦૦૦ શ્લોક જેવડી વૃત્તિ રચી છે. એમાં એમણે ૫૭ જેટલા ગ્રંથો અને ગ્રંથકારોની સાક્ષી આપી છે.

દુર્ગપદપ્રબોધ—ઉપર્યુક્ત સ્વોપજ્ઞ વૃત્તિમાં જે સ્થળો મંદ બુદ્ધિ ધરાવનારી વ્યક્તિઓને સહેલાઇથી સમજાય તેવાં ન જણાયાં તેના સ્પષ્ટીકરણરૂપે દુર્ગપદપ્રબોધ નામની વૃત્તિ 'ખરતર' ગચ્છના ઉપા૦ જ્ઞાનવિમલના શિષ્ય વાચક વલ્લભે વિ. સં. ૧૬૬૧માં યોધપુર (જોધપુર)માં રચી છે. આમાં સંસ્કૃત શબ્દોના ગુજરાતી પર્યાયો અપાયા છે એથી આનું મહત્ત્વ વધ્યું છે.

ટીકા અને અવચૂરિ—૧૨૧૧ શ્લોક જેવડી જયાનંદસૂરિકૃત ટીકાની તેમજ એક અજ્ઞાતકર્તૃક અવચૂરિની નોંધ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૩૮)માં છે. જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૧)માં રત્નશેખરે ૧૦૭૫ શ્લોક જેવડી અવચૂરિ રચ્યાનો ઉલ્લેખ છે, પરંતુ જિ૦ ૨૦ કો૦માં એની નોંધ નથી.

---

૧ પ્રત્યયોથી નિષ્પન્ન થતા સ્ત્રીલિંગી શબ્દોના નિરૂપણ માટે સિ૦હે૦ (અ. ૨)-નો આખો ચોથો પાદ કામમા લેવાયો છે ખરો, પરંતુ આ પાદમા સ્ત્રી-લિંગી શબ્દથી પ્રત્યયનુ વિધાન કરાયું છે એટલે એ માટે સ્ત્રી-લિંગનો નિર્ણય કરવા અને અન્ય લિંગને જણાવવા માટે આવી સ્વતંત્ર કૃતિની આવશ્યકતા હોવાથી એ રચાઈ છે.

[1]સન્માન—હૈમ (પંચાંગ વ્યાકરણ રચાતા એ ગ્રંથને સિદ્ધરાજ નૃપતિની સવારીના હાથી ઉપર રાખી એ રાજાના દરબારમાં લાવવામાં આવ્યો હતો. હાથી ઉપર બેઠેલી બે ચામર ધરનારી સ્ત્રીઓ એ વ્યાકરણની બંને બાજુએ ચામર ઢાળતી હતી અને એ વ્યાકરણ ઉપર શ્વેત છત્ર ધરવામાં આવ્યું હતું. એનું પૂજન રાજસભાના વિદ્વાનોએ કર્યું અને રાજાએ પૂજોપચાર કર્યો ત્યાર બાદ રાજકીય સરસ્વતી-કોષમાં એને સ્થાન અપાયું હતું.

પ્રચાર—હૈમ પંચાંગ વ્યાકરણના પ્રચાર માટે સિદ્ધરાજ જયસિંહે પુષ્કળ પ્રયાસ કર્યો હોય એમ જણાય છે. પ્ર૦ ચ૦ (શૃંગ ૨૨, શ્લો. ૧૦૪) પ્રમાણે આ રાજવીએ ૩૦૦ કુશળ લહિયાઓ રાખી એની નકલો જલદી તૈયાર કરાવી અને પછી આપણા આ ભારતવર્ષના અંગ, બંગ, કલિંગ ઇત્યાદિ [2]વિવિધ દેશોમાં એ મોકલાવી અને તેમા પણ વીસ નકલો તો એકલા કાશ્મીરના જ સરસ્વતી-ભંડાર માટે એમણે મોકલાવી. [3]આઠ વ્યાકરણમાં નિષ્ણાત એવા કાકલ નામના કાયસ્થની મુખ્ય અધ્યાપક તરીકે એમણે નિમણુંક કરી. આ વ્યાકરણના અભ્યાસીઓની દર મહિને સુદ પાંચમે (જ્ઞાન-પંચમીએ) પરીક્ષા લેવાય એવો એમણે પ્રબંધ કર્યો આ વ્યાકરણનો અભ્યાસ કરનારને ઉત્તેજનાર્થે કંકણ અપાતું અને એમાં નિષ્ણાત થનારને રેશમી વસ્ત્રો, સુવર્ણનાં આભૂષણો સુખાસન અને છત્ર અપાતાં[4]

૧ ઇ. સ ની છઠ્ઠી સદીમાં થયેલા મેઠ હયગ્રીવવધ નામનું કાવ્ય રચ્યું છે. એ દેશના એ સમયના રાજા તરફથી એની એવી કદર કરાઇ હતી કે જેથી એ કવિને રાજાએ કહ્યું કે અર્પણ કરવા માટે સુવર્ણના કરંડકમા એ કાવ્યને મૂકો જુઓ Sanskrit Literature (P. E. N, p 111)

૨ આની સંપૂર્ણ યાદી પ્ર૦ ચ૦ (શૃંગ ૨૨, શ્લો- ૧૦૬-૧૦૯)માં છે.

૩ આના નામ કોઈ સ્થળે અપાયાં છે ખરા ?

૪ એમ કહેવાય છે કે ભટ્ટોજી દીક્ષિતે (લ વિ સં ૧૫૧૦-૧૫૭૫) સિદ્ધાંત-કૌમદી કંઠસ્થ કરનારને સારી રકમ રાજા તરફથી ભેટ મળે એવો પ્રબંધ કરાવ્યો હતો અને એ રીતે એના પ્રચારને વેગ અપાવ્યો હતો.

એક સ્થળે એવો ઉલ્લેખ છે કે સિદ્ધરાજની હકુમત હેઠળના પ્રદેશમાં આ વ્યાકરણ ભણવા માટે એમણે હુકમ બહાર પાડ્યો હતો.

ઓટ— આ પ્રમાણે આ વ્યાકરણના પઠન-પાઠન અને પ્રચાર માટે આ રાજવીએ પરિશ્રમ કરવામાં કચ્ચાસ ન રાખી. એમણે કરેલી વ્યવસ્થાનો અમલ એમના પછી કુમારપાલે પણ ચાલુ રાખ્યો હશે, પરંતુ ત્યાર બાદ આ કાર્યમાં ઓટ આવી આનાં મુખ્ય બે કારણ જણાય છે.—

(૧) દુનિયામાં વિદ્વાનો મળવા મુશ્કેલ છે અને તેમાં પણ પરસ્પર મત્સરભાવ ન સેવનારની સંખ્યા તો અતિશય અલ્પ છે આ પરિસ્થિતિને લઇને હેમચન્દ્રસૂરિની કીર્તિલતાને વિસ્તરતી જોઈ સંતપ્ત બનનાર કેટલાક તેજોદ્વેષી વિપ્રો આ ઓટમાં કારણરૂપ બન્યા.

(૨) કુમારપાલ પછી એમનો ભત્રીજો અજયપાલ (વિ. સં. ૧૨૩૦-૧૨૩૩) રાજા ગાદીએ આવ્યો. એ રાજા નિર્બુદ્ધિ, નિર્દય અને જૈનોનો દ્વેષી હતો. એણે અનેક જૈન મંદિરોનો નાશ કર્યો. એ દુષ્ટ રાજા હૈમ વ્યાકરણના અભ્યાસને ઉત્તેજન શેનો આપે? એમ પણ બન્યું હોય કે એનું પઠન-પાઠન શિક્ષાને પાત્ર ગણાવાયું હોય.

જેમે તેમ પણ આ વ્યાકરણનો અભ્યાસ કરાવનારની સંખ્યા અલ્પ થઈ ગઈ અને ગુજરાતનું આ 'પ્રધાનતમ વ્યાકરણ' વિસારે પડ્યું. એનો ઉદય ફરીથી હમણાં ત્રણેક દસકાથી થયો છે.

[1]સ્યાદિશબ્દસમુચ્ચય (લ. વિ. સં ૧૨૮૦)— આના કર્તા 'વાયડ' ગચ્છના જિનદત્તસૂરિના શિષ્ય 'વેણીકૃપાણ' અમરચંદ્રસૂરિ છે. એમણે નીચે મુજબની કૃતિઓ રચી છે:—

૧ આ કૃતિ જયાનન્દસૂરિકૃત અવચૂરિ સહિત કાશીથી વીરસંવત્ ૨૪૪૧માં પ્રકાશિત થઇ છે એ ચન્દ્રસાગરજી દ્વારા સંપાદિત થઈ પ્રસિદ્ધિમાં મૂકાઈ છે (જુઓ પૃ ૭૨).

(૧) [1]પદ્માનંદ - મહાકાવ્ય, (૨) [2]ચતુર્વિંશતિ - જિનેન્દ્ર - સંક્ષિપ્ત - ચરિત, (૩) [3]બાલભારત, (૪) સૂક્તાવલી, (૫) છન્દોરત્નાવલી, (૬-૭) [4]કવિશિક્ષા યાને કાવ્ય - કલ્પલતા અને એની [5]વૃત્તિ, (૮) કાવ્યકલ્પલતાપરિમલ, (૯) કાવ્યકલ્પલતામંજરી, (૧૦) અલંકારપ્રબોધ, (૧૧) કલાકલાપ અને (૧૨) [6]એકાક્ષરનામમાલા.

એઓ **વીસલદેવ** (ઇ. સ. ૧૨૪૩ - ૧૨૬૧)ના રાજ્ય દરમ્યાન વિદ્યમાન હતા. એમની મૂર્તિ પં. મહેન્દ્રના શિષ્ય મદનચન્દ્રે વિ. સં. ૧૩૩૯માં કરાવી.[7]

ઉપર્યુક્ત [8]**સ્યાદિ - શબ્દસમુચ્ચય** એ નામ, સર્વનામ અને સંખ્યાવાચક શબ્દોના લિંગ ઉપર પ્રકાશ પાડે છે. એ પદ્યાત્મક કૃતિ

૧-૨ આ બંનેનું સંપાદન મેં કર્યું છે. એ બંને કૃતિ "ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાલા"માં ગ્રંથાંક ૫૮ તરીકે ઈ. સ. ૧૯૩૨માં પ્રકાશિત થયેલી છે. આ પૈકી પ્રથમ કૃતિની એક હાથપોથી વિ. સં. ૧૨૭૭માં લખાયેલી મળે છે.

૩ "પંડિત" ગ્રંથ ૪-૬ માં બનારસથી આ કાવ્ય પ્રસિદ્ધ થયું છે વળી એ "કાવ્યમાલા"માં ઇ. સ. ૧૮૯૪માં (બીજી આવૃત્તિ, ઈ. સ. ૧૯૨૬માં) છપાયું છે.

૪-૫ **કાવ્યકલ્પલતાવૃત્તિનું** પં. જગન્નાથ શાસ્ત્રીએ સંપાદન કર્યું છે અને એ બનારસથી ઈ. સ. ૧૯૩૧માં પ્રકાશિત થયેલ છે.

૬ આનો અમરચંદ્રસૂરિની કૃતિ તરીકે જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૬૧)માં ઉલ્લેખ છે.

૭ જુઓ જિનવિજયજી દ્વારા સંપાદિત **પ્રાચીન જૈન લેખસંગ્રહ** (ભા. ૨, લેખાંક ૫૨૩). આ ભદ્રાસનસ્થ મૂર્તિ પાટણના ટાંગડિયાવાડાના જિનમંદિરમાં છે. આની નોંધ **જૈન ચિત્ર કલ્પદ્રુમ** (ચિત્રવિવરણ પૃ. ૧૦૩)માં છે.

૮ મુનિ (હવે પં.) દક્ષવિજયજીએ **સ્યાદ્યન્તરત્નાકર** રચ્યો છે અને એનો પ્રથમ તરંગ પૂરતો ભાગ "જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦" તરફથી અમદાવાદથી વિ. સં. ૧૯૯૫માં છપાવાયો છે. સ્યાદિ અને ત્યાદિ એમ જે બે પ્રકારની વિભક્તિ ગણાય છે તે પૈકી પહેલી નામને અંગે છે એનાં રૂપો સાધનિકા સહિત આ કૃતિમાં અપાયાં છે.

ચાર ઉલ્લાસમાં વિભક્ત છે. એમાં અનુક્રમે સ્વરાંત શબ્દો વ્યંજનાન્ત શબ્દો, સર્વનામ અને સંખ્યાને લગતા ૨૬, ૨૩, ૨ અને ૩ પદ્યો છે.[1] આના ઉપર 'ઉકેશ' ગચ્છના મતિસાગરના શિષ્ય વિનયભૂષણે એક ટીકા રચી છે અને એની એક હાથપોથી વિ. સં. ૧૫૩૬માં લખાયેલી છે. જયાનંદસૂરિએ ૧૦૫૦ શ્લોક પૂરતી [2]અવચૂરિ રચી છે. એને 'દીપિકા' પણ કહે છે. એમાં શબ્દોની પ્રક્રિયા સિ૦ હે૦ અનુસાર અપાઇ છે. શબ્દનાં રૂપ સિ૦ હે૦ મુજબ સિદ્ધ કરાયાં છે.

[3]ન્યાયાર્થમંજૂષા (વિ. સં. ૧૫૧૬) — આના કર્તા રત્નશેખર-સૂરિના શિષ્ય ચારિત્રરત્નગણિના શિષ્ય [4]હેમહંસગણિ છે. એમણે [5]આરંભસિદ્ધિ ઉપર વિ. સં. ૧૫૧૪માં સુધીશૃંગાર નામની વૃત્તિ રચી છે. હૈમ બૃહદ્વૃત્તિમાં જે ૫૭ ન્યાયો 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ આપ્યા છે તેમાં આ ગણિએ ૮૪ ન્યાય ઉમેરી એકંદર ૧૪૧ ન્યાયો રજૂ કર્યા છે. એના સંગ્રહને આ ગણિએ ન્યાયસંગ્રહસૂત્ર એવું નામ આપ્યું છે. એના ઉપર આ ગણિએ જે વૃત્તિ વિ. સં. ૧૫૧૬માં રચી છે તેને ન્યાયાર્થમંજૂષા કહે છે કેટલાક એને હૈમવ્યાકરણ-ન્યાયસંગ્રહ કહે છે.

---

૧ જિ૦ ર૦ કો૦ (ખડ ૧, પૃ ૪૫૭)મા એકંદર ૫૩ પદ્યો હોવાનો ઉલ્લેખ છે

૨ આ પ્રકાશિત છે જુઓ પૃ. ૭૨.

૩ આ વૃત્તિ ન્યાયસંગ્રહ તેમજ સ્વોપજ્ઞ ન્યાસ સહિત શ્રી હર્ષચન્દ્ર ભૂરાભાઈ તરફથી બનારસથી વીરસંવત્ ૨૪૩૭મા પ્રકાશિત થઈ છે.

૪ જયચંદ્રસૂરિના શિષ્ય હેમહંસગણિએ "ષડાવશ્યક" ઉપર બાલાવબોધ વિ સં. ૧૫૦૧મા રચ્યો છે

૫ આ કૃતિ સુધીશૃંગાર સહિત "લ૦ જૈ૦ ગ્રં૦"માં ઈ સ ૧૯૪૨મા પ્રકાશિત કરાઈ છે.

ન્યાસ — ન્યાયાર્થમંજૂષા ઉપર હેમહંસગણિએ જાતે ન્યાસ રચ્યો છે.[1]

[2]ક્રિયારત્નસમુચ્ચય (વિ. સં. ૧૪૬૬) — આના કર્તા ગુણરત્નસૂરિ છે. એમણે [3]કલ્પાન્તર્વાચ્ય અને વાસોન્તિકાદિપ્રકરણ યાને અંચલમતનિરાકરણ રચ્યાં છે. વળી એમણે હારિભદ્રીય ષડ્દર્શન-સમુચ્ચય ઉપર [4]તર્કરહસ્યદીપિકા નામની વૃત્તિ રચી છે. આ ઉપરાંત એમણે નિમ્નલિખિત કૃતિઓ ઉપર અવચૂરિ રચી છે:-

[5]સત્તરિયા, દેવેન્દ્રસૂરિકૃત [6]કર્મગ્રંથો, નવતત્ત, ખેત્તસમાસ, આઉરપચ્ચક્ખાણ, ચઉસરણ, સંથારગ અને ભત્તપરિણ્ણા.

આ ગુણરત્નસૂરિ દેવસુંદરસૂરિના શિષ્ય અને સોમસુંદરસૂરિના ગુરુભાઈ થાય છે. એમણે આ ક્રિયારત્નસમુચ્ચય વિ. સં. ૧૪૬૬માં રચ્યો છે. સિ૦ હે૦ગત ધાતુઓ લઈ એમણે એનાં રૂપો (paradigms) આ કૃતિમાં આપ્યાં છે. આમ કરતી વેળા એમણે હૈમ ધાતુપારાયણમાંથી એકેક ધાતુ એના અર્થ સહિત ક્રમવાર લીધો છે. પ્રારંભમાં નીચે મુજબની

---

૧ આ પ્રકાશિત છે. જુઓ પૃ. ૯૯. બૃહદ્વૃત્તિ-દીપિકાના પરિશિષ્ટમાં આપેલું નિરૂપણ છે તે આ ન્યાયાર્થમંજૂષાને અંગે રચ્યું છે.

૨ આ "જૈન યશોવિજયગ્રન્થમાળા"માં ગ્રંથાંક ૧૦ તરીકે વીરસંવત્ ૨૪૩૮માં છપાયો છે. અંતમાં ગ્રંથબીજક તરીકે નવ શ્લોકના બંધ મળીને ૮૬૬ ધાતુઓ, સૌત્ર ધાતુઓ અને નામધાતુઓની સૂચી અપાઈ છે અને પ્રશસ્તિની નોંધ લેવાઈ છે. આ ઉપરાંત ધાતુઓની અકારાદિ ક્રમે પણ સૂચી અપાઈ છે.

૩ આ કૃતિ વિ. સં. ૧૪૫૭માં રચાઈ છે.

૪ આ વૃત્તિ મૂળ સહિત "જૈ૦ આ૦ સ૦" તરફથી ભાવનગરથી વિ. સં. ૧૯૭૪માં પ્રકાશિત થઈ છે.

૫-૬ આને લગતી અવચૂરિઓ વિ. સં. ૧૪૫૯માં રચાઈ છે.

દસ [1]વિભક્તિઓની સમજણ આપી છે અને એ બરાબર ખ્યાલમાં આવે તેથી એને અંગે [2]ગુજરાતી ઉદાહરણો પણ આપ્યાં છે:-

(૧) [3]વર્તમાના, (૨) [4]સપ્તમી, (૩) [5]પંચમી, (૪) હ્યસ્તની, (૫) અદ્યતની, (૬) પરોક્ષા, (૭) આશી; (૮) શ્વસ્તની, (૯) ભવિષ્યન્તી અને (૧૦) ક્રિયાતિપત્તિ [6] વિશેષમાં 'વર્તમાના'ના ચાર પ્રકારનું એમણે નિરૂપણ કર્યું છે તેમ કરતી વેળા વર્તમાનાના (૧) પ્રવૃત્તોપરત, (૨) વૃત્તાવિરત, (૩) નિત્ય-પ્રવૃત્ત અને (૪) સામીપ્ય એ ભેદ દર્શાવનારું અવતરણ આપ્યું છે. વિભક્તિ દસ છે અને કાળ ત્રણ છે એમ કહી "વર્તમાનકાલિ વિભક્તિ ૩: વર્તમાના, સપ્તમી, પંચમી" (પૃ ૧૬), "અતીતકાલિવિભક્તિ ૪ હ્યસ્તની, અદ્યતની, પરોક્ષા, ક્રિયાત્તિપત્તિ" (પૃ ૧૭), અને "ભવિષ્યકાલિવિભક્તિ ૩ · શ્વસ્તની, ભવિષ્યન્તી, આશી:" (પૃ ૧૮) એવો નિર્દેશ કર્યો છે. પ્રસંગવશાત્ સિ૦ હૈ૦નાં સૂત્રો તેમજ અન્ય ગ્રંથોમાથી અવતરણો આપ્યાં છે.

---

૧ "विभक्तिश्च" એ પાણિનીય અષ્ટા૦ (અ ૧, પા ૪)નું ૧૦૪મુ સૂત્ર છે

૨ જુઓ પૃ ૧૬-૧૯.

૩ આને 'ભવન્તી' અને 'વૃત્તિ' પણ કહે છે એવી રીતે હ્યસ્તનીને 'અનદ્યતન-ભૂત,' શ્વસ્તનીને 'અનદ્યતન-ભવિષ્યત્' અને ક્રિયાતિપત્તિને 'સંકેત' કહે છે વળી ભવિષ્યન્તીને 'સામાન્ય ભવિષ્યકાળ' કહે છે

૪-૫ જુઓ પૃ ૬૬.

૬ પાણિનીય અષ્ટા૦ પ્રમાણે આ દસ વિભક્તિના નામ અનુક્રમે નીચે મુજબ છે - લટ્, (વિધિ) લિઙ્, લોટ્, લઙ્, લુઙ્, લિટ્, (આશિષ) લિઙ્, લુટ્, લૃટ્ અને લૃઙ્ આને અંગે નીચે મુજબની કારિકા છે -

"लट् वर्तमाने लेट् वेदे भूते लुङ्-लङ्-लिटस्तथा ।
विध्याशिषोस्तु लिङ्-लोटौ लुट् लृट् लृङ् च भविष्यति ॥"

અંતમાં એમણે પોતાની ગુરુપરંપરા ૬૬ પદ્યમાં વર્ણવી છે. એનો પ્રારંભ શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના પાંચમા ગણધર સુધર્મસ્વામીથી કર્યો છે.

[1]કવિકલ્પદ્રુમ (વિક્રમની ૧૬મી સદી)— આના કર્તા હર્ષકુલગણિ છે. એઓ કુલચરણગણિના શિષ્ય થાય છે. એમણે આ કવિકલ્પદ્રુમની રચના હેમવિમલસૂરિના રાજ્યમાં કરી છે. આના ઉપર એમણે ધાતુચિન્તામણિ નામની સ્વોપજ્ઞ ટીકા રચી છે અને એમાં (પૃ ૬૧માં) ગુણરત્નસૂરિએ વિ. સં. ૧૪૬૬માં રચેલા ક્રિયારત્નસમુચ્ચય જોવાની ભલામણ કરી છે. આ ઉપરથી એમનો સમય વિક્રમની સોળમી સદીનો ગણાય.

કવિકલ્પદ્રુમ એ પદ્યાત્મક રચના છે અને એ ૧૧ પલ્લવોમાં વિભક્ત છે. પ્રથમ પદ્યમાં કર્તા પોતે કહે છે કે આ કૃતિ એ સિદ્ધહેમ નામના વ્યાકરણમાં નિર્દેશાયેલા ધાતુઓની પદ્યમાં વિચારણારૂપ છે. પ્રથમ પલ્લવમાં એમણે સર્વ ધાતુના અનુબંધો દર્શાવ્યા છે અને એમ કરતી વેળા એમણે સિ૦ હે૦નાં અમુક અમુક [2]સૂત્રો ગૂંથી લીધાં છે. એમણે પલ્લવ ૨–૧૦માં અનુક્રમે 'ભ્વાદિ'થી માંડીને 'ચુરાદિ' સુધીના નવ ગણના ધાતુઓનો અને ૧૧મા પલ્લવમાં 'સૌત્રાદિ' ધાતુઓનો વિચાર કર્યો છે.

બોપદેવે પણ [3]કવિકલ્પદ્રુમ નામનો ગ્રંથ રચ્યો છે. એના અનુકરણરૂપે હર્ષકુલગણિએ આ રચ્યો છે એમ મનાય છે.

૧ "જૈ૦ ચ૦ ગ્રં૦"ના ગ્રથાક ૧૨ તરીકે આ કૃતિ અગિયારમા પલ્લવ પૂરતી સ્વોપજ્ઞ ટીકા સહિત વીરસંવત્ ૨૪૩૫મા પ્રકાશિત કરાઈ છે. સમગ્ર ટીકા ઉપલબ્ધ હોય એમ જણાતું નથી.

૨ આ સૂત્રોના અંક ઉપર્યુક્ત આવૃત્તિમા અપાયા છે

૩ કવિકલ્પદ્રુમ નામની એક અજ્ઞાતકર્તૃક કૃતિ છે અને એના ઉપર વિજયવિમલની અવચૂરિ છે.

[1]તિઙન્વયોક્તિ—આ વ્યાકરણની કૃતિ ન્યાયાચાર્ય [2]યશોવિજયગણિએ રચી છે. આ આદ્ય પદ્ય નીચે મુજબ છે:-

"ऐन्द्रव्रजाभ्यर्चितपादपद्मं
सुमेरुधीरं प्रणिपत्य वीरम् ।
वदामि नैयायिकशाब्दिकानां
मनोविनोदाय तिङन्वयोक्तिम् ॥१॥"

---

૧ આ નામથી તો એની એક હાથપોથી જિ૦ ર૦ કો૦મા નોધાયેલી નથી આ કૃતિને કેટલાક તિઙન્તાન્વયોક્તિ કહે છે

૨ એમની જીવનરેખા મેં "ન્યાયાચાર્યને વંદન" નામના લેખમાં આલેખી છે એ લેખનુ શીર્ષક કોઈકને હાથે બદલાઈને એ લેખ "જૈન" (સાપ્તાહિક)ના તા ૭-૩-૫૩ના અકમા પ્રસિદ્ધ કરાયો છે આ ગણિવર્યને અગેની વિવિધ કિવદન્તીઓ "ન્યાયાચાર્યને અગેની કેટલાક કિંવદન્તીઓ" નામના માગ લેખમાં અપાઈ છે. એ લેખ "જુ મિ. ગુ. દ." (સાપ્તાહિક)ના તા. ૮-૬-૫૩ના અંકમા છપાયો છે.

## પ્રકરણ ૪ : કોશ યાને નામમાલા

**ભાષાની સમૃદ્ધિ**— સામાન્ય રીતે એમ મનાય છે કે કોઈ પણ ભાષા, પછી તે ગમે તેટલી સમૃદ્ધ હોય તો પણ તે માનવ જાતિના પ્રત્યેક વિચારને અને એની હરકોઇ લાગણીને પરિપૂર્ણ સ્વરૂપે રજૂ કરી શકે નહિ. બાકી દરેક ભાષા પાસે ખપપૂરતો તો શબ્દ-ભંડોળ હોય જ; નહિ તો એ દ્વારા વ્યવહાર કેમ ચાલે? જે ભાષા પાસે અર્થના જાતજાતના સૂક્ષ્મ ભેદો (shades of meaning)ને રજૂ કરવા માટે યોગ્ય શબ્દ હોય — પુષ્કળ પર્યાયો હોય અને જેનામાં સંયોગાનુસાર નવા નવા શબ્દો યોજવા માટેની અનુકૂળતા હોય તે સમૃદ્ધ ગણાય. આવી એક આગળ પડતી સમૃદ્ધ ભાષા તે '[1]સંસ્કૃત' છે.

**નિઘંટુ**— ભાષાનો શબ્દ-ભંડોળ તે એનો 'કોશ' કહેવાય છે કાવ્યો રચવા માટે તેમજ અન્ય પ્રકારનું કથન કે લખાણ સમજવા માટે કોશ ઉપયોગી છે. આથી આપણે ત્યાં સૌથી પ્રથમ વૈદિક શબ્દોના અર્થોના સ્પષ્ટીકરણ માટે નિઘંટુની રચના થઇ છે. નિઘંટુનો સામાન્ય અર્થ 'કોશ' છે. એને 'નામસંગ્રહ' તેમજ 'નામમાલા' પણ કહે છે. એને માટેનો અંગ્રેજી શબ્દ લેકિસકૉન (lexicon) છે.

**ત્રિવિધ કોશ**— સંસ્કૃત ભાષામાં ગુજરાતી, અંગ્રેજી વગેરે ભાષાઓની પેઠે એકાર્થક તેમજ અનેકાર્થક એમ ઉભય પ્રકારના શબ્દો છે. વળી

---

૧ પ્રકૃતિ, પ્રત્યય, ઉપસર્ગ ઇત્યાદિનો ઉપયોગ કરી નવા શબ્દો યોજી શકાય એ બળ તો સંસ્કૃત ભાષામાં છે, પરંતુ વિદેશી શબ્દોને પચાવવાની અને અપનાવવાની જે શકિત પાઇય ભાષામાં છે તે આ ભાષામાં નથી, અને એ માટે એના કહેવાતા ઇજારદારોનો પવિત્રતા સંબંધીનો વધુ પડતો આગ્રહ જવાબદાર છે.

આ તેમજ પાઇય વગેરે ભાષામાં એકાક્ષરી શબ્દો પણ છે. આને લઇને આપણને સંસ્કૃત ભાષાને અંગે [1]ચાર અને એક રીતે [2]ત્રણ પ્રકારના કોશો મળે છે.

## (૧) એકાર્થક નામમાલા

અમર-કોશ— આજકાલ અકારાદિ ક્રમે શબ્દોને રજૂ કરી તેના અર્થ આપનારા કોશો જોવાય છે. એની રચના ગદ્યમાં હોય છે. વિવિધ પ્રકારના આવા કોશને અંગ્રેજીમાં વોકેબ્યુલરિ (vocabulary) અને મોટાને ડિક્શનરિ (dictionary) કહે છે. અનેકાક્ષરી એકાર્થક સંસ્કૃત કોશોની રચના વિષયોને લક્ષીને પદ્યમાં કરાયેલી જોવાય છે. એ એક જાતના 'પર્યાય-કોશ' છે. આ જાતનો સુપ્રસિદ્ધ કોશ તે અમર-કોશ છે. એ નામલિંગાનુશાસનના પ્રણેતાનું નામ અમરસિંહ છે એ અમરસિંહ 'બૌદ્ધ' ગણાય છે. કોઇ કોઇ આધુનિક જૈન મુનિવરો એમ કહેતા સંભળાય છે કે અમરસિંહ તો જૈન છે અને અમર-કોશનો જૈન તીર્થંકરો વિષે પ્રકાશ પાડતો 'દેવાધિદેવ' કાંડ હોવો જોઇએ અને એ માટે પ્રાચીન તાડપત્રીય પ્રતિઓ તપાસવી ઘટે. આ બાબત એક યા બીજી રીતે સાચી સિદ્ધ ન થાય ત્યાં સુધી અમરસિંહને હું 'અજૈન' ગણું છુ.

૧-૨ એકાક્ષરી એકાર્થક કોશ, એકાક્ષરી અનેકાર્થક કોશ, અનેકાક્ષરી એકાર્થક કોશ અને અનેકાક્ષરી અનેકાર્થક કોશ આ પૈકી એકાક્ષરી એકાર્થક કોશની રચના સ્વતંત્ર સ્વરૂપે ભાગ્યે જ જોવાય છે, કેમકે પ્રાય એની યોજના અનેકાક્ષરી એકાર્થક કોશમાં અંતર્ગત કરેલી માલૂમ પડે છે આવી કોશના ત્રણ મુખ્ય પ્રકાર ગણાય.

[1]**ધનંજય-નામમાલા** (ઉ. વિક્રમની ૧૧મી સદી) — આના કર્તા એક દિ૦ ગૃહસ્થ છે. એમણે ૪૬ પદ્યોની [2]**અનેકાર્થ-નામમાલા**, [3]**રાઘવ-પાણ્ડવીય** નામનું દ્વિસંધાન-કાવ્ય અને ૩૯ કે ૪૦ પદ્યનું [4]**વિષાપહારસ્તોત્ર** એમ અન્ય ત્રણ કૃતિઓ રચી છે. [5]**અનેકાર્થ-નિઘંટુ** એમની કૃતિ છે કે એમના નામરાશિ ધનંજયની છે એનો નિર્ણય કરવો બાકી રહે છે.

દ્વિસંધાન-કાવ્યના અંતિમ પદ્યની ટીકામાં એના કર્તાએ-ટીકાકારે

---

૧ આ કૃતિ (શ્લો ૨૦૫)ની, ધનંજયકૃત **અનેકાર્થ-નામમાલા**, પં. મોહનલાલ જૈનની એના ઉપરની તેમજ પ્રસ્તુત કૃતિ ઉપરની હિંદી "આદર્શ ટીકા" તેમજ અનેકાર્થવાચક શબ્દો અને હિંદી અર્થ સહિતની ચોથી આવૃત્તિ શ્રી. હરપ્રસાદ જૈને વિ. સં. ૧૯૯૯માં પ્રકાશિત કરી છે. આમા પહેલી નામમાલામા કયા કયા શબ્દના પર્યાય અપાયા છે તેની અકારાદિ ક્રમે નોધ છે.

પ્રસ્તુત **ધનંજય-નામમાલા** ત્રૈવિદ્ય અમરકીર્તિકૃત ભાષ્ય, ધનંજયકૃત **અનેકાર્થ-નામમાલા** અને એની ટીકા, ધનંજયકૃત **અનેકાર્થ-નિઘંટુ** અને **એકાક્ષરી કોષ** તેમજ (૧-૨) બને નામમાલાના અને (૩) પ્રથમ નામમાલાના ભાષ્યના શબ્દોની, (૪) યૌગિક શબ્દોની, (૫) **અનેકાર્થ-નિઘંટુ**ના શબ્દોની (૬) ભાષ્યગત અવતરણોની તેમજ (૭) ભાષ્યગત ગ્રંથો અને ગ્રંથકારોના નામોની એમ સાતની અકારાદિ ક્રમે સૂચી (અનુક્રમણિકાઓ), ડૉ. પી. એલ. વૈદ્યના અંગ્રેજી તેમજ હિંદીમા એકેક પાનાના પ્રાક્કથન અને પં. મહેન્દ્રકુમારની હિંદી પ્રસ્તાવના સહિત "ભારતીય જ્ઞાનપીઠ કાશી" તરફથી ઈ. સ ૧૯૫૦મા પ્રકાશિત થઈ છે. એનું સંપાદન પં. શંભુનાથ ત્રિપાઠીએ કર્યું છે. સાથે સાથે એમણે સંસ્કૃત ટિપ્પણીઓ આપી છે.

૨ આ પ્રકાશિત છે. જુઓ ઉપર્યુક્ત ટિપ્પણ.

૩ આ કાવ્ય ટીકા સહિત "કાવ્યમાલા"મા ઈ. સ. ૧૮૯૫મા પ્રકાશિત કરાયું છે. આ સંબંધમા વિશેષ માહિતી માટે જુઓ પ્રકરણ ૧૯.

૪ આ "કાવ્યમાલા"ના સપ્તમ ગુચ્છકમા છપાયું છે. આની ત્રીજી આવૃત્તિ ઈ. સ. ૧૯૦૭માં છપાઈ છે.

૫ આ પ્રકાશિત છે. જુઓ ટિ. ૧.

ધનંજયનાં માતા, પિતા અને ગુરુનાં નામ અનુક્રમે શ્રીદેવી, વસુદેવ અને દશરથ દર્શાવ્યાં છે.

પ્રસ્તુત ધનંજય વિક્રમની અગિયારમી સદીની પહેલાં થયા છે એમ બેધડક કહી શકાય, કેમકે પ્રમેયકમલમાર્તંડ (પૃ. ૪૦૨)માં એના કર્તા પ્રભાચંદ્રે અને વાદિરાજસૂરિએ વિ સં. ૧૦૮૨મા રચેલા પાર્શ્વનાથ-ચરિત ( )માં એમના દ્વિસંધાનકાવ્યનો ઉલ્લેખ કર્યો છે. જલ્હણે રચેલી સૂક્તિમુક્તાવલીમાં જે રાજશેખરના નામે એક [1]સૂક્તિ ધનંજયકૃત દ્વિસંધાનકાવ્યની પ્રશંસારૂપે જોવાય છે. એ રાજશેખર [2]કાવ્યમીમાંસાના કર્તાથી અભિન્ન જ હોય તો આ ધનંજય દસમી સદીની પછી થયા નથી એમ કહેવાય.

દિ૦ જિનસેનના ગુરુ વીરસેને ધવલા નામની ટીકા વિ. સં. ૮૭૩મા પૂર્ણ કરી છે એમાં પૃ ૩૮૭મા "હેતાવેવં"થી શરૂ થતું પદ્ય અવતરણરૂપે અપાયું છે. આ જ પદ્ય અનેકાર્થ-નામમાલામાં ૪૦માં (અન્ય આવૃત્તિ પ્રમાણે ૩૯મા) પદ્યરૂપે પણ જોવાય છે. એ ઉપરથી પં. મહેન્દ્રકુમારે ધનંજયનો સમય નવમી સદીની પછીનો નથી એમ કહ્યું છે, પરંતુ પ્રો. વેલણકરે જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૨૧૧)મા એમ સૂચવ્યું છે કે આ પદ્ય મૂળે ધનંજયનું નહિ, પરંતુ કોઈ

---

૧ "द्विसंन्धाने निपुणतां स तां चक्रे धनञ्जयः।
यया जातं फलं तस्य सतां चक्रे धनं जयः॥"

અર્થાત્ ધનંજયે (અર્જુને) દ્વિ-સંધાન કાવ્યમાં (બેવડા નિશાન લગાવવામા) જે નિપુણતા પ્રાપ્ત કરી એથી એને (કવિને અને અર્જુનને) સજ્જનોમા ધન અને કીર્તિરૂપ ફળ મળ્યા

૨ આના કર્તા રાજશેખરનો ઉલ્લેખ સોમદેવ (ઈ સ ૯૬૦) કૃત યશસ્તિલકચંપૂમા છે

પ્રાચીન કૃતિનું હશે. શકસંવત્ ૭૦૫માં હરિવંશ-પુરાણ રચનાર દિ૦ જિનસેન પહેલાએ તેમજ જયધવલાને સંવત્ ૮૯૪માં પૂર્ણ કરનારા દિ૦ જિનસેન બીજાએ પણ કવિઓની પ્રશંસા કરતી વેળા ધનંજયનું નામ લીધું નથી એ હકીકત પણ વિચારવી ઘટે.

ધનંજય-નામમાલાની ઇ. સ. ૧૯૫૦ની ઉપર્યુક્ત આવૃત્તિમાં ૨૦૩ પદ્યો છે, જ્યારે અન્યત્ર ૨૦૫ છે. આ આવૃત્તિનું ૨૦૧મું [1]પદ્ય ધનંજયની કૃતિની પ્રશંસારૂપ છે એટલે એ ધનંજયનું કેમ હોઇ શકે? તેમ છતાં પં. મહેન્દ્રકુમારે એને ધનંજયનું જ માની એમની પૂર્વ સીમા નક્કી કરી છે — દિ૦ અકલંક પછી એઓ થયા છે એમ કહ્યું છે.

ધનંજય-નામમાલામાં અસલ બસો જ પદ્યો હોવાં જોઇએ એમ લાગે છે, જો કે એની એક આવૃત્તિમાં ૨૦૩ અને બીજામાં ૨૦૫ પદ્યો જોવાય છે.

ધનંજયે એક શબ્દ ઉપરથી શબ્દાંતર બનાવવા માટે વિશિષ્ટ પદ્ધતિનો ઉપયોગ કર્યો છે. દા. ત. 'પૃથ્વી'વાચક શબ્દો રજૂ કરી એની આગળ 'ધર' શબ્દ જોડી 'પર્વત'વાચક શબ્દો, 'મનુષ્ય'વાચક શબ્દ આગળ 'પતિ' જોડી 'નૃપ'વાચક શબ્દો અને 'વૃક્ષ'વાચક શબ્દ આગળ 'ચર' જોડી 'વાનર'વાચક શબ્દો બનાવવાની વાત એમણે કહી છે.

ભાષ્ય— એના કર્તા અમરકીર્તિ છે. એમણે પર્યાયવાચક શબ્દોને રજૂ કરતી આ ધનંજય-નામમાલા ઉપર આ ભાષ્ય સંસ્કૃતમાં રચ્યું છે. એ દ્વારા એમણે શબ્દદીઠ પર્યાયોની સંખ્યા દર્શાવી પ્રત્યેક શબ્દની વ્યુત્પત્તિ સૂત્રના નિર્દેશપૂર્વક આપી એનું સ્પષ્ટીકરણ કર્યું છે. પ્રણ

૧ આ રહ્યું એ પદ્ય :–

"प्रमाणमकलङ्कस्य पूज्यपादस्य लक्षणम् ।
द्विसन्धानकवेः काव्यं रत्नत्रयमपश्चिमम् ॥२०१॥"

કોષ્ઠક દ્વારા પર્યાયવાચક શબ્દો જેમ' ક્રમ પર ઉમેર્યા છે. અમરકોશની મુગ્ધાનંદ ટીકામાં એના ટીકાકાર ક્ષીરસ્વામીએ જે રીતિએ કામ કર્યું છે એ રીતિએ આ ભાષ્ય રચાયું છે.[1] ધનંજય-નામમાલા (શ્લો. ૧૨૬)ના ભાષ્ય (પૃ. ૬૧)માં આશાધર-મહાભિષેકનો ઉલ્લેખ છે. આ દિ. આશાધરે વિ. સં. ૧૩૦૦માં અનગાર-ધર્મામૃતની સમાપ્તિ કરી હતી એટલે આ અમરકીર્તિના સમયની પૂર્વ સીમા છે. અમરકીર્તિએ ભાષ્યના પ્રારંભમાં કલ્યાણકીર્તિને નમસ્કાર કર્યો છે. એ કલ્યાણકીર્તિ તે વિ. સં. ૧૩૫૦માં જિનયજ્ઞફલોદયને સમાપ્ત કરનાર જ હોય તો એ અમરકીર્તિના સમયની ઉત્તર સીમા ગણાય. અમરકીર્તિએ હૈમ નામમાલાનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે એટલે એમનો સમય આ કૃતિની રચના પછી લગભગ પચાસેક વર્ષ જેટલો તો મોડો હશે જ.

નિઘંટ-સમય— આ નામથી બે પરિચ્છેદ પૂરતી ધનંજયની નામમાલાની નોંધ જિ૦ ૨૦ કો૦ (ખં: ૧, પૃ. ૨૧૭)માં લેવાઈ છે તો એ નામમાલા જ હશે?

ધનપાલીય કોશ (ઈ. વિક્રમની ૧૧મી સદી)— આ કોશના કર્તા જન્મે વૈદિક ધર્માવલંબી વિપ્ર ધનપાલ છે. આગળ જતાં એમના લઘુ બંધુ શોભન મુનિવરને હાથે પ્રતિબોધ પામી એમણે જૈન ધર્મ સ્વીકાર્યો હતો. એમના પિતા અને પિતામહનાં નામ અનુક્રમે સર્વદેવ અને [2]દેવર્ષિ હતાં. એ ધનપાલને સુંદરી નામે બેન હતી. એ ધનપાલ 'ધારા'નગરીના રાજા [3]મુંજના માનીતા હતા. એમને એ રાજા 'સરસ્વતી'

૧ જુઓ ડૉ. પી એલ વૈદ્યનું પ્રાક્કથન

૨ એઓ મધ્યદેશમાં 'સંકાશ્ય' નામના નિવેશમાં રહેતા હતા. એને સંયુક્ત પ્રાન્તના ફરૂખાબાદ જિલ્લાના 'સંકિસ' ગામ તરીકે ઓળખાવાય છે

૩ એમનું વિ. સં. ૧૦૩૧નું દાનપત્ર મળે છે. એ રાજાનું મૃત્યુ વિ સં. ૧૦૫૦થી ૧૦૫૪ના ગાળામાં થયું હતું. જુઓ હૈ૦ સા૦ સં૦ ઈ૦ (પૃ. ૧૯૮).

કહેતા.[1] મુંજ પછી ગાદીએ આવનાર [2]ભોજ રાજાએ એમને સિદ્ધ-સારસ્વત, કવીશ્વર અને કૂર્ચાલ-સરસ્વતીનાં બિરુદ આપ્યાં હતાં એમણે ઉપર્યુક્ત કોશ ઉપરાંત નીચે મુજબની બે સંસ્કૃત કૃતિઓ રચી છે:-

(૧) [3]તિલકમંજરી અને (૨) [4]શોભન-સ્તુતિની ટીકા.

એમણે સર્વાંશે પાઇયમાં નીચે મુજબની ચાર કૃતિઓ રચી છે.- (૧) [5]ઉસભ-પંચાસિયા, (૨) [6]પાઇય-લચ્છી-નામમાલા, (૩) [7]વીર-થુઈ (૩૦ પદ્યો) અને (૪) સાવયવિહિ.

આ ઉપરાંત એમણે દસ પદ્યની [8]વીર-થુઈ અર્ધ-સંસ્કૃતમાં અને [9]'સચ્ચઉરિમંડણ' મહાવીર-ઉચ્છાહ 'અપભ્રંશ'માં રચ્યાં છે.

આ કવિવર ધનપાલે કોશ રચ્યો હતો એમ અભિ૦ ચિ૦ (કાંડ ૧, શ્લો. ૧)ની સ્વોપજ્ઞ વિવૃતિ (પૃ. ૧)માં જે "व्युत्पत्तिर्धनपालतः"

૧ જુઓ તિલકમંજરી (શ્લો ૫૩)

૨ એમનો સમય વિ. સં. ૧૦૭૪થી ૧૧૧૬નો ગણાય છે

૩ આ "કાવ્યમાલા" ( ૮૫ )માં ઈ સ ૧૯૦૩માં છપાયેલી છે

૪ આ સ્તુતિ આ ટીકા સહિત" "આ૦ સ૦" તરફથી ઈ સ ૧૯૨૬માં છપાઇ છે. વળી એ સ્તુતિ "આ૦ સ૦" તરફથી અન્ય સંસ્કૃત ટીકાઓ સહિત ઇ સ ૧૯૩૦માં પ્રકાશિત થઈ છે આ બંનેનું સંપાદન મેં કર્યું છે

૫ આ "દે૦ લા૦ જૈ૦ પુ૦ સં૦" તરફથી ઈ. સ. ૧૯૩૩માં પ્રકાશિત થઈ છે એમાં આ જ ધનપાલની વિરોધાલંકારથી વિભૂષિત ૩૦ પદ્યોની વીરથુઈ તેમજ દસ પદ્યોની અર્ધ-સંસ્કૃત વીર-સ્તુતિ છપાયેલી છે આનું સંપાદન મારે હાથે થયું છે.

૬ આની રચના વિ સં. ૧૦૨૯)માં થયાનો એમાં ઉલ્લેખ છે. આ પ્રકાશિત છે એના પરિચયાદિ માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ ૫૬,૫૮,૨૪૨ અને ૨૪૩)

૭ આ પ્રકાશિત છે. જુઓ ટિ. ૫.

૮ આ પ્રકાશિત છે. જુઓ ટિ ૫.

૯ આ "જૈ. સા સં." (ખંડ ૩, અંક ૩)માં છપાયેલો છે એના પરિચયાદિ માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ ૨૦૩)

એવો ઉલ્લેખ 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ કર્યો છે એ ઉપરથી અનુમનાય છે. એક ટિપ્પણીમાં ૧૮૦૦ શ્લોક જેવડી નામમાલાના કર્તા તરીકે ધનપાલનો ઉલ્લેખ છે.[1] એ નામમાલા **પાઇય-લચ્છી-નામમાલાથી** મોટી હોઈ એનાથી તો ભિન્ન ગણાય, પણ શું એ નામમાલા સંસ્કૃતમાં છે અને તે જ આ કોશ છે? વિશેષમાં આ કોશ રચાયો ત્યારે ધનપાલ 'જૈન' બન્યા હતા કે નહિ એ પ્રશ્ન પણ વિચારવાનો રહે છે, જો કે અહીં તો એમણે જૈન તરીકે આ કોશ રચ્યાનું મેં માની લીધું છે. વિશેષમાં આ કોશ શબ્દોની કેવળ વ્યુત્પત્તિ પૂરતો જ નહિ હશે, પરંતુ એના પર્યાયો પૂરા પાડતો હશે એવી હું કલ્પના કરું છું.

નિઘંટુ (લ. વિ. સં. ૧૦૮૦)— વર્ધમાનસૂરિએ વિ. સં. ૧૧૪૦માં **મનોરમા-ચરિય** રચ્યું છે. એની પ્રશસ્તિ (શ્લો. ) ઉપરથી જણાય છે કે (વિ. સં. ૧૦૮૦માં **બુદ્ધિસાગર** વ્યાકરણ રચનારા) બુદ્ધિસાગરસૂરિએ વ્યાકરણ, છંદ, [2]નિઘંટુ, કાવ્ય, નાટક, કથા, પ્રબંધ ઇત્યાદિ રચ્યાં છે. આમ અહીં જે નિઘંટુનો ઉલ્લેખ છે તેથી અભિ૦ ચિ૦ જેવો કોશ સમજવાનો હશે. જો એ વનસ્પતિને અંગેનો જ કોશ હોય અને સાથે સાથે એ સંસ્કૃતમાં હોય તો એ હેમ નિઘંટુ-શેષ કરતાં પ્રાચીન ગણાય. બુદ્ધિસાગરસૂરિનો આ કોશ કે એમણે રચેલી કાવ્ય, નાટક, કથા કે પ્રબંધને અંગેની કોઈ કૃતિ હજી સુધી તો મળી આવેલ નથી.

---

૧ જુઓ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૧૯૯)

૨ આના અર્થ માટે જુઓ નિઘંટુ-શેષને લગતું મારું લખાણ (પૃ ).

[1]અભિધાન-ચિન્તામણિ (લ. વિ. સં. ૧૨૦૭)—આ નામમાલાના—કોશના કર્તા 'કલિ૦' હેમચન્દ્રસૂરિ છે. એમણે આ કોશ ઉપરાંત [2]અનેકાર્થ-સંગ્રહ અને [3]નિઘંટુશેષ તેમજ દેસિય (દેશ્ય) શબ્દોને અંગે [4]રયણાવલિ યાને દેસિસદ્દસંગહ એમ બીજા ત્રણ કોશો રચ્યા છે, અને એ દ્વારા વ્યાકરણના જ્ઞાનને સક્રિય બનાવવા માટે અને વિદ્યાર્થીઓને સંસ્કૃતાદિ ભાષાનું જ્ઞાન મેળવવા માટે માર્ગ મોકળો કર્યો છે.

યોજના—આ નામમાલામા રૂઢ, યૌગિક યાને વ્યુત્પત્તિ વડે સિદ્ધ અને મિશ્ર શબ્દોને [5]અમરકોશની પેઠે ભિન્ન ભિન્ન કાંડમાં પર્યાયવાચક

---

૧ આ કોશ વિદ્યાકર મિશ્રે ઈ. સ. ૧૮૦૮મા કલકત્તાથી બહાર પાડ્યો હતો. ત્યાર બાદ એ 'અભિધાન-સંગ્રહ'માં બીજા ભાગ તરીકે "મહાવીર જૈન સભા" તરફથી ખંભાતથી શકસંવત્ ૧૮૧૮માં પ્રસિદ્ધ કરાયો હતો વળી એ કોશ સ્વોપજ્ઞ વિવૃતિ સહિત "ય૦ જૈ૦ ગ્રં૦" તરફથી વીરસંવત્ ૨૪૪૬મા છપાવાયો છે બીજા ભાગ તરીકે મૂળ કોશમાના શબ્દોની સૂચિ તેમજ સ્વોપજ્ઞ વિવૃતિમા નોંધેલા શેષ શબ્દોની સૂચિ, સ્વોપજ્ઞ વિવૃતિમા નિર્દેશાયેલા ગ્રંથકારોની નામાવલી સહિત આ જ સંસ્થા તરફથી એ જ (વીરસંવત્ ૨૪૪૬) વર્ષમાં પ્રકાશિત થયો છે, બીજા ભાગનું તમામ સંપાદન મુનિશ્રી જયંતવિજયજીએ કર્યું છે વળી 'મુક્તિ-કમલ-જૈન-મોહન-માલા'માં ૨૧મા પુષ્પ તરીકે એ કોશ, સ્વોપજ્ઞ તત્ત્વાભિધાયિની વૃત્તિને અનુસરનારી રત્નપ્રભા વ્યાખ્યા તેમજ શેષનામમાલા, જિનદેવકૃત શિલોંછ અને સુધાકલશકૃત એકાક્ષર-નામમાલા એ ત્રણ પરિશિષ્ટો સહિત છપાયો છે એનું સંશોધન મુનિશ્રી ધર્મવિજયજીએ (હવે શ્રીવિજયધર્મસૂરિએ) કર્યું છે. આ ઉપરાંત "દે. લા. જૈ. પુ. સં." તરફથી આ કોશ અકારાદિ ક્રમપૂર્વકની શબ્દાનુક્રમણિકા તેમજ નિમ્નલિખિત અન્ય કૃતિઓ સહિત ઈ. સ. ૧૯૪૬મા પ્રકાશિત કરાયો છે—

(અ) શેષનામમાલા, (આ) જિનદેવકૃત શિલોંછ, (ઇ) (હૈમ) નિઘંટુશેષ, (ઈ) (હૈમ) લિંગાનુશાસન, (ઉ) એકાક્ષર-કોશ, (ઊ) પુરુષોત્તમે રચેલો શબ્દભેદપ્રકાશ અને (ઋ) સુધાકલશકૃત એકાક્ષર-નામમાલા.

૨-૩ આનો પરિચય આગળ ઉપર અપાયો છે.

૪ આના પરિચય માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ ૫૮-૫૯)

૫ અમરકોશમાં લિંગોનો સાથે સાથે જ અંતર્ગત સ્વરૂપે વિચાર કરાયો છે, ત્યારે અહીં કાંડ ૧, શ્લો. ૧૯માં સૂચવાયા મુજબ એ માટે લિંગાનુશાસન જોવાની ભલામણ કરાઈ છે.

શબ્દો સહિત રજૂ કરાયા છે. અહીં નીચે મુજબનાં નામથી અલંકૃત ૭ કાંડો છે –

(૧) દેવાધિદેવ, (૨) દેવ, (૩) મર્ત્ય, (૪) તિર્યંચ્, નારક અને (૬) સાધારણ.

એમાં શ્લોકોની સંખ્યા નીચે મુજબ છેઃ–

૮૬, ૨૫૦, ૫૯૭, ૪૨૩, ૭ અને ૧૭૮.

આમ અહીં એકંદર ૧૫૪૧ શ્લોકો છે. આ દૃષ્ટિએ આ કોશ અમરકોશથી લગભગ દોઢો છે.

મહત્ત્વ— અભિ૦ ચિ૦માં કેટલાક 'દેશ્ય' શબ્દો પણ સંસ્કૃત તરીકે નોંધાયેલા જણાય છે[૧] આથી ગુજરાતી વગેરે પ્રાદેશિક ભાષાઓના અભ્યાસી માટે આ કોશ ઉપયોગી છે.

વિષય— પ્રથમ કાંડમાં ઋષભદેવ વગેરે ૨૪ તીર્થંકરોનાં નામ અને લાંછન, એમના યક્ષાદિના નામ, તીર્થંકરના ૩૪ અતિશય વગેરે બાબતો છે

દ્વિતીય કાંડમાં દેવો સંબંધી માહિતી અપાઇ છે. વળી કાલચક્રને અંગેના ઉત્સર્પિણી અને અવસર્પિણી એ બે વિભાગના છ છ આરાઓનું વર્ણન છે. ૧૪૭મા શ્લોકમાં 'બુદ્ધ' માટે 'ચતુસ્ત્રિંશજ્જાતકજ્ઞ' એવો પર્યાય અપાયો છે, અને એની સ્વોપજ્ઞ વિવૃતિ (પૃ. ૧૦૦–૧૦૧)માં ૩૪ જાતક ગણાવાયાં છે.

ત્રીજા કાંડમાં મનુષ્યવાચક શબ્દો, મનુષ્યની શિશુત્વાદિ અવસ્થાઓ, ખાદ્યાદિ પદાર્થો, રોગો વગેરેને અંગેના શબ્દો તેમજ સગપણસૂચક શબ્દો ઇત્યાદિ અપાયા છે.

---

૧ આવા કેટલાક શબ્દો હેમસમીક્ષા (પૃ ૭૫–૭૭)માં નોંધાયા છે.

ચોથા કાંડમાં પૃથ્વીકાયાદિ પાંચ પ્રકારના એકેન્દ્રિય, ત્રણ પ્રકારના વિકલેન્દ્રિય અને ત્રણ જાતનાં પંચેન્દ્રિય તિર્યંચ સંબંધી શબ્દો નોંધાયા છે.

પાંચમા કાંડમાં નારકોને લગતા શબ્દો છે.

છઠ્ઠા કાંડમાં ભુવન અને જીવ તેમજ રૂપ વગેરે પાંચ જાતના વિષયોને લગતા શબ્દો છે અને અંતમાં અવ્યયોની સૂચી છે

ઉપયોગ— અમરકોશમાંના કેટલાક શ્લોકો આ કોશમાં ગૂંથી લેવાયા હોય એમ જણાય છે એવી રીતે વ્યાડિ વગેરેના કોશોનો પણ ઉપયોગ થયો હોય તો ના નહિ. કેટલીક વાર નામોલ્લેખ વિના પણ આમ કરાયું હોય તો તેમાં કંઇ નાનમ નથી, કેમકે હેમચન્દ્રસૂરિએ મૌલિક રચનાનો દાવો કર્યો નથી. એમને કંઇ પોતાના પાંડિત્યનું પ્રદર્શન કરવાનો મોહ ન હતો એઓ તો વાત્સલ્યભાવે સર્વોપયોગી વસ્તુ સુગમ સ્વરૂપે જગત્ સમક્ષ મૂકવા અને ગુજરાતને સર્વતંત્ર-સ્વતંત્ર બનાવવા ઇચ્છતા હતા.

રચના-સમય—અભિ૦ ચિ૦ના પ્રારંભમાં "सिद्धसाङ्गशब्दानुशासनः" એવું વિશેષણ હેમચન્દ્રસૂરિએ પોતાને માટે વાપર્યું છે એના ઉપરની સ્વોપજ્ઞ વિવૃતિમાં 'સિદ્ધ'નો અર્થ 'પ્રતિષ્ઠા પામેલ' એવો એમણે કર્યો છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે એમનું પંચાંગ વ્યાકરણ તૈયાર થઇ આદરપાત્ર બન્યું ત્યાર બાદ આ કોશ એમણે રચ્યો છે.

ત્રીજા કાંડના નિમ્નલિખિત શ્લો. ૩૭૬-૩૭૭ ઉપરથી એ અનુમાન દોરાય કે કુમારપાલ નરેશ્વર 'પરમાર્હત' યાને જૈન બન્યા અને એમણે રાજ્યકારભાર ચલાવવા માંડ્યો ત્યાર પછી આ કોશની રચના થઇ છે.—

"कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः ॥३७६॥
मृतस्वमोक्ता धर्मात्मा मारिव्यसनवारकः ।"

આ ઉપરથી આ કોશ વિ. સં. ૧૧૯૯ પછી ચારેક વર્ષે—હેમસમીક્ષા (પૃ. ૭૦) પ્રમાણે વિ. સ. ૧૨૦૭–૮માં રચાયો હોય એમ જણાય છે.

સ્વોપજ્ઞ વિવૃતિ—આનું નામ તત્ત્વાભિધાયિની હોય એમ લાગે છે.[1] લગભગ સાડા આઠ હજાર શ્લોક જેવડી આ વિવૃતિમાં પ્રારંભમાં શ્લો ૩માં કહ્યું છે કે વાસુકિ અને વ્યાડિનાં પ્રામાણ્ય, ધનપાલમાંથી વ્યુત્પત્તિ અને વાચસ્પતિ વગેરેના પ્રપંચ અહીં લક્ષ્યમાં લેવાયાં છે આમ આની રચનામાં સાધનીભૂત ગ્રંથોનો સંક્ષેપમાં નિર્દેશ છે. આ ઉપરાંતના ગ્રંથકારોનાં નામ "ય૦ જૈ૦ ગ્રં૦"ની ઉપર્યુક્ત આવૃત્તિ અને એ પૂર્વે [2]ઑટ્ટો બૅાટલિંક અને [3]ચાર્લ્સ રિયુ દ્વારા સંપાદિત આવૃત્તિ ઉપરથી જાણી શકાય છે. એમાંથી શ્વેતાંબર આદ્ય વૈયાકરણ બુદ્ધિસાગર અને વિષ્ણુપુરાણ એ બે નામ હું અહીં નોંધું છુ.

વિવૃતિ (પૃ ૧૩)માં ત્રિષષ્ટિ૦નો ઉલ્લેખ છે અને પૃ. ૧૦૦માં વ્યાડિના આધારે ૩૪ જાતકોનાં નામ અપાયાં છે.

આ વિવૃતિ ઉપરાંત આ અભિ૦ ચિ૦ ઉપર નીચે મુજબની નાનીમોટી બીજી સાત ટીકા છેઃ—

(૧) ટીકા—આના કર્તા કુશલસાગર છે.

---

૧ "મુ૦ ક૦ જૈ૦ મો૦"મા છપાયેલી રત્નપ્રભાની (પ્રત્યેક કાડના અંતમાં અપાયેલી) પુષ્પિકા જોતાં જણાય છે કે તે.

इति परमार्हत० नाममालाया स्वोपज्ञतत्त्वाभिधायिनी-वृत्त्यनुसारिणीरत्नप्रभाभ्याख्यायां प्रथमो देवाधिदेवकाण्डः"

૨ Otto Boethlingk.

૩ Charles Rieu

(૨) સારોદ્ધાર—'ખરતર' ગચ્છના જ્ઞાનવિમલના શિષ્ય શ્રીવલ્લભગણિએ આ ટીકા વિ. સં. ૧૬૬૭માં રચી છે. દુર્ગપદપ્રબોધ નામની ટીકા તે આ જ છે?

(૩) વ્યુત્પત્તિ - રત્નાકર — કલ્યાણસાગરસૂરિના રાજ્યમાં 'અંચલ' ગચ્છના રવિચન્દ્રના શિષ્ય દેવસાગરગણિએ વિ. સં. ૧૬૮૬માં આ ટીકા રચી છે

(૪) ટીકા— આના કર્તા ભાનુચન્દ્રગણિ છે.

(૫) ટીકા— આના રચનાર સાધુરત્ન છે.

(૬) અવચૂરિ— જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૧૦) પ્રમાણે આ અવચૂરિ ૪૫૦૦ શ્લોક જેવડી છે અને એની હાથપોથી પાટણમાં છે. આના કર્તાનું નામ જાણવામાં નથી.

(૭) [1]રત્નપ્રભા— આના કર્તા પં. વાસુદેવરાવ જનાર્દન કશેળીકર છે. એમાં કેટલીક વાર સંસ્કૃત શબ્દના ગુજરાતીમાં અર્થ અપાયા છે. દા. ત. જુઓ પૃ ૧૦૬ અને ૧૦૭.

બીજક— અભિધાન - ચિન્તામણિ-નામમાલા - બીજક એ નામની ત્રણ કૃતિઓ જોવાય છે:—

(૧) 'તપા' ગચ્છના હીરવિજયસૂરિના શિષ્ય શુભવિજયગણિએ વિ. સં. ૧૬૬૧માં રચેલી કૃતિ.

(૨) દેવવિમલગણિકૃત કૃતિ.

(૩) અજ્ઞાતકર્તૃક કૃતિ.

અભિધાન - ચિંતામણિ - નામમાલા - પ્રતીકાવલી —આની

૧ આ પ્રકાશિત છે. જુઓ પૃ ૧૧૨, ટિ ૧.

એક હાથપોથી "ભાં૦ પ્રા૦ સં૦ મ૦"માં છે કર્તાનું નામ જાણવામા નથી.[૧]

**શેષનામમાલા યાને શેષસંગ્રહનામમાલા** — અભિ૦ ચિ૦માં નહિ નોધાયેલા એવા કેટલાક [૨]શબ્દોનો આ કોશ છે એ પણ હેમચન્દ્રસૂરિની રચના છે એમાં ૨૦૪ (૧ + ૮૯ + ૬૩ + ૪૧ + ૨+૮) શ્લોક છે.[૩]

આ શબ્દકોશ ઉપર વલ્લભગણિની અને કોઇક અન્યની એકેક ટીકા છે.

[૪]**શિલોંછ** (વિ. સં. ૧૪૩૩)— અભિ૦ ચિ૦ના બીજા વધારા તરીકે ૧૪૦ શ્લોકનો શિલોંછ જિનદેવે [૫]'ત્રિ–વસુ–ઇન્દુ'(?)થી સૂચિત વર્ષમાં રચ્યો છે. જિ૦ ર૦ કો૦ (ખડ ૧, પૃ ૩૮૩) પ્રમાણે આ રચના વિ સં. ૧૪૩૩માં થઇ છે. જ્ઞાનવિમલના શિષ્ય શ્રીવલ્લભે વિ. સં. [૬]૧૬૫૪મા આના ઉપર ટીકા રચી છે.

---

૧ નાગવર્માએ જે અભિધાન–રત્નમાલા રચ્યાનો જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૧૪)મા ઉલ્લેખ છે તેને પ્રસ્તુત અભિ૦ ચિ૦ સાથે કઇ સંબધ છે ખરો?

૨ "ય૦ જૈ૦ ગ્ર૦"ની આવૃત્તિમા "શેષશ્ચ"ના ઉલ્લેખપૂર્વક એ શબ્દો તે તે સ્થાનમા વિવૃતિમા અપાયા છે, જ્યારે બોટલિંક અને રિયુની આવૃત્તિમા એ પરિશિષ્ટ રૂપે છપાયા છે અને અભિધાન–સંગ્રહમા સાતમા કોશ તરીકે અપાયા છે "દે૦ લા૦ જૈ૦ પુ૦ સ૦"ની આવૃત્તિમા પણ આ કોશ છે

૩ જુઓ હેમસમીક્ષા (પૃ ૭૭–૭૮)

૪ આ પ્રકાશિત છે જુઓ પૃ ૧૧૨

૫ "દે૦ લા૦ જૈ૦ પુ૦ સ૦" તરફથી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિમા ૧૮૩૧ નો ઉલ્લેખ છે તે ભ્રાત છે

૬ જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૮૩)

**સુન્દરપ્રકાશ, પદાર્થચિન્તામણિ કિંવા શબ્દાર્ણવ** (ઉ૦ વિ. સં. ૧૬૧૯)—પદ્મમેરુના શિષ્ય પદ્મસુંદરે આ કોશ પાંચ પ્રકરણમાં રચ્યો છે. એની એક હાથપોથી વિ. સં. ૧૬૧૯માં લખાયેલી છે. આ કોશને કેટલાક પદાર્થચિન્તામણિ અને શબ્દાર્ણવ એ નામથી પણ ઓળખાવે છે. દિ. આનંદમેરુના શિષ્ય પદ્મમેરુના શિષ્ય પદ્મસુંદરે ચોવીસ તીર્થંકરના ચરિત્રરૂપ અને રાયમલ્લ નામના શ્રાવકના નિર્દેશ-પૂર્વકનું **રાયમલ્લાભ્યુદય** કાવ્ય વિ. સં. ૧૬૧૫માં રચ્યું છે તો ઉપર્યુક્ત પદ્મસુંદર તે જ આ છે?

**શબ્દભેદનામમાલા** (ઉ. વિ. સં. ૧૬૫૦)—આ [1]મહેશ્વરની કૃતિ છે.[2] એના ઉપર 'ખરતર' ગચ્છના ભાનુમેરુના શિષ્ય જ્ઞાનવિમલે વિ. સં. ૧૬૫૪માં ૩૮૦૦ શ્લોક જેવડી વૃત્તિ રચી છે. શું આ મૂળ કૃતિ પુરુષોત્તમદેવે રચેલા [3]શબ્દભેદપ્રકાશના જેવી છે? જો એમ જ હોય તો એમાં અગાર અને આગાર, અગ્ગા અને આગ્ગા, અરાતિ અને આરાતિ એમ જરા જરા ફેરફારવાળા એકાર્થક શબ્દોની સૂચી હશે.

**નામસંગ્રહ, નામમાલાસંગ્રહ કિંવા વિવિક્તનામસંગ્રહ** (લ. વિ. ૧૬૬૦)—આના કર્તા ઉપા૦ ભાનુચન્દ્રગણિ છે એઓ

---

૧ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૧૧)માં જે મહેશ્વરની કૃતિ તરીકે **લિંગભેદનામમાલા**નો ઉલ્લેખ છે તેઓ જ આ છે? અહીં **લિંગભેદનામમાલા**ની કોઈએ વૃત્તિ રચ્યાની નોંધ છે. **વિશ્વકોશ**ના રચનારનું નામ પણ મહેશ્વર છે

૨ જુઓ જિ૦ ર૦ કો૦ (ખં. ૧, પૃ. ૩૭૩) અહીં આ કૃતિનું શબ્દભેદપ્રકાશ એવું નામાતર અપાયું છે

૩ આ ૫૪ પદ્યની નાનકડી કૃતિ "દે૦ લા૦ જ૦ પુ૦ સં૦" તરફથી પ્રકાશિત 'અભિધાનચિન્તામણિકોશ"ની આવૃત્તિમા છપાઈ છે. જુઓ પૃ. ૧૧૨

વિજયદાનસૂરિના શિષ્ય સકલચન્દ્રના શિષ્ય સૂરચન્દ્રના શિષ્ય થાય છે[1] એમને વિ. સં ૧૬૪૮માં લાહોરમા 'ઉપાધ્યાય' પદ મળ્યું હતું. એઓ મોગલ સમ્રાટ્ [2]અકબર આગળ દર રવિવારે સૂર્યસહસ્રનામ બોલતા હતા એ ઉપા૦ને શાંતિચન્દ્ર નામે એક વિદ્વાન શિષ્ય હતા આ ભાનુચન્દ્રગણિએ નીચે મુજબની કૃતિઓ રચી છેઃ—

(૧) (પ્રસ્તુત) **નામમાલાસંગ્રહ**, (૨) **રત્નપાલકથાનક** (લ વિ. સં. ૧૬૬૨) અને (૩) **સૂર્યસહસ્રનામ**.

આ ઉપરાંત એમણે નિમ્નલિખિત ગ્રંથો ઉપર વૃત્તિ રચી છેઃ—

(૧) [3]**કાદંબરી** (પૂર્વાર્ધ), (૨) [4]**વસંતરાજશકુન**, (૩) [5]**વિવેકવિલાસ**[6] અને (૪) **સારસ્વત વ્યાકરણ**[7]

પ્રસ્તુત નામમાલાને એના કર્તાના નામ ઉપરથી **ભાનુચન્દ્ર-નામમાલા** તરીકે કેટલાક ઓળખાવે છે એમ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૧૧)મા એ નામથી એની નોંધ જોતા જણાય છે. આ નામમાલામા અભિ૦ ચિ૦ની પેઠે ૭ કાંડ છે અને એનાં નામ પણ એ જ પ્રમાણે છે. આ

૧ જુઓ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ. ૫૯૫)

૨ એના મુખ્ય પ્રધાન અબુલ ફઝલે આઇન-એ-અકબરીમા અકબરના દરબારના એક ઉલ્લેખયોગ્ય વિદ્વાન તરીકે ભાનુચન્દ્રગણિની નોંધ લીધી છે બાદશાહ જહાંગીરે જહાંગીરનામામા પણ એમનો વિદ્વાન તરીકે નિર્દેશ કર્યો છે

૩ આના ઉત્તરાર્ધની ટીકા સિદ્ધિચન્દ્રગણિએ રચી છે આ ગુરુ-શિષ્યની ટીકા સહિત મૂળ કૃતિની છઠ્ઠી આવૃત્તિ "નિર્ણયસાગર મુદ્રણાલય" તરફથી ઈ સ ૧૯૨૧મા છપાઈ છે.

૪ આ કૃતિ "વેંકટેશ્વર મુદ્રણાલય' તરફથી વિ૦ સં૦ ૧૯૬૩મા છપાઈ છે

૫ આ કૃતિ "ડાયમંડ જ્યુબિલિ પ્રેસ"ના વ્યવસ્થાપકે અમદાવાદથી ઇ૦ સ૦ ૧૮૯૮મા પ્રકાશિત કરી હતી ત્યાર બાદ એ આગ્રાથી "સરસ્વતી-ગ્રંથમાલા"મા ગ્રથાક ૧ તરીકે વિ. સં ૧૯૭૬મા પ્રસિદ્ધ કરાઈ છે

૬ આની વૃત્તિ વિ૦ સં૦ ૧૬૭૧મા રચાઈ છે

૭ જિ૦ ર૦ કો૦ (ખડ ૧, પૃ ૪૫૨)મા સૂર્યસહસ્રનામની વૃત્તિના રચનાર તરીકે પ્રસ્તુત ભાનુચન્દ્રગણિનો ઉલ્લેખ છે

નામમાલામાંથી કેટલાંક અવતરણો [1]ભાનુચન્દ્રગણિચરિત (પૃ. ૫૬)માં અપાયાં છે.

[2]શબ્દ-સંદોહ-સંગ્રહ — આ કૃતિ જૈ૦ ગ્રં૦ (પૃ. ૨૬૩)માં નોંધાયેલી છે અને અહીં એની ૪૭૬ પત્રની તાડપત્રીય પ્રતિ હોવાનો ઉલ્લેખ છે. આ હકીકત બરાબર હોય તો આ મહત્ત્વની કૃતિ ગણાય.

શારદીયનામમાલા યાને શારદીયાભિધાનમાલા — (વિ. સં. ૧૬૬૦) — આ 'નાગપુરીય તપા' ગચ્છના હર્ષકીર્તિસૂરિની રચના છે. એઓ ચન્દ્રકીર્તિસૂરિના શિષ્ય થાય છે. એમણે યોગચિન્તામણિ અને વૈદ્યકસારોદ્ધાર એ બે વૈદ્યક કૃતિઓ રચી છે. એ ઉપરાંત એમણે નિમ્નલિખિત કૃતિઓની ટીકા રચી છે:—

કલ્યાણમંદિર-સ્તોત્ર, બૃહચ્છાન્તિ-સ્તોત્ર, સિન્દૂર-પ્રકર, શ્રુતબોધ, [3]ધાતુપાઠ અને [4]સેટ્-અનિટ્-કારિકા.[5]

---

૧ આ પ્રકાશિત છે. જુઓ પૃ૦ ૫૮. ટિ૦ ૨.

૨ આની નોંધ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૭૪)માં જૈ૦ ગ્રં૦ના આધારે લેવાઈ છે. અહીં આની કોઈ બીજી હાથપોથીનો ઉલ્લેખ નથી.

૩ આ હર્ષકીર્તિસૂરિની પોતાની કૃતિ છે અને એ સારસ્વત વ્યાકરણને અનુસરે છે. એ વિ૦ સં૦ ૧૬૬૩માં રચાઈ છે. એના ઉપર ધાતુતરંગિણી નામની સ્વોપજ્ઞ વૃત્તિ છે.

૪ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ૦ ૪૫૨) પ્રમાણે તો આ મૂળ કૃતિ પણ હર્ષકીર્તિસૂરિએ વિ૦ સં૦ ૧૬૬૨માં રચી છે. એની સ્વોપજ્ઞ વૃત્તિ વિ૦ સં૦ ૧૬૬૯માં રચાઈ છે.

૫ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ૦ ૫૭૭) પ્રમાણે હર્ષકીર્તિસૂરિએ સારસ્વત-દીપિકા રચી છે. જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૪૩૩)માં તો આ નામની કૃતિના કર્તા તરીકે ચન્દ્રકીર્તિસૂરિનો ઉલ્લેખ છે અને એ એમણે વિ૦ સં૦ ૧૬૬૪માં રચી છે.

શેષનામમાલા યાને શેષસંગ્રહનામમાલા (લ. વિ. સં. ૧૬૭૦ ?) — આ સાધુકીર્તિની કૃતિ છે શું એ કોઈ નામમાલાની પુરવણીરૂપ રચના છે ? વળી આ સાધુકીર્તિ કયા ગચ્છના છે અને એઓ કોના શિષ્ય છે એની પણ તપાસ થવી ઘટે. શું એઓ ધાતુરત્નાકર ઉપર વિ. સં ૧૬૮૦માં ક્રિયાકલાપ રચનાર સાધુસુંદરગણિના ગુરુ છે ?

[1]શબ્દરત્નાકર (લ. વિ. સં. ૧૬૮૦) — આના કર્તા 'ખરતર' ગચ્છના સાધુસુન્દરગણિ છે. એમણે ઉક્તિરત્નાકર તેમજ ક્રિયાકલાપ નામની સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત ધાતુરત્નાકર રચ્યા છે. આ વૃત્તિ એમણે વિ. સં. ૧૬૮૦માં રચી છે.

શબ્દરત્નાકર એ પદ્યાત્મક કૃતિ છે. એ છ કાંડમાં વિભક્ત કરાઇ છે. એનાં નામો અનુક્રમે અર્હત્, દેવ, માનવ, તિર્યંચ્, નારક અને સામાન્ય એમ રખાયા છે.

## આંશિક કોશો

સામાન્ય રીતે કોશમાં સમગ્ર વર્ણમાળાના અક્ષરોને સ્થાન હોય છે અને સાથે સાથે એમાં વિવિધ વિષયના શબ્દો રજૂ કરાયેલા હોય છે. પરંતુ કેટલીક વાર અમુક જ અક્ષરોના બનેલા શબ્દોનો અથવા તો કોઇ એક જ વિષયને લગતા શબ્દોનો કોશ નજરે પડે છે. જે કોશ અમુક જ વર્ણવાળા શબ્દોનો બોધ કરાવે છે એને હું "આંશિક કોશ" કહું છું. એવી રીતે જે કોશ અમુક જ વિષય પૂરતા શબ્દો રજૂ કરે છે તેને પણ હું "આંશિક કોશ" કહું છું. આમ આંશિક કોશ બે પ્રકારના છે. તેમાં પ્રથમ પ્રકારના કોશોની હવે હું નોંધ લઉં છું.

---

૧ "ય० જૈ० ગ્રં०"મા ગ્રંથાક ૩૬ તરીકે આ કૃતિ વીરસંવત્ ૨૪૩૯મા પ્રકાશિત કરાઈ છે એમા અંતમા શબ્દોની અકારાદિ ક્રમે સૂચી છે.

**પંચવર્ગસંગ્રહનામમાલા** (લ. વિ. સં. ૧૫૨૫)— આ 'સહસ્રાવધાની' મુનિસુંદરસૂરિના શિષ્ય શુભશીલગણિની કૃતિ છે. એનું નામ વિચારતાં એમ લાગે છે કે જો એ 'કોશ' જ હોય તો એમાં ક-વર્ગ ઇત્યાદિ પાંચ વર્ગના જ શબ્દોની સૂચી અપાઇ હશે. આ ગણિએ વિ સં ૧૫૧૮માં શત્રુંજયકલ્પકથા અને વિ. સં. ૧૫૪૦માં શાલિવાહનચરિત્ર રચેલ છે.

**દ્વ્યક્ષરનામમાલા**— આ કૃતિનું નામ વિચારતાં બે વિકલ્પ સ્ફુરે છે. (૧) એમાં બબ્બે અક્ષરવાળા બધી જાતના શબ્દો હશે. (૨) અમુક જ બે અક્ષરવાળા શબ્દો હશે.

[૧]**પંચવર્ગપરિહારનામમાલા**— આ જાતની કૃતિમાં ક્ થી મ્ સુધીના ૨૫ અક્ષરોને જતા કરી બાકીના ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્ અને હ એ આઠ અક્ષરો પૈકી ઓછાવત્તા અક્ષરોના બનેલા શબ્દોને સ્થાન અપાય છે.

વર્ણોની ઉત્પત્તિના અધિકરણ-ભાવને ધારણ કરનારું શરીરનું અવયવ એ વર્ણોનું સ્થાન ગણાય છે. આવાં સ્થાનો તરીકે (૧) છાતી, (૨) કંઠ, (૩) મસ્તક, (૪) જીભનું મૂળ, (૫) દાંત, (૬) નાક, (૭) બે ઓઠ અને (૮) તાળવું એમ આઠ સ્થાનો નિમ્નલિખિત પદ્યમાં ગણાવાયાં છે:—

"अष्टौ स्थानानि वर्णानामुरः कण्ठः शिरस्तथा ।
जिह्वामूलं च दन्ताश्च नासिकोष्ठौ च तालु च ॥"

આ પૈકી ઓષ્ઠસ્થાનીય વર્ણ તરીકે નીચે મુજબના અક્ષરો ગણાવાય છે:-

૧ આ નામની એક કૃતિ અપ્રસિદ્ધ છે એની હાથપોથીઓ જેસલમેર અને કાશીના ભંડારમા છે.

પ-વર્ગ, વ્ (દંતૌષ્ઠ્ય) ઉ, ઊ, ઓ, ઔ અને ઉપધ્માનીય ≍

પ્, ફ્, બ્, ભ્ અને મ્ એ પાંચ વર્ણો પ-વર્ગના ગણાય છે. એ ઉચ્ચારવા માટે હોઠની જરૂર પડે છે અસલના જમાનામાં કેટલીક વાર એવી વાક્-ચાતુર્યની (acrobatic feat) હરીફાઇ યોજાતી હતી કે એમાં ભાગ લેનાર એવા શબ્દો ઉચ્ચારતો કે એમાં પ્ થી મ્ સુધીના પાંચ વર્ણો પૈકી એકેને ઉચ્ચાર કરવાનો વારો ન આવે આ હરીફાઇમાં ભાગ લેનારના ઉપલા હોઠે સિંદૂર લગાડાતો કે જેથી એ જો ભૂલેચૂકે પ-વર્ગનો વર્ણ બોલે તો એ હોઠ નીચલા હોઠને અડકે અને તેની ખબર એ સિંદૂરથી રંગાતા તરત જ પડી જાય.

**જિનભદ્રીય [1]અપવર્ગ-નામમાલા** (લ. વિ. સં ૧૫૧૦)—આના કર્તા 'ખરતર' ગચ્છના જિનભદ્રસૂરિ છે. એઓ જિનવલ્લભસૂરિના શિષ્ય થાય છે વળી એઓ જિનપ્રિયના તેમજ જિનદત્તસૂરિના પણ ભક્ત થાય છે. એમણે ૨૨૦ ગાથામાં જિણસત્તરિ રચી છે. એમણે 'ભાંડાગારિક' નેમિચન્દ્રે રચેલા સટ્ઠિસયગ (ષષ્ટિશતક)ની તપારત્નકૃત વૃત્તિનું સંશોધન વિ સં. ૧૫૦૧માં કર્યું હતું.[2] એમણે જેસલમેર, જાબાલિપુર (જાલોર), દેવગિરિ, અહિપુર (નાગોર) અને અણહિલપુર પાટણના ભંડારો જાતજાતનાં સુંદર પુસ્તકો વડે ભરી દીધા હતાં. એમની આ નામમાલામા પ્ થી મ્ પૈકી એકે અક્ષર જેમાં ન આવતો હોય એવા શબ્દો અપાયા છે. આમ આ એકાર્થક અનેકાક્ષરી કોશનું મર્યાદિત સ્વરૂપ રજૂ કરે છે. આ જ નામમાલાને જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૨૨૭)માં **પંચવર્ગપરિહારનામમાલા** કહી છે, પણ

---

૧ "અપવર્ગ"ના બે અર્થ થાય છે પ-વર્ગથી રહિત અને મોક્ષ પહેલો અથ અત્ર પ્રસ્તુત છે

૨ એમનો વિસ્તૃત પરિચય **વિજ્ઞપ્તિત્રિવેણી**ની પ્રસ્તાવનામા જિનવિજયજીએ આપ્યો છે

તે વિચારણીય જણાય છે, કેમકે એવી કૃતિઓમાં તો પાંચે વર્ગના અક્ષરોનો નહિ કે કેવળ પ-વર્ગના અક્ષરોનો અભાવ હોય છે.

**જિનચન્દ્રીય અપવર્ગ-નામમાલા**— આ કદાચ ઉપર્યુક્ત જ કૃતિ હશે. તેમ ન હોય તો એના કર્તા જિનચંદ્રસૂરિ છે.

જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૯)માં ૨૧૫ શ્લોક જેવડી એક અજ્ઞાતકર્તૃક અપવર્ગ-નામમાલાની નોંધ છે.

[1]**નિઘંટુ-શેષ** (લ. વિ. સં. ૧૨૧૦)— વૈદિક શબ્દોના સમૂહને 'નિઘંટુ' કહે છે. એના ઉપર યાસ્કે નિરુક્ત રચ્યું છે. આમ 'નિઘંટુ' શબ્દ અતિપ્રાચીન છે. 'નિઘંટુ'નો [2]બીજો અર્થ 'વનસ્પતિઓનાં નામોનો સમૂહ' એમ પ્રાચીન સમયથી કરાતો આવ્યો છે એમ ધન્વન્તરિ-નિઘંટુ, રાજકોશ-નિઘંટુ, સરસ્વતી-નિઘંટુ, હનુમન્-નિઘંટુ ઇત્યાદિ નામો જોતાં જણાય છે. પ્રસ્તુત નિઘંટુ-શેષમાંનો 'નિઘંટુ' શબ્દ આ બીજા અર્થમાં વપરાયો છે. આમ આ વનસ્પતિનો કોશ (botanical dictionary) છે. એના કર્તા 'કલિ૦' હેમચન્દ્રસૂરિ છે. એમણે આ કોશ ૭ કાંડમાં વિભક્ત કર્યો છે. એનાં નામ અને શ્લોક-સંખ્યા નીચે મુજબ છે:—

૧ આ કોશ "અભિધાન-સંગ્રહ"માં છઠ્ઠા કોશ તરીકે શકસંવત્ ૧૮૧૮મે છપાયો છે, "દે૦ લા૦ જૈ૦ પુ૦ સં૦" તરફથી પણ આ અભિ૦ ચિં૦ વગેરે સહિત ઈ૦ સ૦ ૧૯૪૬મા છપાયો છે, પરંતુ એમાં પ્રારંભમાં ૨-૧૫ પદ્યો નથી ૧૭મું પદ્ય ત્રૂટક છે અને ત્રીજા કાંડમાં પણ એક પદ્ય અધૂરું છે આ પરિસ્થિતિ જોતાં વિ૦ સં૦ ૧૨૮૭માં લખાયેલી હાથપોથી મેળવી એનું ફરીથી સંપાદન થવું ઘટે

૨ અ૦ ચિ૦ (ભૂમિ ૧૨, શ્લો ૮૩૭)માં ચાર હેમ કોશો ગણાવતા કોશને બદલે 'નિઘંટુ' શબ્દ વપરાયો છે. આમ અહીં 'શબ્દોનો સમૂહ' એવો અર્થ 'નિઘંટુ'નો કરાયો છે.

(૧) વૃક્ષ (શ્લો. ૧૮૧), (૨) ગુલ્મ (શ્લો. ૧૦૫), (૩) લતા (શ્લો. ૪૪), (૪) શાક (શ્લો ૩૪), (૫) તૃણ (શ્લો. ૧૭) અને (૬) ધાન્ય (શ્લો. ૧૫).[૧]

આમ આ ૩૯૬ શ્લોકોમાં ગુંથાયેલો કોશ વૈદકશાસ્ત્ર માટે પણ ઉપયોગી છે.

**સાધન**— ડૉ. બ્હૂલર (Bühler)ના મતે [૨]ધન્વન્તરિ-નિઘંટુ અને રત્નપરીક્ષાનો આ નિઘંટુ-શેષની રચનામાં ઉપયોગ કરાયો હશે.

**રચના-સમય**— આ કોશના આદ્ય પદ્યમાં કહ્યું છે કે એકાર્થ, નાનાર્થ અને દેશ્ય એમ ત્રણ જાતના શબ્દ-સમુચ્ચય (અર્થાત્ અભિ૦ ચિ૦, અનેકાર્થ-સંગ્રહ અને રયણાવલી એ ત્રણ કોશો) જેણે રચ્યા છે એવો હું અરિહંતોના ચરણ-કમળને નમીને નિઘંટુ-શેષ કહીશ. આ ઉપરથી આ કોશ ચાર કોશો પૈકી છેલ્લો રચાયો છે એમ ફલિત થાય છે.

અભિ૦ ચિ૦ (કાંડ ૪, શ્લો. ૨૬૭)ની સ્વોપજ્ઞ વિવૃતિ (પૃ. ૪૮૪)મા નીચે મુજબની પંક્તિ છે.

"पिप्पलादिवृक्षजातीनां तु नामशेषोऽस्मदुपज्ञनिघण्टोरवसेयः"

---

૧ વનસ્પતિના આ ૭ ભેદો શ્યામાચાર્યે પણ્ણવણા (પય ૧)માં વનસ્પતિ-કાયના અધિકારમા 'પ્રત્યેક-શરીર' બાદર વનસ્પતિકાયના વૃક્ષ, ગુચ્છ, ગુલ્મ, લતા, વેલ, પર્વગ, તૃણ, વલય, હરિત, ઔષધિ, જલરુહ અને કુહણ એમ જે બાર ભેદો ગણાવ્યા છે તેનુ તેમજ વિનયવિજયગણિએ વિ૰ સં ૧૭૦૮મા રચેલા લોકપ્રકાશ (સ ૫, શ્લો. ૯૮)મા પણ આપેલી આ જ હકીકતનું સ્મરણ કરાવે છે. આ બંને કૃતિઓમાં વૃક્ષાદિ બારેના ઉદાહરણો અપાયા છે

૨ આ નિઘંટુ આજે અપ્રાપ્ય ગણાય છે, પરંતુ હેમચન્દ્રસૂરિના શિષ્ય મહેન્દ્રસૂરિની તો એ સામે હોય એમ અનેકાર્થસંગ્રહની એ શિષ્યે રચેલી ટીકા જોતા જણાય છે.

અર્થાત્ પીપળા વગેરે વૃક્ષોની જાતિઓનાં નામ અમે રચેલા નિઘંટુથી જાણવાં. આ ઉપરથી એમ કહી શકાય કે સ્વોપજ્ઞ વિવૃતિ રચાયા પૂર્વે આ કોશ રચાયો છે અથવા તો એની સાથે સાથે આની રચના કરાઇ છે

ટીકા— જ્ઞાનવિમલના શિષ્ય શ્રીવલ્લભે આ રચી છે. એમણે આ ટીકાનો ઉલ્લેખ અભિ૦ ચિ૦ ઉપરની પોતાની ટીકામાં કર્યો છે.

નિઘંટ-સંગ્રહ— અકલંકદેવની કૃતિ તરીકે જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૨૧૨)માં આની નોંધ છે, પણ આ શી કૃતિ છે?

ઔષધીનામમાલા— જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૧૦)માં આ કૃતિની ચાર પત્રની એક હાથપોથી અમદાવાદમાં હોવાનો ઉલ્લેખ છે. આ અજ્ઞાતકર્તૃક કૃતિ છે. એનું નામ વિચારતાં એમ ભાસે છે કે એમાં ઔષધિઓનાં—વનસ્પતિઓનાં નામ ગણાવાયા હશે

બીજ-નિઘંટુ— આ અજ્ઞાતકર્તૃક કૃતિની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૧૧)માં છે. શું એમાં જાતજાતનાં બીજનો ઉલ્લેખ હશે?[૧]

## [૨] અનેકાર્થક કોશો

અનેકાર્થ-નામમાલા (લ. વિક્રમની ૧૧મી સદી)— આ દિ૦ ગૃહસ્થ [૨]ધનંજયે ૪૬ પદ્યોમાં રચેલી નામમાલા છે. એમાં અનેકાર્થી શબ્દોને સ્થાન અપાયું છે આ કોશ ઉપલબ્ધ જૈન સાહિત્યની અપેક્ષાએ સૌથી પ્રથમ છે. આના ઉપર એક અવચૂરિ જેવી સંક્ષિપ્ત [૩]ટીકા છે.

૧ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૧૧)મા માતૃકાનિઘંટ નામની કૃતિ ડેક્કન કૉલેજમા હોવાની નોધ છે અને એના કર્તા તરીકે મહીદાસનો અહીં ઉલ્લેખ છે. શું આ કોઈ જૈન નામમાલા છે?

૨ એમની અન્ય કૃતિઓ માટે જુઓ પૃ૦ ૧૦૬

૩ આ પ્રકાશિત છે જુઓ પૃ૦ ૧૦૬.

[1]અનેકાર્થ-નિઘંટુ— આ પણ બે નામમાલા રચનારા ધનંજયની જ કૃતિ હોય એમ લાગે છે. એમાં લગભગ ૧૫૪ શ્લોક છે. એમાં ૭૫ મા, ૧૫૦મા અને ૧૫૩મા પછીનો શ્લોક અંશત: છપાયો છે. અંતમાં જે ઉલ્લેખ છે તે ઉપરથી એમ જાણી શકાય છે કે આ કૃતિના [2]બે પરિચ્છેદ તો છે જ, પણ એકંદર કેટલા પરિચ્છેદ છે અને પ્રથમ પરિચ્છેદ ક્યા પૂર્ણ થાય છે તે જાણવું બાકી રહે છે.

[3]અનેકાર્થ-સંગ્રહ (લ. વિ. સં. ૧૨૧૦)— આ કોશમાં એક શબ્દના અનેક અર્થ અપાયા છે, જ્યારે અભિ૦ ચિ૦ જેવા કોશોમાં એકાર્થવાચક અનેક શબ્દો અપાયા છે. આમ આ નાનાર્થ-કોશ છે. એના કર્તા 'કુલિ૦' હેમચન્દ્રસૂરિ છે. એના આદ્ય પદ્યમા છ કાંડનો ઉલ્લેખ છે, જ્યારે આજે સાત કાડ મળે છે. એ સાતમો કાંડ અવ્યયો પૂરતો છે અને અભિ૦ ચિ૦ને અંગે જેમ શેષનામમાલા રચાઈ છે તે પ્રકારનો જણાય છે. આ સાત કાંડનાં નામ અને એની શ્લોક-સંખ્યા નીચે મુજબ છે :—

(૧) એક-સ્વર (શ્લો. ૧૬), (૨) દ્વિ-સ્વર (શ્લો. ૫૯૧), (૩) ત્રિ-સ્વર (શ્લો૦ ૭૬૬), (૪) ચતુ:-સ્વર (શ્લો. ૩૪૩), (૫) પંચ-સ્વર (શ્લો. ૪૮), (૬) ષટ્-સ્વર (શ્લો. ૫) અને (૭) અવ્યય (શ્લો. ૬૦).

---

૧ આ "ભારતીય જ્ઞાનપીઠ કાશી" તરફથી છપાયો છે.

૨ શું જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૨૧૨)મા ધનંજયના નામે જે નિઘંટ-સમય નામની બે પરિચ્છેદની કૃતિની નોધ છે તે આ જ છે ?

૩ મહેન્દ્રસૂરિકૃત અનેકાર્થ-કૈરવાકર-કૌમુદી નામની ટીકા સહિત આ કોશનું અવતરણોના મૂળ સ્થાનના નિર્દેશપૂર્વક સંપાદન ઝેચારિઆએ (Zachariae)-એ ઈ સ ૧૮૯૩મા કર્યું છે, જ્યારે કેવળ આ કોશ તો "અભિધાન-સંગ્રહ"મા શકસંવત્ ૧૮૧૮મા છપાયો છે (જુઓ પૃ૦ ૧૧૨)

આમ અહીં કુલ શ્લોકો ૧૮૨૯ (૧૭૬૯+૬૦) છે. અહીં પણ અભિ૦ ચિ૦ની પેઠે કેટલાક દેશ્ય જણાતા [1]શબ્દોની નોંધ છે. એટલે આ કોશ પણ એના અભ્યાસીઓએ વિચારવો ઘટે.

**યોજના**—ગ્રંથકારે જાતે આ કોશની યોજના શ્લો. ૨-૪મા સમજાવી છે.

**રચના-સમય**—અભિ૦ ચિ૦ પછી આ કોશ રચાયો છે એમ આદ્ય પદ્ય ઉપરથી જાણી શકાય છે.

આ કોશ ઉપર નીચે મુજબની વૃત્તિઓ છે:—

(૧) [2]**અનેકાર્થ-કૈરવાકર-કૌમુદી**[3]—આ કૃતિનો આ નામથી એના પ્રારંભમાં જ કર્તાએ—'કલિ૦' હેમચન્દ્રસૂરિના શિષ્ય મહેન્દ્રસૂરિએ જાતે ઉલ્લેખ કર્યો છે. એમણે આ કૃતિ પોતાના ગુરુને નામે ચડાવી છે એ વાત બીજા કાંડની ટીકાના અંતિમ પદ્ય ઉપરથી જણાય છે; બાકી પ્રથમ કાંડની ટીકાને અંતે અપાયેલી પુષ્પિકામાં તો કર્તા તરીકે હેમચન્દ્રસૂરિનું નામ છે. આ ટીકા રચવામાં નિમ્નલિખિત ગ્રંથો સહાયક નીવડ્યાનો પ્રારંભમાં ઉલ્લેખ છે:—

**વિશ્વપ્રકાશ, શાશ્વત, રભસ, અમરસિંહ, મંખ, હુગ્ગ, વ્યાડિ, ધનપાલ, ભાગુરિ, વાચસ્પતિ અને યાદવની કૃતિઓ તેમજ ધન્વંતરિકૃત નિઘંટુ અને લિંગાનુશાસનો.**

---

૧ આવા ૭ શબ્દો ગુજરાતી અર્થ સહિત **હેમસમીક્ષા** (પૃ૦ ૮૨)મા અપાયા છે.

૨ આ પ્રકાશિત છે જુઓ પૃ૦ ૧૨૭, ટિ. ૩

૩ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ. ૧૦)માં આને જ 'કૈરવાકરકૌમુદી' કહી છે અને **અનેકાર્થધ્વનિમંજરી** તે શું હૈમ **અનેકાર્થસંગ્રહ** જ છે એવો પ્રશ્ન ઉઠાવાયો છે.

(૨) ઉપસર્ગ-વૃત્તિ— આની રચના સિદ્ધિચન્દ્રગણિએ કરી છે.

(૩) પર્યાય— આના કર્તાનું નામ જાણવામાં નથી.

(૪) અવચૂરિ (? ટીકા)— આના કર્તા વિષે ખબર નથી.

અનેકાર્થ-નામમાલા (વિ. સં. ૧૭૦૨)— 'અંચલ' ગચ્છના વિનયસાગરસૂરિએ વિ. સં. ૧૭૦૨માં આ રચી છે. જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૦૮)માં કોઈ અંચલગચ્છીય વ્યક્તિએ જે અનેકાર્થરત્નકોશ રચ્યાનો અને જેની ૧૫ પત્રની એક હાથપોથી અમદાવાદના ભંડારમાં હોવાનો ઉલ્લેખ છે તે ગ્રંથ તે આ જ છે?

## [૩] એકાક્ષરી નામમાલા

આપણે અત્યાર સુધી એકાર્થક તેમજ અનેકાર્થક એમ બે પ્રકારના અનેકાક્ષરી કોશોનો વિચાર કર્યો. હવે આપણે 'એકાક્ષરી' કોશો—નામમાલા પરત્વે વિચાર કરીશું. આ જાતની નામમાલા અ, આ ઇત્યાદિ અક્ષરોના અર્થ અનુક્રમે પૂરા પાડે છે. જેમકે અ = વાસુદેવ (કૃષ્ણ), આ = પિતામહ, ઇ = કામદેવ ઇત્યાદિ.[૧]

એકાક્ષર-નિઘંટુ (વિક્રમની ૧૨મી સદી)— આના કર્તા તરીકે 'મલધારી' ગચ્છના હેમચન્દ્રસૂરિનો ઉલ્લેખ જોવાય છે. આ નિઘંટુને નામમાલા માની મેં એનો અહીં નિર્દેશ કર્યો છે આની હાથપોથી સુરતમાં છે.[૨]

---

૧ જુઓ "દે૦ લા૦ જૈ૦ પુ૦ સં." તરફથી પ્રકાશિત અભિ૦ ચિ૦કોશની આવૃત્તિ (પૃ૦ ૧-૪)માં છપાયેલ અજ્ઞાતકર્તૃક એકાક્ષરકોશ.

૨ જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ. ૧, પૃ૦ ૬૧).

[1]**એકાક્ષર-નામમાલા** (વિક્રમની ૧૪મી સદી)—આની રચના 'વાયડ' ગચ્છના જિનદત્તસૂરિના શિષ્ય અમરચન્દ્રસૂરિએ કરી છે એમણે સ્યાદિશબ્દસમુચ્ચય, પદ્માનંદમહાકાવ્ય વગેરે વિવિધ કૃતિઓ રચી છે.[2]

[3]**એકાક્ષર-નામમાલા** (લ. વિ. સં. ૧૪૦૦)—આ પચાસ પદ્યોની નાનકડી કૃતિના કર્તા સુધાકલશ છે. એઓ 'હર્ષપુરીય' ગચ્છના રાજશેખરસૂરિના શિષ્ય થાય છે આ રાજશેખરસૂરિ તે સ્વપરસિદ્ધાંતના જ્ઞાતા અને સંગીતશાસ્ત્રમાં પ્રવીણ એવા નરચન્દ્રસૂરિના શિષ્ય તિલકસૂરિની પાટે થયા છે. આ તિલકસૂરિએ સુધાકલશને દીક્ષા આપી હતી. આ સુધાકલશે વિ સં. ૧૩૮૦માં **સંગીતોપનિષદ્** અને વિ. સં. ૧૪૦૬માં એના સારરૂપ **સંગીતોપનિષદ્ગ્રંથસારોદ્ધાર** એમ બે ગ્રંથ રચ્યા છે.

ઉપયોગ— સમયસુંદરગણિએ વિ. સં. ૧૬૪૯માં રચેલી **અર્થ-રત્નાવલી**માં સુધાકલશનો ઉલ્લેખ કર્યો છે[4] એટલું જ નહિ પણ એમણે રચેલી ઉપર્યુક્ત નામમાલિકામાંથી પદ્યો પણ ઉદ્ધૃત કર્યાં છે.[5]

ગુણરત્ને **નમસ્કાર-પ્રથમપદાર્થ**માં ઉપર્યુક્ત નામમાલામાંથી પદ્યો આપ્યાં છે[6] અને આ નામમાલાનો [7]**એકાક્ષરનામમાલા** અને

---

૧ આ અપ્રકાશિત છે એની એક હાથપોથી ભા પ્રા સં. મંમાં છે

૨ જુઓ પૃ. ૯૮.

૩ "દે લા જૈ પુ સં" તરફથી ગ્રંથાંક ૮૧ તરીકે (મેં સંપાદિત કરેલી **અર્થરત્નાવલી** ઇત્યાદિ કૃતિઓના સમૂહરૂપે) જે **અનેકાર્થરત્નમંજૂષા** ઈ સ ૧૯૩૩માં પ્રકાશિત થયેલી છે તેમાં ક-પરિશિષ્ટ તરીકે આ કૃતિ પૃ ૧૧૯–૧૨૨માં છપાવાઈ છે વળી આ સંસ્થા તરફથી પ્રકાશિત અભિ૦ ચિ૦ કોશની આવૃત્તિના અંતમાં આ **એકાક્ષરનામમાલા** છપાઈ છે

૪–૫ હા ત જુઓ પૃ૦ ૩.

૬ જુઓ અ૦ ૨૦ (પૃ ૧૧૧ ને ૧૧૭).

૭ જુઓ અ૦ ૨૦ (પૃ ૧૧૧)

[1]એકાક્ષર-નિઘંટુ તરીકે નિર્દેશ કર્યો છે. 'કલિ૦' હેમચન્દ્રસૂરિકૃત યોગશાસ્ત્ર (પ્ર. ૧, શ્લો. ૧૦)ની માનસાગરીય શતાર્થીમાં આ નામમાલામાંથી અવતરણો અપાયાં છે.

[2]એકાક્ષર-નામમાલિકા (લ. વિ. સં. ૧૫૫૦)—આને એકાક્ષરી-નામમાલા તેમજ એકાક્ષરી-કોષ પણ કહે છે. એમાં ૧૯ પદ્યો છે. એમાં અ = કૃષ્ણ, આ = સ્વયંભૂ એમ એકેક અક્ષરના અર્થ અપાયા છે. એના રચનારનું નામ અમર છે. એમણે પોતાને 'કવીન્દ્ર' કહ્યા છે અને વિશ્વકોશ જોઈને આ રચના કરી છે એમ આ નામમાલાના નિમ્નલિખિત આદ્ય પદ્ય ઉપરથી જાણી શકાય છે.

"विश्वाभिधानकोशानि प्रविलोक्य प्रभाष्यते।
अमरेण कवीन्द्रेणैकाक्षरनाममालिका ॥१॥"

સમયસુંદરગણિએ અમરકવિ [3]એવા ઉલ્લેખપૂર્વક એમની આ કૃતિમાંથી અવતરણ આપ્યાં છે.[4] એ હિસાબે આ કૃતિ વિ. સં. ૧૬૪૯ કરતાં સોએક વર્ષ જેટલી તો પ્રાચીન હશે એમ ભાસે છે.

ધનંજય-નામમાલાના ભાષ્યના અંતમાંની [5]પુષ્પિકામાં એ ભાષ્યના કર્તા અમરકીર્તિને અંગે 'શબ્દ-વેધસ્' એવું વિશેષણ વપરાયું છે.

---

૧ જુ (પૃ ૧૦૭)

૨ આ પ્રકાશિત છે જુઓ પૃ ૧૦૬

૩ જુઓ અ૦ ૨૦ (પૃ ૨, ૩ અને ૪)

૪ જુ ૨૦ (પૃ ૨, ૩, ૪ ઇત્યાદિ)

૫ "इति महापण्डितश्रीअमरकीर्तिना त्रैविद्येन श्रीसेन्द्रवंशोत्पन्नेन शब्दवेधसा कृतायां धनञ्जयनाममालायां प्रथमं काण्डं व्याख्यातम्।"

એ પુષ્પિકા જો ભાષ્યકારની પોતાની જ હોય તો એ પોતાને 'કવીન્દ્ર' કહે એમાં નવાઈ નહિ. આ પરિસ્થિતિમાં હું ઉપર્યુક્ત અમરને આ અમરકીર્તિથી અભિન્ન માનવા લલચાઉં છું.

[1]એકાક્ષર-નામમાલા (લ. વિ. સં. ૧૫૫૦)— આ ૧૧૫ પદ્યોમાં રચાયેલી કૃતિના કર્તા વિશ્વશંભુ છે. સામાન્ય રીતે એઓ 'જૈન' ગણાય છે એટલે મેં આ કૃતિની નોંધ લીધી છે. એમને વિષે વિશેષ જાણવામાં નથી. એમનો ઉલ્લેખ કરી[2] સમયસુંદરગણિએ અષ્ટલક્ષાર્થીમાં એમની આ કૃતિમાંથી પદ્યો ઉદ્ધૃત કર્યાં છે.[3] એ ઉપરથી આ કૃતિ વિ. સં. ૧૬૪૯ કરતાં સોએક વર્ષ જેટલી પ્રાચીન હશે એમ ભાસે છે.

એકાક્ષર-નામમાલા— આ એક અજ્ઞાતકર્તૃક કૃતિ છે. એવી નોંધ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૬૧)માં લેવાઈ છે. શું "દે. લા. જૈ. પુ. સં." તરફથી જે અભિ૦ ચિ૦ કોશ વિવિધ કૃતિઓ સહિત છપાયો છે તેમાં જે અજ્ઞાતકર્તૃક એકાક્ષરકોશ અપાયો છે તે જ આ છે?

પારસીક-નામમાલા યાને શબ્દ-વિલાસ (વિ. સં. ૧૪૨૨)— આ કૃતિના રચનાર હરિ બ્રાહ્મણ અજૈન હોવાનો ઘણો સંભવ છે એમ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૨૪૪)માં ઉલ્લેખ છે. જૈ૦ ગ્રં૦ (પૃ ૩૧૧) પ્રમાણે આના કર્તાનું નામ સલક્ષમંત્રી છે અને એ કૃતિનું બીજું નામ શબ્દ-વિલાસ છે.

---

૧ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૬૧)માં આની નોંધ છે. એ હિસાબે પ્રો. વેલણકર પણ આને જૈન કૃતિ ગણતા હોય એમ લાગે છે.

૨ જુઓ અ૦ ર૦ (પૃ. ૧),

૩ જુઓ અ૦ ર૦ (પૃ. ૧, ૩ ઇત્યાદિ)

## સંદિગ્ધ કૃતિઓ

હવે હું એવી કેટલીક કૃતિઓ નોંધું છું કે જે ખરેખર શબ્દોની નામમાલા છે કે કેમ તે વિષે સંદેહ રહે છે.

**મનોરથ-નામમાલા** — આની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૧૧)માં છે.

**વસ્તુવિજ્ઞાનરત્નકોશ** — આ કૃતિ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૧૨)માં નોંધાયેલી છે.

**વસ્તુ-કોશ** — આનો ઉલ્લેખ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૧૨)માં કરાયો છે.

**રસસાર** — જૈ૦ ગ્રં૦ (પૃ ૩૧૧) પ્રમાણે આના કર્તા ગોવિન્દાચાર્ય છે.

**રત્નકોશ-વ્યાખ્યા** (વિ. સં. ૧૧૭૬) — શું આ કોઈ રત્નકોશ નામની કૃતિની ટીકાનું નામ છે?

**પદ્મકોશ** — જૈ૦ ગ્રં૦ (પૃ ૩૧૧)માં આને શબ્દોનો કોશ ગણ્યો છે. જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૨૩૩)માં જ્યોતિષની એક કૃતિનું નામ પદ્મકોશ અપાયું છે તો તે જ આ કૃતિ છે?

**લોક-સંવ્યવહાર** — આ [1]ચંદ્રપ્રભવિજય નામનું કાવ્ય રચનારા રવિગુપ્તની કૃતિ છે એમ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૧૨)માં ઉલ્લેખ છે, પણ મને તો એ નીતિનો ગ્રંથ હશે એમ એનું નામ વિચારતાં સ્ફુરે છે.

---

૧ આ નામથી આ કૃતિની નોંધ જૈ૦ ગ્રં૦મા કે જિ૦ ર૦ કો૦માં જોવાતી નથી તેનુ શું

## પ્રકરણ ૫ : છંદઃશાસ્ત્ર

'છંદ' એ ૭ વેદાંગ પૈકી એક છે. 'છંદઃશાસ્ત્ર' એટલે અક્ષર કે માત્રાના મેળથી—નિયમથી ઉદ્ભવતાં વિવિધ વૃત્તોની શાસ્ત્રીય વિચારણા આને અંગ્રેજીમાં પ્રૉસોડી (prosody) તેમજ મેટ્રિક્સ (metrics) કહે છે. સામાન્ય રીતે એમ મનાય છે કે દરેક દેશમાં સૌથી પ્રથમ પદ્યાત્મક કૃતિ એટલે કે છંદોબદ્ધ રચના યોજાઇ છે. આપણે ત્યાં પણ પ્રાચીનતમ સાહિત્ય તરીકે નિર્દેશાતા ઋગ્વેદનાં સૂક્તો છંદમાં—વિવિધ છંદમાં છે. જૈનોના આગમો પૈકી કેટલાક સર્વાંશે તો કેટલાક અંશતઃ છંદમાં રચાયેલા છે. આને લઇને છંદઃશાસ્ત્ર સંબંધી કૃતિઓ જૈનોને તેમજ અજૈનોને હાથે યોજાયેલી મળે છે. આપણે અહીં મૌલિક જૈન કૃતિઓ અને એનાં વિવરણો વિચારીશું.

**છંદઃશાસ્ત્ર** (વિક્રમની છઠ્ઠી સદી)—આના કર્તા જૈનેન્દ્ર વ્યાકરણ[1] વગેરેના પ્રણેતા દિ. પૂજ્યપાદ છે. જયકીર્તિએ પોતાના છંદોઽનુશાસનમાં જે પૂજ્યપાદની કૃતિનો ઉપયોગ કર્યાનું પોતે કહ્યું છે તે આ જ પૂજ્યપાદ હોવા જોઇએ. ગમે તેમ પણ એમનું આ છન્દઃશાસ્ત્ર હજી સુધી તો અપ્રાપ્ય છે.

[2]**જયદેવચ્છન્દસ્**[3] (ઉ. વિ. સં. ૯૫૦)—આના કર્તા જયદેવ છે. વિષયના નિરૂપણ માટે પિંગલને અનુસરીને એમણે પોતાની પદ્ધતિએ

૧ જુઓ પૃ. ૧૬–૧૭.

૨ "હરિતોષ સમિતિ" તરફથી ઈ. સ ૧૯૪૯મા "જયદામન્" નામથી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિમાં જે નીચે મુજબની ચાર કૃતિ છપાઈ છે તેમાં આ પહેલી છે–

(અ) જયદેવચ્છન્દસ્ (હર્ષટકૃત ટીકા સહિત), (આ) જયકીર્તિકૃત છંદોઽનુશાસન, (ઇ) કેદારકૃત વૃત્તરત્નાકર અને (ઈ) હેમ છંદોઽનુશાસન.

૩ આને અંગેનો મારો લેખ નામે "જયદેવકૃત જયદેવચ્છન્દસ્" "જૈ સ. પ્ર." (વ ૧૫, અં. ૧૦)માં છપાયો છે.

આ કૃતિ રચી છે એમાં આઠ અધ્યાય છે પહેલામા સજ્ઞા, બીજામાં વૈદિક છંદ 'ગાયત્રી' અને ત્રીજામા વિવિધ વૈદિક છંદો વિષે વિચાર કરાયો છે, અને ચોથાથી લૌકિક છદો હાથ ધરાયા છે. ચોથા અધ્યાયમા આર્યા અને વૈતાલીય છંદના પ્રકારો ઉપર અને પાચમાથી સાતમા અધ્યાયમાં સમ-વૃત્ત, અર્ધ-સમ-વૃત્ત અને વિપમ-વૃત્તો ઉપર પ્રકાશ પડાયો છે. આ અધ્યાયોમાં લૌકિક છદોનાં લક્ષણો તે તે છંદમાં અપાયાં છે આઠમા અધ્યાયમાં પ્રસ્તાર વગેરે વિષે પદ્યમાં નિરૂપણ છે.

હર્ષટની ટીકા સહિતના મૂળમાં જે પાઠ હોવાનું જોવાય છે તે સ્વતંત્ર મૂળથી કેટલીક વાર ભિન્ન છે અને એ તો બની શકે, પરંતુ એમા આઠમા અધ્યાયને લગતો ભાગ સ્વતંત્ર કૃતિમા પાચ જ પદ્યો પૂરતો છે, જ્યારે આ સટીક મૂળમાં બાર જેટલો છે.

સંપ્રદાય—નમિ સાધુ, સ્વયંભૂ, કવિદર્પણના કર્તા અને [1]જયકીર્તિ એ તમામ જૈન ગ્રન્થકારો [2]જયદેવને પિંગલ જેટલું મહત્ત્વ આપવા પ્રેરાયા છે એ બાબત એઓ જૈન હોવાનું સૂચવે છે વળી એઓ કેદાર કરતાં વધારે પ્રાચીન અને કેદાર જેટલા તો વ્યવસ્થિત લેખક હોવા છતાં વૈદિક ધર્મના અનુયાયીઓમાં એઓ લોકપ્રિય ન બની શક્યા તે પણ એમના જૈનત્વને આભારી હશે.[3]

ઈ. સ.ની દસમી સદીના ઉત્તરાર્ધમાં થઈ ગયેલા ભટ્ટ હલાયુધે પિંગલના છંદઃસૂત્ર ઉપર ટીકા રચી છે. અહીં ૧, ૧૦ અને ૫, ૮

૧ એમના છંદોઽનુશાસનને અંગે મેં "જયકીર્તિનું છંદોઽનુશાસન" નામના લેખમા વિચાર કર્યો છે આ લેખ અહીંના (સુરતના) "દિગંબર જૈન" (વ ૪૩, અં ૪)મા છપાયો છે

૨ જુઓ જયદામન્ (પૃ ૩૩)

૩ જુઓ જયદામન્‌ની પ્રસ્તાવના (પૃ. ૩૩)

એ બંને ઉપરની ટીકામાં શ્વેતપટના ઉલ્લેખપૂર્વક એમણે નીચે મુજબ કથન કરેલ છે:-

(૧) "वान्ते ग्वक:' इति प्रोक्तं यैश्च श्वेतपटादिभिः"

(૨) "'अन्यद्‌तोऽपि वितानं' श्वेतपटेन यदुक्तम्।
'चित्रपदाऽपि च भो गौ' तेन गतार्थमिवैतत्।"

આ પૈકી "[1]वान्ते ग्वक:" એ જયદેવચ્છન્દસ્ નામની કૃતિના પહેલા અધ્યાયનું ચોથું સૂત્ર છે "अन्यद्‌तो हि वितानं" એમ અ. ૫માં જોવાય છે. "चित्रपदाऽपि च भो गौ" એ અ. ૬માં છે. આથી 'શ્વેતપટ' તે જયદેવ જ છે એમ અનુમાન કરાય છે અને એ અનુમાનને આધારે જયદેવ શ્વેતપટ એટલે શ્વેતાંબર મનાય છે.

કેદારકૃત વૃત્તરત્નાકર ઉપર સુલ્હણે વિ. સં. ૧૨૪૬માં [2]વૃત્તિ રચી છે. એમાં એમણે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:-

"'अन्यद्‌तो हि वितानं' इति शूद्रश्वेतपटजयदेवेन यदुक्तं भोगिति चित्रपदा गः इत्यनेन गतार्थत्वात्"[3]

આથી ઉપરના અનુમાનને ટેકો મળે છે.

**સમયનિર્ણય**— ભટ્ટ હલાયુધે જયદેવનો મુખ્યતયા નિર્દેશ કરીને ઉલ્લેખ કર્યો છે એ હિસાબે એઓ ઇ. સ. ની દસમી સદીના ઉત્તરાર્ધ જેટલા તો પ્રાચીન છે જ એટલે કે વિ. સં. ૧૦૫૬ પૂર્વે થયા છે.

---

૧ આ 'કલિ૰' હેમચન્દ્રસૂરિકૃત છન્દોઽનુશાસન (અ ૧)મા પણ છે.

૨ વૃત્તરત્નાકર(અ. ૧-૬)ને અંગેની આ વૃત્તિ મુંબઈ વિદ્યાપીઠના સામયિકમા (Arts Nos. 26, 28 & 29)મા ત્રણ કટકે ઈ સ ૧૯૫૧, ૧૯૫૩ અને ૧૯૫૪માં અનુક્રમે છપાઈ છે.

૩ જુઓ જયદામનની પ્રસ્તાવના (પૃ ૩૧).

ઇ. સ ૧૦૦૦ કરતાં પહેલાં થઈ ગયેલા સ્વયભૂએ [1]સ્વયંભૂછંદ (૧-૧૪૪)માં નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે.–

"जयदेव–पिंगला सक्कयंमि दोच्चि अ.जइं समिच्छंति।
मंडव्व–भरह–कासव–सेयवपमुहा न इच्छंति॥"[2]

ભરતના નાટ્યશાસ્ત્ર ઉપર અભિનવગુપ્તે [3]ટીકા રચી છે. એના પૃ. ૨૪૪મા જયદેવ વિષે ઉલ્લેખ છે

કન્નડ છંદઃશાસ્ત્રી નાગવર્માએ ઇ. સ ૯૯૦માં રચેલા છન્દોઽમ્બુધિમાં જયદેવનો ઉલ્લેખ કર્યો છે.

વરાહમિહિરની બૃહત્સંહિતા ઉપર ભટ્ટ ઉત્પલે ઇ. સ. ૯૬૬મા ટીકા રચી છે અ. ૧–૩ ઉપરની ટીકામાં છન્દોના જે લક્ષણો એમણે આપ્યાં છે તે આ જયદેવચ્છન્દસ્‌ને આધારે હોય એમ લાગે છે.[4]

શકસંવત્ ૪૨૭ (વિ સં. ૫૬૨)માં પંચસિદ્ધાંતિકા રચનારા વરાહમિહિર આ જયદેવને જાણતા હશે.–

આ ઉપરથી એમ કહી શકાય કે જયદેવ ઇ. સ ૯૦૦ પહેલા ક્યારેક થઈ ગયા છે અને કદાચ ઇ. સં ૬૦૦ કરતાં પણ પહેલાં થયા હશે. પૂજ્યપાદના પણ કદાચ પુરોગામી હશે.

૧ આ કૃતિ "JBBRASમા" ઇ સ ૧૯૩૫માં છપાઈ છે

૨ જુઓ જયદામન્‌ની પ્રસ્તાવના (પૃ ૩૨)

૩ આ ટીકાના મૂળ સહિત ત્રણ ભાગ "ગા૦ પૌ૦ ગ્ર૦"માં ઈ સ ૧૯૨૬, ૧૯૩૪ અને ૧૯૫૪મા અનુક્રમે છપાયા છે

૪ જુઓ પ્રો વેલણકરનો વરાહમિહિર અને ઉત્પલને અંગેનો લેખ આ "શ્રી કે. શાહ સ્મારકગ્રન્થ" (પૃ ૧૪૧–૧૫૨)મા ઈ. સ. ૧૯૪૬માં છપાયો છે

ઉલ્લેખો— વૃત્તજાતિસમુચ્ચય (૬, ૭) ઉપરની ટીકામાં ગોપાલે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:-

"तथा चोक्तमन्यैः – 'एव्वेव पिण्डितेषु (च) सङ्ख्या प्रस्तारविरचिता भवति'।"

આ અવતરણ જયદેવચ્છન્દસ્‌માં અ. ૮ ના શ્લો. ૧૧ તરીકે જોવાય છે.

વૃત્તરત્નાકરની ટીકામાં [1]ત્રિવિક્રમે, જયકીર્તિએ છંદોઽનુશાસન (અ. ૮, શ્લો. ૧૯)માં, 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ છન્દોઽનુશાસન (૨, ૨૯૭; ૩, ૫૧–૫૨)ની સ્વોપજ્ઞ ટીકા નામે છન્દશ્ચૂડામણિમાં, અજ્ઞાત [2]છંદઃશાસ્ત્રીએ કવિદર્પણ (૬, ૧૦)માં, વૃત્તરત્નાકર(અ. ૨, શ્લો. ૩૬)માં નારાયણે અને વૃત્તરત્નાકર (૩, ૩૧; ૫, ૬; અને ૫, ૯)ની ટીકામા બૌદ્ધ રામચન્દ્ર વિબુધે જયદેવ વિષે ઉલ્લેખ કર્યો છે.

વિશેષમાં શીલાંકસૂરિએ સૂયગડ (સુય. ૧, અ. ૨, ઉ. ૧)ની નિજ્જુત્તિ (ગા. ૩૮)ની ટીકામા જે નીચે મુજબનું 'વૈતાલીય' છંદનું લક્ષણ અવતરણરૂપે રજૂ કર્યું છે તે આ જયદેવચ્છન્દસ્ (અ ૪, પૃ ૧૫)-ગત લક્ષણ સાથે લગભગ અક્ષરશઃ મળે છે:-

"वैतालीयं लगैनैधनाः। षड्युक्[3]पादेऽष्टौ [4]समश्चलः॥
न समोऽत्र परेण युज्यते। नैता पद् च निरन्तरा युजोः।"

---

૧ આ મુલ્હણ કરતાં પહેલાં થયા હશે

૨ આ જૈન છે અને એઓ 'કલિ૦' હેમચન્દ્રસૂરિને અનુસરે છે

૩-૪ पादेऽष्टौ અને "समं च लः" એમ બે પાઠાન્તર મળે છે

મુનિ અને સૈતવ—જયદેવે અ. ૫ (પૃ. ૨૦)માં મુનિ અને સૈતવ એ બેના મત નોંધ્યા છે. 'મુનિ'નો અર્થ હર્ષટે પિંગલ કર્યો છે.

વૈદિક છન્દોમાંથી લૌકિક વર્ણવૃત્તો સર્વથા છૂટાં પડી નહિ ગયાં હતાં એવા સમયમાં જયદેવે પોતાની કૃતિ રચી હશે એમ પ્રો. વેલણકરે પૃ. ૩૪માં કહ્યું છે. વિશેષમા એમણે એમ પણ કહ્યું છે કે અભિજ્ઞાન-શાકુંતલ (અંક ૪, શ્લો. ૮)માં જે વૈદિક છંદ વપરાયો છે તે એ પ્રસંગને બરાબર અનુરૂપ છે, પરંતુ એ વૈદિક છન્દોની લૌકિક છન્દો ઉપરની અસર અને પકડની છેલ્લી નિશાની સૂચવે છે. સંક્રાન્તિ-કાળમાં જયદેવ થયાનું પ્રો વેલણકર માને છે. સંસ્કૃત એ વૈદિક ધર્મના જ અનુયાયીઓનો વારસો છે એવી માન્યતા હજી પ્રચલિત હતી એવે સમયે જયદેવે પોતાની કૃતિ રચી હોવી જોઈએ. લૌકિક સંસ્કૃત છન્દો વિષે નિરૂપણ કરનાર એ છન્દોના જન્મદાતા રૂપ વૈદિક છન્દોની અવગણના કરી શકે તેમ ન હતું એવા સમયની જયદેવની કૃતિ હોવાથી એમાં વૈદિક છન્દોને લગતી હકીકત જોવાય છે એમ પ્રો. વેલણકરનું કહેવું છે.

જયદેવચ્છન્દસ્ ઉપર હર્ષટની વિવૃતિ, વર્ધમાનની વૃત્તિ અને શ્રીચન્દ્રનું ટિપ્પણ છે.

હર્ષટ— આ મુકુલભટ્ટના પુત્ર થાય છે. એમના નામનો વિચાર કરતાં એઓ કાશ્મીરના હોવા જોઈએ. કાવ્યપ્રકાશના કર્તા મમ્મટે એક મુકુલભટ્ટનો ઉલ્લેખ કર્યો છે. એમણે અભિધાવૃત્તિમાતૃકા રચી છે અને એમનો સમય ઇ. સ. ૯૨૫ની આસપાસનો છે આ જ મુકુલભટ્ટના પુત્ર તે હર્ષટ છે કે કેમ એનો નિર્ણય કરવો બાકી રહે છે; બાકી હર્ષટની ટીકાની હાથપોથી જે વર્ષમાં લખાયેલી મળે છે એ હિસાબે હર્ષટ ઇ. સ. ૧૧૨૪ પહેલાં થયા છે.

[1]છન્દોઽનુશાસન (લ. વિ. સં. ૧૦૫૦)—આના કર્તા કાનડી દિ. [2]જયકીર્તિ છે. એમણે આ પદ્યાત્મક કૃતિ રચવામાં જનાશ્રય, જયદેવ, પિંગલ, પાદપૂજ્ય (પૂજ્યપાદ), માંડવ્ય અને સૈતવની છન્દોવિષયક કૃતિઓનો ઉપયોગ કર્યો છે.[3] એમણે આ કૃતિ નિમ્નલિખિત નામવાળા આઠ અધિકારોમાં વિભક્ત કરી છેઃ—

(૧) સંજ્ઞા, (૨) સમ-વૃત્ત, (૩) અર્ધ-સમ-વૃત્ત, (૪) વિષમ-વૃત્ત, (૫) આર્યા-જાતિ-માત્રાસમક-જાતિ, (૬) મિશ્ર, (૭) કર્ણાટવિષયભાષા-જાતિ અને (૮) પ્રસ્તારાદિ-પ્રત્યય.

આ કૃતિમાં વૈદિક છન્દોને સ્થાન અપાયું નથી, પણ [4]કન્નડ (કાનડી) છન્દોને અપાયું છે.

સમગ્ર લખાણ માટે મુખ્યતયા અનુષ્ટુભ્, આર્યા અને સ્કન્ધક યાને આર્યાગીતિ એ ત્રણ છન્દોનો ઉપયોગ કરાયો છે. આ ઉપરાંત છન્દોનાં લક્ષણો તે તે છન્દમાં અપાયાં છે. એ રીતના બીજા પણ છન્દો છે. પૃ. ૪૫માં એમણે 'ઉપજાતિ'ને માટે 'ઇન્દ્રમાલા' એવું અન્ય નામ નોંધ્યું છે. પૃ. ૪૬માં મુનિ હમસાગરના, પૃ. ૫૨માં શ્રીપાલ્યકીર્તિશના અને સ્વયંભૂવેશના અને પૃ. ૫૬માં કવિ ચારુકીર્તિ મુનિના મત વિષે ઉલ્લેખ છે.

૧ આ પ્રકાશિત છે (જુઓ પૃ ૧૩૪). આની એક હાથપોથી વિ. સં. ૧૧૯૦માં લખાયેલી છે. આ કૃતિને અંગેના મારા લેખ માટે જુઓ પૃ ૧૩૫.

૨ "છન્દઃશાસ્ત્રી જયકીર્તિ તે કોણ?" એ નામનો મારો લેખ "દિગમ્બર જૈન" (વ. ૪૩, અં. ૫)માં પ્રસિદ્ધ થયો છે.

૩ જુઓ આઠમા અધિકારનું અંતિમ (૧૯મું) પદ્ય.

૪ આની માહિતી માટે જુઓ પ્રો. વેલણકરનો ઈ. સ ૧૯૪૫માં "JBBRAS"માં પ્રસિદ્ધ થયેલો લેખ. મુંબઈ વિદ્યાપીઠના સામયિક (Arts No 22)માં ઈ સ ૧૯૪૭ના જાન્યુઆરીના અંકમાં પણ આ છન્દો વિષે લેખ છે.

પૃ ૬૬માં ચોવીસ માટે 'જિન' સંજ્ઞા વપરાઈ છે. સંજ્ઞાધિકારના નામના પહેલા અધિકારના શ્લો. ૨૨માં 'કર્ણાટક'નો અને પૃ. ૬૬માં 'કર્ણાટ'નો તેમજ 'કર્ણાટક'નો ઉલ્લેખ છે. પૃ. ૬૭માં કર્ણાટ–માલતીમાધવ અને કર્ણાટ–કુમારસંભવનો અને પૃ. ૬૬માં શૃંગારપિંડ કાવ્યનો ઉલ્લેખ છે.

જયકીર્તિએ અ. ૧, શ્લો ૧૩માં કહ્યું છે કે [1]પિંગલ, વસિષ્ઠ, કૌણ્ડિન્ય, કપિલ અને કંબલ મુનિ યતિ ઇચ્છે છે, જ્યારે ભરત, કોહલ, [2]માંડવ્ય, અશ્વતર, સૈતવ વગેરે એ ઇચ્છતા નથી.

જયકીર્તિનું છન્દોઽનુશાસન એ સંસ્કૃત છંદઃશાસ્ત્રને લગતો એક મહત્ત્વનો ગ્રન્થ છે. એનું સ્થાન કાલક્રમ અને વિકાસની દૃષ્ટિએ કેદારના વૃત્તરત્નાકર અને 'કલિ૦' હેમચન્દ્રસૂરિના છન્દોઽનુશાસનની વચ્ચે છે એમ પ્રો. વેલણકરનું કહેવું છે એમણે એમની પ્રસ્તાવના (પૃ. ૩૭–૩૮)માં જયકીર્તિનો સમય ઇ સ ૧૦૦૦ની આસપાસનો દર્શાવ્યો છે અને તેને માટે એ કારણ આપ્યું છે કે ઇ. સ. ની દસમી સદીના પૂર્વાર્ધમાં–ઇ. સ. ૯૫૦ના અરસામાં થઇ ગયેલા અસગ વગેરે વિષે જયકીર્તિએ સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે (જુઓ અ. ૭, પૃ ૬૭).

ધમ્મોવએસમાલા ઉપર વિ. સં. ૯૧૫માં વિવરણ રચનારા [3]જયસિંહસૂરિના શિષ્ય અને ૧૧૬ ગાથામાં જ૦ મ૦માં સીલોવએસ-માલા રચનારનું નામ જયકીર્તિ છે. શું આ પ્રસ્તુત છંદઃશાસ્ત્રી છે?

---

૧–૨ માંડવ્યનો તેમજ કૌષ્ટુકિ, તંડિન્, યાસ્ક, કાશ્યપ, સૈતવ અને રાટનો ઉલ્લેખ પિંગલે કર્યો છે. જુઓ M. Krishnamachariarનું પુસ્તક History of Classical Sanskrit Literature (p 902).

૩ જુઓ "અનેકાન્ત" (વ. ૧, કિ. ૬–૭, પૃ. ૩૨૬)ગત પં. નાથૂરામ પ્રેમીના લેખ ઉપરનું સંપાદકીય ટિપ્પણ તેમજ જૈ૦ સા૦ ઇ૦ (પૃ. ૫૨૬).

જોઇંદુ (યોગીન્દુ)કૃત યોગસારની હાથપોથી વિ. સં. ૧૧૯૨માં જેઠ સુદ તેરસે લખાઈ છે. એ લખાવનાર જયકીર્તિસૂરિના શિષ્ય અમલકીર્તિ છે એમ નિમ્નલિખિત પદ્ય જોતાં જણાય છે:—

"श्रीजयकीर्तिसूरीणां शिष्येणामलकीर्तिना।

लेखितं योगसाराख्यं विद्यार्थिधामकीर्तिना॥"

જો અહીં નિર્દેશાયેલા જયકીર્તિ તે જ પ્રસ્તુત છંદઃશાસ્ત્રી હોય તો એમના શિષ્યનું નામ અમલકીર્તિ હતું એમ આપણે કહી શકીએ.

ચિતોડગઢનો એક શિલાલેખ વિ. સં. ૧૨૦૭માં લખાયેલો છે. એમાં અંતમાં નીચે મુજબ ઉલ્લેખ છે:—

"श्रीजयकीर्तिशिष्येण दिगंबरगणेशिना।

प्रशस्तिरीदृशीचक्रे..श्रीरामकीर्तिना

संवत् १२०७ सूत्रधा..."[1]

આ ઉપરથી એમ કહી શકાય કે દિ૰ જયકીર્તિને રામકીર્તિ નામે શિષ્ય હતા. અહીં આપેલો સંવત્ વૈક્રમીય હોય તો આ જયકીર્તિનો સમય વિ. સં. ૧૧૯૦ની અર્થાત્ ઇ. સ. ૧૧૩૪ની આસપાસનો ગણાય. છંદઃશાસ્ત્રી જયકીર્તિનો સમય પ્રો. વેલણકરને મતે ઇ. સ. ૧૦૦૦ની આસપાસનો છે.[2] આ બાબત સાચી જ નીકળે તો છંદઃશાસ્ત્રી જયકીર્તિ શિલાલેખમાં નિર્દેશાયેલા દિ૰ જયકીર્તિથી ભિન્ન ઠરે; બાકી છંદઃશાસ્ત્રીનો સમય સો વર્ષ જેટલો અર્વાચીન ઠરે એટલે કે ઇ. સ. ૧૧૦૦નો ઠરે તો આ બંને એક હોવાની કલ્પના કરી શકાય.

૧ જુઓ જૈ૰ સા૰ ઇ૰ (પૃ ૫૨૬)

૨ જુઓ પૃ. ૧૪૧

છન્દઃશાસ્ત્ર (લ. વિ. સં. ૧૦૮૦)— આના કર્તા વિ. સં. ૧૦૮૦માં બુદ્ધિસાગર વ્યાકરણ રચનારા બુદ્ધિસાગરસૂરિ છે એમ ગુણચન્દ્રગણિએ વિ. સં. ૧૧૩૯મા પૂર્ણ કરેલા મહાવીરચરિયની પ્રશસ્તિ (શ્લો.      ) જોતાં જણાય છે પણ આ છન્દઃશાસ્ત્ર સંસ્કૃતમાં છે કે કેમ તે જાણવું બાકી રહે છે. બાકી ઉપર્યુક્ત ઉલ્લેખનું સમર્થન કરનારું સાધન મળે છે અને એ તો વર્ધમાનસૂરિએ વિ. સં. ૧૧૪૦માં રચેલી મનોરમાકહાની પ્રશસ્તિ છે. આ છંદઃશાસ્ત્ર ગમે તે ભાષામા હોય પણ એ વિ. સ. ૧૦૮૦ની આસપાસની રચના હોય એમ લાગે છે, અને જો ઉપર્યુક્ત જયકીર્તિનો સમય ઇ સ. ૧૦૦૦ની લગભગનો હોય તો તેમનું છંદોડનુશાસન પણ લગભગ આ સમયનું હશે. આમ આ બે કૃતિઓ પ્રાય. સમકાલીન હશે.

છંદઃશેખર (ઉ. વિ. સં. ૧૧૭૯)— આના કર્તા રાજશેખર છે. એમના કથન મુજબ એઓ ઠક્કર દુદ્દક અને નાગદેવીના પુત્ર થાય છે અને યશના પુત્ર લાહરના એઓ પૌત્ર છે આ કૃતિ ભોજદેવને પ્રિય હોવાનું અહીં કહ્યું છે. આની એક હાથપોથી વિ. સં. ૧૧૭૯માં લખાયેલી મળે છે. આ કૃતિનું પાંચમું પ્રકરણ સંસ્કૃતમાં છે અને એમા ઉત્સાહથી માંડીને દ્વિપદી સુધીના 'અપભ્રંશ' છંદોનું નિરૂપણ છે. આ કૃતિને અંગે પ્રો વેલણકરે "Chandas's' ekhara of Rājas'ekhara" નામનો [1]લેખ લખ્યો છે.

સમાનનામક કૃતિ—જયશેખરે છંદઃશેખર રચ્યાનો ઉલ્લેખ મળે છે પણ એમને વિષે કે એમની આ કૃતિ વિષે વિશેષ માહિતી મને મળી નથી. આથી જો આ જયશેખર તે જૈનકુમારસંભવના કર્તા અંચલગચ્છીય જયશેખર જ હોય તો એમનો પરિચય આગળ ઉપર મેં આપ્યો છે.

૧ આ લેખ "JBBRAS" (Vol. 22)માં ઈ સ ૧૯૪૬મા છપાયો છે

[1]છન્દોઽનુશાસન (લ. વિ. સં. ૧૨૧૦)—આ નામ એના કર્તા 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ આદ્ય મંગલશ્લોકમાં આપ્યું છે. સાથે સાથે એમણે આ કૃતિ શબ્દાનુશાસન અને કાવ્યાનુશાસન બાદ રચાઇ છે અને એમાં કાવ્ય માટે ઉપયોગી છંદોનું નિરૂપણ છે એ વાત કહી આના પછી સૂત્રરૂપે છંદઃશાસ્ત્રની યોજના કરી છે, હેમ કાવ્યાનુશાસન (અ. ૩, સૂ. ૫) ઉપરની અલંકારચૂડામણિ નામની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ. ૨૧૪)માં પ્રસ્તુત [2]છંદોઽનુશાસન જોવાની ભલામણ કરાઈ છે.

છન્દોઽનુશાસનનું નામ જિનપ્રભસૂરિએ [3]અજિય-સંતિ-થયના ઉપરની વિ. સં. ૧૩૬૫ની વૃત્તિમાં છંદશ્ચૂડામણિ આપ્યું છે.[4]

---

૧ આ કૃતિ સ્વોપજ્ઞ વૃતિ સહિત દેવકરણ મૂલચંદ્ર (મૂળજી) તરફથી ઈ. સ ૧૯૧૨મા છપાવાઈ છે એનું સંપાદન 'આગમોદ્ધારક' આનંદસાગરસૂરિજીએ મુનિ-અવસ્થામા કર્યું છે. એમણે પ્રારંભમા મૂળ માત્ર આપી ત્યાર બાદ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત મૂળ આપ્યુ છે. એમણે સંસ્કૃતમા નાનકડી પ્રસ્તાવના લખી છે એના પછી ભરતના મતે તેમજ અન્ય છંદ શાસ્ત્રીઓના મતે છંદોના જે નામાતર 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ આપ્યા છે તેની નોધ લીધી છે આ પમા "प्रायोऽपभ्रंशे" એવું સૂત્ર પ્રારંભમા નોધાયુ નથી, જો કે એ હોવુ જોઇએ એમ એની સ્વોપજ્ઞ વૃતિ જોતા જણાય છે.

પ્રો. હરિ દામોદર વેલણકરે ચોથા અધ્યાયના ઉત્તરાર્ધથી—ગીતિના લક્ષણથી માંડીને તે સાતમા અધ્યાયના અંત સુધીનો ભાગ સ્વોપજ્ઞ વૃત્તિ તેમજ પર્યાય સહિત સંપાદિત કર્યો છે (પરંતુ ઉદાહરણોના મૂળ સૂચવ્યા નથી) એ ભાગ બે કટકે "JBBRAS"ના Vol. 19 અને Vol 20માં અનુક્રમે ઈ સ. ૧૯૪૩ અને ૧૯૪૪મા પ્રકાશિત થયો છે આના અનુસંધાનરૂપ લેખ આ સામયિક (Vol 22)મા ઈ સ. ૧૯૪૬માં છપાયો છે એ દ્વારા "પ્રાકૃત અને અપભ્રંશ છંદો"ની સૂચી અપાઈ છે

૨ ખરી રીતે એની સ્વોપજ્ઞ વૃત્તિની—અ. ૧, સૂ. ૧૫ની વૃત્તિની ભલામણ છે આથી એમ કહી શકાય કે 'કલિ૦' હેમચન્દ્રસૂરિ વૃત્તિનો મૂળને નામે ઉલ્લેખ કરે છે.

૩ આના પરિચય વગેરે માટે જુઓ D C G C M (Vol. XVII, pt. 4, pp 1-10) તેમજ મારો લેખ નામે "અજિયસંતિથય (અજિતશાંતિસ્તવ) અને એના અનુકરણો". આ લેખ "આત્માનંદ પ્રકાશ" (પૃ. ૪૯, અં. ૪-૫)મા છપાયો છે.

૪ જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૧૨૭).

છંદોઽનુશાસન એ આઠ અધ્યાયમાં વિભક્ત છે. આગમોદ્ધારકની આવૃત્તિ પ્રમાણે એમાં અનુક્રમે નીચે મુજબની સંખ્યામાં સૂત્રો છે:—

૧૬, ૪૧૫, ૭૩, ૯૧, ૪૯, ૩૦, ૭૩ અને ૧૭.

આમ કુલ્લે અહીં ૭૬૪ સૂત્રો છે.

આ કૃતિની સ્વોપજ્ઞ વૃત્તિમાં કહ્યું છે તેમ અહીં વૈદિક છંદોની ચર્ચા નથી.

પ્રથમ અધ્યાયમાં છંદઃશાસ્ત્રને લગતી પરિભાષાનું એટલે કે વર્ણગણ, માત્રાગણ, વૃત્ત, સમવૃત્ત, વિષમવૃત્ત, અર્ધસમવૃત્ત, પાદ અને યતિનું નિરૂપણ છે.

બીજા અધ્યાયમાં સમવૃત્ત છંદના પ્રકારો અને ગણોની યોજના અને અંતમાં દંડકના પ્રકારો વિચારાર્યા છે. અહીં ૪૧૧ છંદોનાં લક્ષણો અપાયાં છે.

ત્રીજા અધ્યાયમાં અર્ધ-સમ, વિષમ, વૈતાલીય, માત્રા-સમક, ઇત્યાદિ ૭૨ છંદનાં લક્ષણ અપાયાં છે.

ચોથા અધ્યાયમાં પાઇય છંદોના [1]આર્યા, [2]ગલિતક, ખંજક અને શીર્ષક એમ મુખ્ય ચાર વિભાગો પડાયા છે. પહેલા વિભાગના પચ્ચીસેક છંદોનાં, બીજાના ત્રેવીસેકનાં એમ વિવિધ છંદોનાં લક્ષણ અહીં નજરે પડે છે. ટૂંકમાં કહું તો પાઇય ભાષાના બધા માત્રામેળ છંદ અહીં વિચારાયા છે.

૧ ગીતિ, ઉપગીતિ અને ઉદ્ગીતિ એ આર્યાના પ્રકારો છે.

૨ પ્રવરસેનકૃત રાવણવહ યાને સેઉબંધમા ૪૪ પદ્યો 'ગલિતક'મા છે. એના સાત પ્રકાર વગેરે માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ. ૧૩૩).

પાંચમા અધ્યાયથી 'અપભ્રંશ' છંદોનો અધિકાર શરૂ થાય છે. એમાં ઉત્સાહ, રાસક, રડ્ડા, રાસાવલય, ધવલમંગલ વગેરે છંદોનાં લક્ષણ રજૂ કરાયાં છે.

છઠ્ઠા અધ્યાયમાં ષટ્પદી અને ચતુષ્પદીના વિવિધ પ્રકારો વિચારાયા છે. પ્રારંભમાં ધ્રુવા, ધ્રુવક યાને ઘત્તાનું લક્ષણ અપાયું છે.

સાતમા અધ્યાયમાં 'અપભ્રંશ' સાહિત્યમાં નજરે પડતી દ્વિપદીની ચર્ચા છે.

આઠમા અધ્યાયમાં [1]પ્રસ્તાર વગેરેની સમજણ અપાઇ છે.

આમ આ કૃતિ લૌકિક સંસ્કૃત, પાઇય અને 'અપભ્રંશ'ના જાતજાતના છંદો વિષે પ્રકાશ પાડે છે. એની આ મહત્તામાં એની સ્વોપજ્ઞ વૃત્તિગત સ્પષ્ટીકરણ અને ઉદાહરણો વૃદ્ધિ કરે છે. આથી એમ પ્રશ્ન પૂછવા હું લલચાઉં છું કે આના કરતાં સુગમ અને સાંગોપાંગ એવી કોઇ અન્ય કૃતિ છે ખરી ?

મુનિવર નંદિષેણે જાતજાતના અને કેટલાક તો વિરલ જણાતા છંદોમાં **અજિયસંતિથય**ની રચના કરી છે. આ [2]તમામ છંદોનાં નામ પ્રસ્તુત છંદોડનુશાસનમાં જણાતાં નથી. જે નામથી જે છંદોનાં લક્ષણો અહીં અપાયાં નથી તે છંદોનાં લક્ષણો અન્ય નામથી અપાયાં છે ખરાં ? જો ન જ અપાયાં હોય (અને લાગે છે તો એમ જ)[3] તો એનું શું કારણ

૧ સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૪૬આ)માં કહ્યું છે કે વૃત્તોનો વિસ્તૃત વિન્યાસ અર્થાત્ છંદોનો વિસ્તૃતપણે વિસ્તાર તે 'પ્રસ્તાર' છે.

૨ બધા મળીને ૨૮ છંદો છે અને 'ગાહા'ના પાચ ઉપપ્રકારોને ભિન્ન ગણીએ ૩૨ થાય.

૩ **અજિયસંતિથય** ઉપર જિનપ્રભસૂરિએ **બોધિદીપિકા** (કેટલાક આને બોધદીપિકા કહે છે)મા તમામ છંદોના લક્ષણો હૈમ છંદોડનુશાસનમાંથી ન આપતાં કેટલાકના કવિદર્પણમાંથી આપ્યા છે એ વાત અહીં વિચારવી ઘટે

હશે ? શું આ પાઇય સ્તોત્રથી હેમચન્દ્રસૂરિ અપરિચિત હશે કે આ સ્તોત્ર એમના સમય પછી રચાયું હશે કે અન્ય જ કારણ હશે ?

[૧]સ્વોપજ્ઞ વૃત્તિ— જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૧૭) પ્રમાણે તો આનું જ નામ છન્દશ્ચૂડામણિ છે. શરૂઆતમાં 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ અનુશાસનનો અર્થ 'પૂર્વાચાર્યોના શાસનને અનુસરનાર' એવો કર્યો છે, જો કે કેટલીક વાર છંદનાં નામો અન્ય પ્રકારનાં આપ્યાં છે. અહીં એમણે ભરત, સૈતવ, પિંગલ, જયદેવ, કાશ્યપ અને સ્વયંભૂનો તેમજ [૨]સિદ્ધસેન (દિવાકર), સિદ્ધરાજ, કુમારપાલ વગેરેનો ઉલ્લેખ કર્યો છે. કુમારપાલનો જે અહીં ઉલ્લેખ છે એ ઉપરથી આ વૃત્તિ તો એમના સમયમાં રચાયાનું ફલિત થાય છે.

અ૦ ૧, સૂ. ૧૫ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૨ અ)માં [૩]"नमोऽस्तु वर्धमानाय"થી શરૂ થતી સ્તુતિનું આદ્ય પદ્ય પાદાન્તે યતિના ઉદાહરણરૂપે અપાયું છે

અ. ૪, સૂ. ૧ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૨૬આ)માં કહ્યું છે કે 'આર્યા' તે જ સંસ્કૃતેતર ભાષાઓમાં 'ગાથા' કહેવાય છે.

અ ૪, સૂ. ૫૫ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૩૦ અ)માં નીચે મુજબનું પદ્ય છે:—

"जयति विजितान्यतेजाः सुरासुराधीशसेवितः श्रीमान् ।
विमलस्त्रासविरहितस्त्रिलोकचिन्तामणिर्वीरः ॥"

અ. ૨, સૂ. ૧૫૫ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૭અ)માં ઉપજાતિના ચૌદ પ્રકારો દર્શાવી ત્યાર બાદ પત્ર ૭અમાં દસવેયાલિય (અ. ૨)ના પાંચમા પદ્યનો

૧ આ પ્રકાશિત છે જુઓ પૃ ૧૪૪

૨ એમણે રચેલી પ્રથમ દ્વાત્રિંશિકાનું ૩૦મું પદ્ય પત્ર ૧અમાં ઉદ્ધૃત કરાયું છે

૩ આ ત્રણ પદ્યની સ્તુતિ ત્રણ ભિન્ન ભિન્ન છંદમાં છે છંદની દૃષ્ટિએ એ 'વિશાલલોચનથી' શરૂ થતી સ્તુતિ સાથે સામ્ય ધરાવે છે.

અને અ. ૯, ઉ. ૧ના બીજા પદ્યનો અંશ ઉદ્ધૃત કરાયો છે.

અ. ૪, સૂ ૫ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૨૭ આ)માં 'કમલા'થી શરૂ થતાં ત્રણ પદ્યો [1]ગાહા-લક્ખણમાં ૪૦માથી ૪૨મા પદ્યરૂપે કંઇક પાઠભેદપૂર્વક જોવાય છે.

અ ૫, સૂ. ૧૬ની સ્વોપજ્ઞ વૃત્તિ (પત્ર ૩૬અ)માં તિલકમંજરી (પૃ. ૧૭૭).ગત "शुक्लशिखरिणि"થી શરૂ થતું પદ્ય ઉદ્ધૃત કરાયું છે.

અ. ૬, સૂ. ૧ની સ્વોપજ્ઞ વૃતિ (પત્ર ૪૨આ)માં મુંજના પાંચ દૂહાના મુખ્ય પ્રતીક આપી એને કામદેવનાં પાંચ બાણ સાથે સરખાવ્યાં છે. આ પૈકી બે [2]દૂહા આ પછી અપાયા છે; બાકીના ત્રણની તપાસ કરવી બાકી રહે છે.

અ. ૭માં દ્વિપદી-ખંડનું ઉદાહરણ શ્રીહર્ષની રત્નાવલીમાથી અપાયું છે.

શાસ્ત્રીય ચર્ચાની તેમજ ઐતિહાસિક સામગ્રીની દૃષ્ટિએ મહત્ત્વની આ વૃત્તિમાં જે અનેક સંસ્કૃત અને પાઇય ઉદાહરણો અપાયાં છે એ સર્વેનાં મૂળ શોધાવાં જોઇએ.

**વૃત્તિ**— મૂળ કૃતિ ઉપર કે પછી એની આ સ્વોપજ્ઞ વૃત્તિ ઉપર 'ન્યાયાચાર્ય' યશોવિજયગણિએ આ રચ્યાનું મનાય છે જૈ૦ ગ્રં૦ (પૃ. ૧૦૭)માં આ ન્યાયાચાર્યને છન્દશ્ચૂડામણિટીકાના કર્તા કહ્યા છે.

**ટીકા**— આના રચનાર વર્ધમાનસૂરિ છે.

[3]**રત્નમંજૂષા**— આ અજ્ઞાતકર્તૃક [4]સૂત્રાત્મક સંસ્કૃત છંદઃશાસ્ત્રમાં

---

૧ આના પરિચય માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ. ૬૨-૬૪)

૨ એમનો એક દૂહો પાઠભેદપૂર્વક સિ૦ હે૦ (અ ૮, સૂ ૩૯૫)ની સ્વોપજ્ઞ વૃત્તિમા જોવાય છે.

૩ આનું અજ્ઞાતકર્તૃક ભાષ્ય સહિતનું સંપાદન ભોજ-પત્ર ઉપર લખાયેલી એ કાનડી હાથપોથીના આધારે પ્રો હરિ દામોદર વેલણકરે અંગ્રેજી પ્રસ્તાવના અને ટિપ્પણો સહિત કર્યું છે અને એ "ભારતીય જ્ઞાનપીઠ" કાશીથી ઈ. સ ૧૯૪૯મા "સુભાષ્ય રત્નમંજૂષા"ના નામથી પ્રસિદ્ધ થયું છે. એમાં અંતમાં ભાષ્યગત પદ્યોની અનુક્રમણિકા તેમજ છંદોની સૂચી એમ બે પરિશિષ્ટ છે

૪ બધાં મળીને ૨૬+૨૮+૨૮+૨૦+૩૭+૩૮+૩૪+૧૯=૨૩૦ સૂત્રો છે

'વૈદિક' છંદોને સ્થાન અપાયું નથી. સામાન્ય રીતે પિંગલના છંદ:શાસ્ત્રને અનુસરતી આ કૃતિ આઠ અધ્યાયોમાં વિભક્ત કરાયેલી છે આ કૃતિમાં કેટલાક છંદો એવા છે કે જે પિંગલના છંદ:શાસ્ત્રમાં કે કેદારકૃત વૃત્તરત્નાકરમાં જોવાતાં નથી, પરંતુ હૈમ છંદોઽનુશાસનમાં નજરે પડે છે. આ બાબતને તેમજ એની ઉપર કોઇક જૈને ટીકા રચી છે એને લક્ષ્યમાં રાખી પ્રો. વેલણકરે પ્રસ્તુત કૃતિના કર્તા 'જૈન' હોવાની સંભાવના કરી છે.

પ્રથમ અધ્યાયમાં ગ્રંથકારે કામમા લીધેલી વિવિધ સંજ્ઞાઓનું નિરૂપણ છે. પિંગલે છંદ:શાસ્ત્રમાં મ્, ય્, ર્, સ્, ત્, જ્, ભ્, અને ન્ એમ અક્ષર-ગણો માટે આઠ ચિહ્ન વાપર્યાં છે જ્યારે અહીં એ માટે અનુક્રમે ક્, ચ્, ત્, પ્, શ્, ષ્, સ્ અને હ્ એમ આઠ વ્યંજનોનો તેમજ આ, એ, ઔ, ઈ, અ, ઉ, ઋ અને ઇ એમ આઠ સ્વરોનો આમ બે રીતે ચિહ્નોનો ઉલ્લેખ કરાયો છે વળી બે દીર્ઘ અક્ષર માટે ય્, એક હ્રસ્વ અને એક દીર્ઘ માટે ર્, એક દીર્ઘ ને એક હ્રસ્વ માટે લ્, બે હ્રસ્વ માટે વ્, એક દીર્ઘ અક્ષર માટે મ્ અને એક હ્રસ્વ અક્ષર માટે ન્‌ની યોજના કરાઇ છે. આ ઉપરાંત ૧, ૨, ૩, ૪ ઇત્યાદિ અંક દર્શાવવા માટે દ, દા, દિ, દી ઇત્યાદિનો અને કેટલીક વાર એમાં 'ણ્'નો પ્રક્ષેપ કરીને ઉપયોગ કરાયો છે. જેમકે દ = દણ્ = ૧; દા = દાણ્ = ૨ ઇત્યાદિ.

બીજા અધ્યાયમાં આર્યા, ગીતિ, આર્યાગીતિ, ગલિતક તેમજ 'ઉપચિત્રક' વર્ગનાં અર્ધસમવૃત્તોનાં લક્ષણ અપાયાં છે.

ત્રીજા અધ્યાયમાં વૈતાલીય, માત્રાવૃત્તોના 'માત્રાસમક' વર્ગો, ગીત્યાર્યા, વિશિખા, કુલિક, [1]નૃત્યગતિ અને [2]નટચરણનાં લક્ષણો રજૂ કરાયા છે.

૧–૨ "નટચરણ અને નૃત્યગતિ" નામનો મારો લેખ "જૈ૦ ધ૦ પ્ર૦" (પુ. ૬૬, અં ૧૧)મા છપાયો છે આ બેનાં લક્ષણ હૈમ છંદોઽનુશાસન સિવાય અન્યત્ર હોય એમ જાણવામા નથી

આ વીરભદ્ર 'વઘેલ' વંશમાં ઉત્પન્ન થયેલા ક્ષત્રિય છે. એમણે વાત્સ્યાયનકૃત કામસૂત્રના વિષયોનું નિરૂપણ આર્યા છંદમાં કર્યું છે. એમણે પ્રસ્તુત કૃતિ સાધારણ, સાંપ્રયોગિક, કન્યા-સંપ્રયુક્તક, ભાર્યાધિકારિક, પારદારિક, વૈશિક અને ઔપનિષદિક એ નામનાં સાત અધિકરણોમાં વિભક્ત કરી છે. આ દરેકના પેટાવિભાગરૂપ ઓછાવત્તા અધ્યાયો છે. બધા મળીને ૩૬ (૫+૧૦+૫+૨+૬+૬+૨) અધ્યાયો છે. પ્રારંભમાં કર્તાએ પોતાનો પરિચય આપ્યો છે અને કામસૂત્ર રચનારા વિવિધ ગ્રંથકારોનાં નામો ગણાવ્યાં છે.

નિમ્નલિખિત કૃતિઓનાં નામ વિચારતાં એમાં પ્રસ્તુત વિષય ચર્ચાયો હોય તો ના નહિ :—

કામપ્રદીપ— આના કર્તા ગુણાકર છે.

[૧]કોકપ્રકાશસાર— આ અજ્ઞાતકર્તૃક કૃતિની એક હાથપોથી ભાં૦ પ્રા૦ સં૦ મં૦માં છે.

---

૧. નર્બુદાચાર્યે વિ. સં. ૧૬૫૩મા કોકશાસ્ત્ર-ચોપાઇ રચી છે

## પ્રકરણ ૧૦ : સ્થાપત્ય અને મુદ્રાશાસ્ત્ર

કળાના વિવિધ પ્રકારો છે. એમાંનો એક પ્રકાર તે [1]શિલ્પ-કળા છે. બાંધકામની વિદ્યાને 'શિલ્પ-વિદ્યા' અને એનું નિરૂપણ કરનાર ગ્રંથને 'શિલ્પ-શાસ્ત્ર' કહે છે. શિલ્પ-શાસ્ત્રનુ બીજુ નામ '[2]સ્થાપત્ય' છે. સ્થાપત્યનો અર્થ ઇમારત, બાંધકામ એમ પણ કરાય છે. પ્રસ્તુતમાં પ્રથમ અર્થ અભિપ્રેત છે આબુ, રાણકપુર, શત્રુંજય વગેરે જૈન તીર્થસ્થળોમા આવેલાં ભવ્ય મંદિરો જૈન સ્થાપત્યના ઉત્તમ નમૂના પૂરા પાડે છે.

ધાર્મિક તેમજ નાગરિક એમ ઉભય પ્રકારની શિલ્પકળાની સામગ્રી રાયપ્પસેણઇજ્જ તેમજ કપ્પનુ ભાસ પૂરી પાડે છે. રાય૦મા સૂર્યાભદેવે રચાવેલા વિમાનનુ ઝીણવટભર્યું વર્ણન છે. એ ઉપરથી એક નવ્ય અને ભવ્ય પ્રાસાદ ઊભો થઇ શકે. વિશેષમાં આ વર્ણન સ્થાપત્યને અંગેના કેટલાક પારિભાષિક શબ્દો પણ પૂરા પાડે છે. વળી સમવસરણને લગતી જે હકીકત આગમિક તેમજ અનાગમિક સાહિત્યમા મળે છે તે પણ સ્થાપત્યનો વિષય બની શકે તેમ છે. ભિન્ન ભિન્ન પ્રકારનાં નગરોનું તેમજ ગૃહનિર્માણકળા અને શિલ્પકળાનું વિસ્તૃત વર્ણન

---

૧ સ્વ૦ હિમાંશુવિજયે "શિલ્પના બે જૈન ગ્રંથો" નામનો લેખ લખ્યો છે અને એ "બુદ્ધિપ્રકાશ" (પૃ ૮૭, અં ૧, પૃ ૨૨-૨૯)મા છપાયો છે

૨ આપણા દેશના સ્થાપત્ય વિષે અંગ્રેજીમા બે મહત્ત્વના ગ્રંથ છે.—

(અ) History of Indian and Eastern Architecture

(આ) Indian Architecture

આ પૈકી પ્રથમ ગ્રંથ જેઇમ્સ ફર્ગ્યુસને રચ્યો છે અને એના બંને ભાગ ઈ સ. ૧૯૧૦મા પ્રકાશિત થયા છે બીજો ગ્રંથ ઈ બ હાવેલ (Havell)ની રચના છે એની બીજી આવૃત્તિ ઈ સ ૧૯૨૭મા છપાઈ છે ફર્ગ્યુસનના ગ્રંથમા જૈન સ્થાપત્ય વિષે જેટલુ લખાણ છે તેના પ્રમાણમા હાવેલના ગ્રંથમા બહુ જ થોડું લખાણ છે

જૈન સાહિત્યમાં મળે છે, ડૉ. મોતીચન્દ્રે "जैनागम और स्थापत्य" નામનો એક [1]લેખ લખ્યો છે.

આ પ્રમાણોની મહત્ત્વની સામગ્રી હોવા છતાં સ્થાપત્ય સંબંધી જૈન કૃતિઓ આંગળીને વેઢે ગણાય એટલી ઓછી સંખ્યામાં જોવાય છે. [2]ઠક્કુર ફેરુએ વિ. સં. ૧૩૭૨માં રચેલું વત્થુસારપયરણ પાઇયમાં છે. આનો પરિચય મેં પા૦ ભા૦ સા૦ (પૃ. ૧૮૫)માં આપ્યો છે.

શિલ્પ-શાસ્ત્ર— આ નામની એક કૃતિ ભટ્ટારક એકસંધિએ રચી છે એમ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૮૩)માં નોંધ છે, અને એના આધાર તરીકે રાઇસ (Rice) દ્વારા તૈયાર કરાયેલા અને ઇ. સ. ૧૮૮૪માં બેંગલોરથી પ્રસિદ્ધ કરાયેલા A Catalogue of Sanskrit Manuscripts in Mysore and Koorg (પૃ. ૩૧૬)નો ઉલ્લેખ કર્યો છે.

મુદ્રાશાસ્ત્ર— સિક્કાઓનું પણ શાસ્ત્ર છે. એને 'મુદ્રાશાસ્ત્ર' કહે છે. ઉપર્યુક્ત ઠક્કુર ફેરુએ ૧૪૯ ગાથામાં કુતુબુદ્દીન તઘલખના રાજ્યમાં વિ. સં. ૧૩૭૫માં ભારતીય સિક્કાઓ વિષે [3]દવ્વપરિક્ખા (દ્રવ્યપરીક્ષા)માં વિચાર કર્યો છે. મુદ્રાશાસ્ત્રની પ્રવેશિકાની ગરજ સારનારી આ કૃતિમાં ૨૦૦ ઉપર સિક્કાઓનું વર્ણન છે. આવી કોઇ સંસ્કૃત કૃતિ કોઇ જૈને રચી છે ખરી?

---

૧ આ લેખ "જૈ૦ સિ૦ ભા૦" ભાસ્કર (ભા. ૧૬, કિરણ ૨)માં છપાયો છે.

૨ એમના વિષેનો તેમજ એમની કૃતિઓ વિષેનો એક લેખ નામે "ઠક્કુરફેરુ" મુનિશ્રી કાંતિસાગરજીએ લખ્યો છે અને એ "વિશાલભારત" (ભાગ ૩૬, અંક ૧, પૃ. ૧૧-૧૪)માં છપાયો છે. 'ચંદ્રકચંદ' કુલના ચન્દ્ર એ ઠક્કુર ફેરુના પિતા થાય અને ચંદ્રા એમની માતા થાય.

૩ આના પરિચય માટે જુઓ ઉપર્યુક્ત લેખ તેમજ "જૈ૦ સ૦ પ્ર૦" (વ. ૧૯, અં. ૪, ૫ અને ૮)માં એજ મુનિનો લખેલ છપાયેલો લેખ નામે "ઠક્કુર ફેરુચિત મુદ્રાશાસ્ત્રનો અદ્વિતીય જૈન ગ્રંથ."

# પ્રકરણ ૧૧ : ગણિતશાસ્ત્ર

ગણિતશાસ્ત્રનો વિષય ઘણાખરા જનોને મન માથાકૂટિયો, અટપટિયો અને કંટાળાભરેલો છે, પરંતુ મારા જેવાને તો એ સદા યે અતિશય રસિક અને આનંદજનક જણાયો છે અને એથી તો આજે ઉત્તરાવસ્થામાં પણ અનુસ્નાતકથી પણ ઉચ્ચ કોટિના અભ્યાસીઓની કક્ષાની ગણિત-શાસ્ત્રને અંગેની વિવિધ વિગતો વાંચવાવિચારવા હું ઉત્સુક રહું છું. ગણિતશાસ્ત્રની એક શાખારૂપ અંકગણિત તો સામાન્ય જનતાને યે ઉપયોગી છે, જ્યારે બીજગણિત યાને અક્ષરગણિત [1]વગેરે શાખાઓ તો ખાસ કરીને વૈજ્ઞાનિક શોધકોના કામની છે વળી આ શાસ્ત્રના અધ્યયનનો માર્ગ કેવળ વિનયન (Arts)ના જ કે વિજ્ઞાન (Science)ના જ કે વાણિજ્યના જ વિદ્યાર્થીઓ માટે મોકળો ન રાખતાં જ્ઞાનની અન્ય શાખાઓના અભ્યાસીઓ માટે પણ ઓછેવત્તે અંશે તેમ કરવાનું સ્તુત્ય પગલું વિશ્વવિદ્યાલયોએ ભર્યું છે. આથી તો ગણિતશાસ્ત્રની સાથે એક રીતે સરખુ મહત્ત્વ ધરાવનારા તત્ત્વજ્ઞાનના ક્ષેત્ર કરતાં યે ગણિતશાસ્ત્રનું ક્ષેત્ર વધારે વ્યાપક છે. જૈન દર્શનમાં ગણિત-શાસ્ત્રને ગૌરવશાળી સ્થાન અપાયું છે એમ પુવ્વોમાંની ગમ અને ભંગ (વિકલ્પો)ની પ્રચુરતા સબંધી જૈન પરંપરા અને સંખ્યાનું નિરૂપણ વિચારતાં તેમજ કર્મસિદ્ધાન્તને લગતી ઝીણવટભરી બાબતોને ધ્યાનમાં લેતાં સહેજે ફલિત થાય છે. આજે પુવ્વ તો નથી પરંતુ કર્મસિદ્ધાન્ત

---

૧ વગેરેથી સમતલ ભૂમિતિ, ઘન ભૂમિતિ, સમતલ ત્રિકોણમિતિ, ગોલીય ત્રિકોણમિતિ, સમતલ બીજભૂમિતિ (plane analytical geometry), ઘન બીજભૂમિતિ, શૂન્ય-લબ્ધિ યાને સૂક્ષ્મકલન, શૂન્યયુતિ યાને સમાસકલન અને શૂન્ય-સમીકરણ ઉપરાત સ્થિતિ-શાસ્ત્ર, ગતિ-શાસ્ત્ર, ઉદક-સ્થિતિશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર જેવી શાખાઓ અત્ર અભિપ્રેત છે.

રજૂ કરનારા વિશિષ્ટ ગ્રંથો છે એટલે એ તેમજ કાળ અને ક્ષેત્રનાં પરિમાણુ વિષે જે પ્રરૂપણા છે તે સમજવા માટે ગણિતશાસ્ત્રના જ્ઞાનની આવશ્યકતા રહે છે. આવી પરિસ્થિતિ હોવા છતાં કોણ જાણે કેમ ગણિતશાસ્ત્રના સ્વતંત્ર અને એની કોઇ એક શાખા પૂરતા યે સર્વાંગીણ ગણાય તેવા ગ્રંથો બહુ જ થોડા પ્રમાણમાં હજી સુધી તો મળી આવ્યા છે. વત્થુસારપયરણ, દવ્વપરિક્ખા વગેરે રચનારા ઠક્કર ફેરુએ [1]ગણિય-સારકોમુઈ (ગણિતસારકૌમુદી) રચી છે. એ પદ્યાત્મક કૃતિ પાંચ ઉદ્દેશમાં વિભક્ત છે.

[2]ગણિતસારસંગ્રહ (લ. વિ. સ. ૯૦૦)— આના કર્તા દિ૦ મહાવીરાચાર્ય છે. બ્રહ્મગુપ્તકૃત [3]બ્રાહ્મસ્ફુટસિદ્ધાંત સાથે પ્રસ્તુત કૃતિ સરખાવતાં એમ લાગે છે કે આ મહાવીરાચાર્ય આથી પરિચિત હતા. એમણે ગણિતસારસંગ્રહમાં એક સ્થળે [4]શ્રીધરનો ઉલ્લેખ કર્યો છે.[5] વિશેષમાં એમણે શ્લો. ૩મા અમોઘવર્ષનો અને શ્લો. ૮માં એમનો 'નૃપતુંગ' તરીકે નામોલ્લેખ કર્યો છે અને શ્લો. ૬માં આ રાજાને

૧ આનો સંક્ષિપ્ત પરિચય મુનિશ્રી કાંતિસાગરજીએ "ઠક્કર ફેરુરચિત 'ગણિતસાર-કૌમુદી' એક અદ્વિતીય ગ્રંથ" નામના લેખમા આપ્યો છે. આ લેખ "જૈ૦ સ૦ પ્ર૦" (વર્ષ ૨૧, અં. ૩, પૃ. ૫૯–૬૪)માં છપાવાયો છે.

૨ આ કૃતિ પ્રા. એમ. રંગાચાર્યના અંગ્રેજી અનુવાદ અને ટિપ્પણ સહિત મદ્રાસ સરકારની આજ્ઞાથી ઈ. સ. ૧૯૧૨મા પ્રકાશિત થઈ છે, અંતમા ત્રણ પરિશિષ્ટ છે પ્રથમ પરિશિષ્ટ તરીકે સંસ્કૃત શબ્દો અને એ દ્વારા દર્શાવાતા અંક, દ્વિતીય પરિશિષ્ટ તરીકે અંગ્રેજી અનુવાદગત સંસ્કૃત શબ્દો અને એની સમજણ અને તૃતીય પરિશિષ્ટ તરીકે દાખલાઓના જવાબ અપાયા છે.

૩ આના ટીકાકાર પૃથુદકસ્વામી (ઈ. સ ૮૬૦) અને આ મહાવીરાચાર્ય વચ્ચે વિશેષ અંતર નહિ હશે એમ પ્રા. રંગાચાર્યે કહ્યું છે.

૪ આ શ્રીધર તે ત્રિશતિકા (ઈ. સ. ૭૫૦)ના કર્તા છે

૫ જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૧૦૩).

'ચક્રિકાભંજન' કહ્યા છે. આ 'રાષ્ટ્રકૂટ' વંશના રાજાનો સમય ઇ. સ. ૮૧૪ કે ૮૧૫થી ઇ. સ. ૮૭૭ કે ૮૭૮ ગણાય છે. આ હિસાબે આ કૃતિ ઇ સ ૮૫૦ની લગભગની ગણાય આ પદ્યાત્મક કૃતિના પ્રારંભમા જૈનોના ચરમ તીર્થંકર મહાવીરસ્વામીને વંદન કરી ઉપર્યુક્ત રાજાની તારીફ કરી ગણિતની પ્રશંસા કરાઇ છે ત્યાર બાદ સંજ્ઞાઓ યાને [1]ક્ષેત્રાદિકની પરિભાષાઓ સમજાવાઇ છે. પછી નીચે મુજબના આઠ વ્યવહારોનું નિરૂપણ છે :—

(૧) પરિકર્મ, (૨) કલાસવર્ણ, (૩) પ્રકીર્ણક, (૪) ત્રૈરાશિક, (૫) મિશ્રક, (૬) ક્ષેત્રગણિત, (૭) ખાત અને (૮) છાયા.

મિશ્રક વ્યવહારમા વ્યાજને અંગેની રીતો (rules)ની અને એના [2]દાખલાની સખ્યા [3]આર્યભટીય કરતા ઘણી વધારે છે.

**સંપ્રદાય**— આ કૃતિના કર્તા જૈન છે એમ જિનેશ્વરની પુષ્પ-પૂજા (પૃ ૯), ફલ-પૂજા (પૃ. ૩૪), દીપ-પૂજા (પૃ. ૪૦), ગંધ-પૂજા (પૃ. ૪૨), ધૂપ-પૂજા (પૃ. ૪૨) ઇત્યાદિને લગતાં ઉદાહરણો ઉપરથી તેમજ [4]પૃ. ૫૨માંના બાર પ્રકારના તપ અને બાર અંગ (દ્વાદશાગી)ના ઉલ્લેખ ઉપરથી તથા આકાશચારી મુનિ (પૃ ૧૩૮)ને લગતા ઉલ્લેખ ઉપરથી પણ જાણી શકાય છે.

---

૧ અહીં ૨૪ અંકસ્થાનો ગણાવાયા છે છેલ્લાનુ નામ 'મહાક્ષોભ' અપાયું છે

૨ History of Hindu Mathematics (ખંડ ૧, પૃ ૨૨૩-૨૨૬)મા તેગ દાખલા અપાયા છે

૩ આ આર્યભટ પહેલા (ઇ સ ૪૯૯)ની કૃતિ છે

૪ આ પૃષ્ઠગત શ્લો ૪૫મા 'સમુદાય' એ અર્થમા "यत्तिसमितिः" દ્વારા 'સમિતિ' શબ્દ વપરાયો છે

સ્ખલન— કોઈ સંખ્યાને શૂન્યથી ભાગે તો તે અવિકારી રહે છે-તેની ને તેની જ રહે છે એવો જે ઉલ્લેખ પૃ. ૬માં શ્લો. ૪૯માં કરાયો છે તે ભ્રાન્ત છે. બ્રહ્મગુપ્તે તો આવી ભૂલ કરી નથી.[1]

સત્કાર— દક્ષિણ ભારતમાં ગણિતસારસંગ્રહને સારો આવકાર મળ્યો હોય એમ લાગે છે કેમકે ઇ. સ.ની અગિયારમી સદીમાં તો પાવુલૂરિ મલ્લને એનો 'તેલુગુ' ભાષામાં પદ્યમાં અનુવાદ કર્યો હતો.

ટીકાઓ— વરદરાજે તેમજ અન્ય કોઇએ ગણિતસારસંગ્રહ ઉપર સંસ્કૃતમાં એકેક ટીકા રચી છે.

કાનડી અને તેલુગુ ટીકા— વલ્લભ નામની કોઇક વ્યક્તિએ ગણિતસારસંગ્રહ ઉપર કાનડી ભાષામાં તેમજ તેલુગુમાં એકેક ટીકા રચી છે.

ડૉ. દત્તના લેખ— ડૉ. બિભૂતિભૂષણ દત્તે જૈન ગણિતને અંગે નીચે મુજબના ત્રણ લેખ લખ્યા છેઃ—

(1) [2]The Jaina School of Mathematics.

(2) [3]On Mahāvīra's Solution of Rational Triangles and Quadrilaterals.

(3) [4]Geometry in the Jaina Cosmography.

---

૧ જુઓ HHM (ખંડ ૧, પૃ. ૨૪૧).

૨ આ લેખ Bulletin of the Calcutta Mathematical Society (Vol. XXI, No. 2, 1929)માં છપાયો છે.

૩ આ લેખ Bul of the Cal. Math Society (Vol XX, 1928–29) માં પ્રકાશિત થયેલો છે.

૪ આ લેખની મુદ્રિત નકલ મારા જોવામાં આવી નથી, બાકી એની હાથે લખેલી નકલ તો મને એના લેખક મહાશય તરફથી મળી હતી

ગણિતસંગ્રહ— આના કર્તા યલ્લાચાર્ય છે. શું એઓ જૈન છે અને એમની આ કૃતિ સસ્કૃતમાં છે ?

પાટીગણિત (લ વિ. સં. ૧૨૫૦)— આના કર્તા [1]જૈન ગૃહસ્થ અનંતપાલ છે. એઓ 'પલ્લીવાલ' કુળના અને નેમિચરિત નામનું મહાકાવ્ય રચનારા આમન કવિના ચાર પુત્રો પૈકી પ્રથમ છે. આ અનંતપાલના ધનપાલ નામના ભાઈએ તિલકમંજરીકથાસાર વિ. સં. ૧૨૬૧માં રચ્યો છે. પાટીગણિત એ નામ વિચારતાં એમ લાગે છે કે એમાં અંકગણિતનો વિષય વિચારાયો હશે.

ગણિતસાર (લ. વિ. સં. ૧૩૭૦)—આના કર્તા ઠક્કુર ફેરુ છે એમણે વિ. સં. ૧૩૪૭માં યુગપ્રધાનચોપાઇ રચી છે અને વિ. સં. ૧૩૭૨માં વત્થુસારપયરણ અને જ્યોતિઃસાર અને વિ. સં ૧૩૭૫માં દવ્વપરિક્ખા રચ્યાં છે. આથી પ્રસ્તુત ગ્રંથ લ. વિ. સં. ૧૩૭૦માં રચાયો હશે એમ લાગે છે. એ ગમે તે હો પણ આ ગ્રંથ સંસ્કૃતમા છે ?

સિદ્ધ-ભૂ-પદ્ધતિની ટીકા (લ વિ સં. ૮૭૫)— આના કર્તા દિ૦ વીરસેન આચાર્ય છે. એઓ [2]પંચસ્તૂપ' અન્વયના દિ૦ આર્યનન્દિના શિષ્ય અને ચન્દ્રસેનના પ્રશિષ્ય થાય છે. આ વીરસેન જિનસેન (પહેલા)ના ગુરુ થાય છે[3] અને ઉત્તરપુરાણ રચનારા ગુણભદ્રના પ્રગુરુ

૧ જિનવિજયજીના મતે આ દિ૦ છે (જુઓ જૈ૦ સા૦ ઇ૦નું પૃ. ૪૭૧) જો એમ જ હોય તો તિલકમંજરીના કર્તા શ્વેતામ્બર ધનપાલને આ અનંતપાલના ભાઈ ધનપાલે નમન કર્યું છે તે એમની મતસહિષ્ણુતા—ઉદારતા સૂચવે છે. આવા બીજા ઉદાહરણરૂપ પં વાદિરાજ છે, કેમકે એમણે શ્વેતાંબરીય વાગ્ભટાલંકાર ઉપર ટીકા રચી છે જુઓ પૃ ૧૫૮.

૨ આ અન્વય આગળ જતા 'સેનાન્વય' યા 'સેન-સંઘ' તરીકે પ્રસિદ્ધ થયો

૩ એમના અન્ય શિષ્યો વગેરેના નામ માટે જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૫૦૧)

થાય છે.[1] એ વીરસેને છખંડાગમ પૈકી પહેલા પાંચ ખંડની ટીકા નામે ધવલા શકસંવત્ ૭૩૮માં પૂરી કરી છે. એમાં ચર્ચાયેલો ગણિતનો વિષય જોતાં એઓ ગણિતજ્ઞ હતા એમ કહી શકાય. એમણે કસાય-પાહુડ ઉપર જયધવલા નામની ટીકા રચવા માંડી હતી પરંતુ વીસ હજાર શ્લોક જેટલો ભાગ રચાતાં એમનો સ્વર્ગવાસ થયો. એમનો જન્મ શકસંવત્ ૬૬૦ની આસપાસમાં અને સ્વર્ગવાસ શકસંવત્ ૭૪૫ની આસપાસમાં થયાનું અનુમનાય છે.[2]

ઉત્તરપુરાણની પ્રશસ્તિમાં દિ૦ ગુણભદ્રે પોતાના દાદાગુરુ દિ૦ વીરસેન માટે એવો ઉલ્લેખ કર્યો છે કે સિદ્ધ-ભૂ-પદ્ધતિનાં પદે પદ વિષમ અર્થાત્ કઠણ હતાં, પરંતુ આ વીરસેને એની એવી ટીકા રચી છે કે એ જોઇને ભિક્ષુઓને એ ગ્રંથ સમજવો સુગમ થઇ પડ્યો છે. આ મૂળ ગ્રંથ ક્ષેત્રગણિત (geometry)નો હશે એમ અનુમનાય છે.[3]

**ક્ષેત્રગણિત**— આના કર્તા નેમિચન્દ્ર છે.[4]

અહીં એ ઉમેરીશ કે ક્ષેત્રગણિતને અંગે ૭ [5]કરણો વાચકવર્ય ઉમાસ્વાતિએ ત૦સૂ૦ (અ. ૩, સૂ. ૧૧)ના સ્વોપજ્ઞ ભાષ્ય (પૃ. ૨૫૮)માં આપ્યાં છે.

---

૧ આ વીરસેન, જિનસેન અને ગુણભદ્ર એ ત્રણ વિદ્વાનો દિ૦ સાહિત્યક્ષેત્રના ત્રણ તેજસ્વી તારાઓ છે. એ ત્રિપુટી તે જાણે 'ભરણી' નક્ષત્ર છે.

૨ જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૫૧૨).

૩ એજન (પૃ ૫૦૩)

૪ જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૯૮)

૫ આ કરણો જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે સમયખેત્તસમાસમાં પાઇયમાં પદ્યરૂપે રજૂ કર્યાં છે અને એના ઉપર કોઇકે પાઇયમાં ચુણ્ણિ રચી છે અને એ હાલમાં છપાય છે મેં ઉપર્યુક્ત ૭ કરણો (formula) અંગ્રેજીમાં ત૦ સૂ૦ (દ્વિતીય વિભાગ)ના મારા અંગ્રેજી ઉપોદ્ઘાત (પૃ. ૪૧)માં આપ્યાં છે.

# પ્રકરણ ૧૨ : નિમિત્ત-શાસ્ત્ર

**નિમિત્તશાસ્ત્રની વ્યાપકતા**— 'નિમિત્ત' એટલે દેશાન્તરિત અને કાલાન્તરિત ભવિષ્યના બનાવને જણાવનારું ચિહ્ન એ નિમિત્ત પર પ્રકાશ પાડનારું શાસ્ત્ર તે 'નિમિત્ત-શાસ્ત્ર' (Science of Divination) કહેવાય છે. આ વ્યાખ્યા પ્રમાણે જ્યોતિષનો નિમિત્તમા અ તર્ભાવ થાય છે[1]

વિસેસા૦ (ગા૦ ૨૧૬૩)માં નિમિત્તનું લક્ષણ વગેરે હકીકત અપાઈ છે. ત્યા કહ્યુ છે કે જેના વડે શુભ અને અશુભ જાણી શકાય તે 'નિમિત્ત' છે આ નિમિત્તના આઠ પ્રકાર છે અને એથી તો [2]'અષ્ટાંગ નિમિત્ત' એવો પ્રયોગ જોવાય છે ઉપા૦ મેઘવિજયે હસ્તસંજીવનની સ્વોપજ્ઞ વિવૃતિમાં નીચે મુજબના આઠ નિમિત્તોનો ઉલ્લેખ કરી એની આછી રૂપરેખા આલેખી છે, અને એ નિમિત્તોનો બોધ કરાવનાર સાહિત્યનો નિર્દેશ કર્યો છે અને પહેલાં સાત નિમિત્તોને લગતા જ્ઞાનનો વર્તમાનમા (પોતાના સમયમા) હ્રાસ થયો છે એમ કહ્યુ છે[3].—

(૧) અંગ, (૨) સ્વપ્ન, (૩) સ્વર, (૪) ભૌમ, (૫) વ્યંજન, (૬) લક્ષણ, (૭) ઉત્પાત અને (૮) અ તરિક્ષ.

---

૧ આ સબંધમા વિશેષ માહિતી માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ ૧૬૭)

૨ "અષ્ટાગ નિમિત્ત અથવા ત્રિસ્કંધ જ્યોતિ શાસ્ત્ર એ એક જ વિદ્યાના બોધક શબ્દો છે" એમ "જૈન સામુદ્રિક પાચ ગ્રંથો"ના આમુખ (પૃ ૪૭)મા કહ્યુ છે અહીં એવો પણ ઉલ્લેખ છે કે ત્રિસ્કંધમા પહેલો સ્કધ ગણિતનો છે અને એને જ્યોતિષની પરિભાષામા 'સિદ્ધાત' કહે છે

૩ એમણે નારદકૃત અંગવિદ્યાનો અને મહેશ્વરકૃત સ્વરોદયનો (આને જ કેટલાક શિવસ્વરોદય કહે છે) ઉલ્લેખ કર્યો છે

અન્યત્ર ઉત્પાતને બદલે 'દિવ્ય'નો ઉલ્લેખ જોવાય છે. એને લક્ષ્યમાં રાખી હું આઠ નિમિત્તો ગણાવું છું અને સાથે સાથે એનો સંક્ષેપમાં અર્થ સૂચવું છું:—

(૧) **ભૌમ**— ધરતીકંપ વગેરે પૃથ્વી સંબંધી.

(૨) **સ્વપ્ન** નિદ્રામાં ભાસતો દેખાવ, સમણું.

(૩) **અંતરિક્ષ**— આકાશમાં ફરતા ગ્રહોનાં અન્ય રાશિમાં ગમન, ઉદય, અસ્ત વગેરે.

(૪) **દિવ્ય**— ઉલ્કાપાત, ગંધર્વનગર વગેરેનું દર્શન.

(૫) **આંગ**— શારીરિક રચના વગેરે.

(૬) **સ્વર**—કોમળ, કઠોર, ગંભીર ઇત્યાદિ સ્વર અથવા કોસલાગમાદિ પ્રતિપાદિત [૧]સ્વરવિદ્યા.

(૭) **લક્ષણ**— શ્રીવત્સ વગેરે શારીરિક લક્ષણો.

(૮) **વ્યંજન**— તલ, મસા, વગેરે શારીરિક ચિહ્ન.

કેટલીક વાર નિમિત્તના નીચે મુજબ છ પ્રકાર પણ ગણાવાય છે:—

(૧) સુખ, (૨) દુઃખ, (૩) લાભ, (૪) હાનિ, (૫) જીવિત અને (૬) મરણ.

**પ્રશ્નપ્રકાશ** (લ. વિ. સં. ૧૭૫)— **પ્ર૦ ચ૦** (શૃંગ ૫, શ્લો ૩૪૭) પ્રમાણે આના કર્તા પાદલિપ્તસૂરિ છે. આગમોની ચુણ્ણિઓ જોતાં એમ જણાય છે કે એમણે **કાલજ્ઞાન** નામનો ગ્રંથ રચ્યો હતો.

૧ સ્વર-શાસ્ત્રને યાને સ્વરોદય-શાસ્ત્રને સામાન્ય જનતા 'સરોદા' કહે છે.

"ગાહાજુઅલેણ"થી શરૂ થતો [1]વીરથય (વીર-સ્તવ) એમણે રચ્યો છે અને એમાં સુવર્ણસિદ્ધિ અને વ્યોમસિદ્ધિની (એટલે કે આકાશગામિની વિદ્યાની) હકીકત ગુપ્ત રીતે આપી છે.[2] એમની સુપ્રસિદ્ધ અને કૌતુક-પ્રિય કૃતિ તે તરંગવઈ છે. [3]અણુઓગદ્દાર વગેરેમાં એ નોંધાયેલી છે. એમાં ભારોભાર દેસિય (દેશ્ય) શબ્દો હતા.[4] આ સૂરિએ [5]નિર્વાણકલિકા અને જોઇસ-કરંડગની ટીકા રચી છે. જિનપ્રભસૂરિના કથન પ્રમાણે આ પાદલિપ્તસૂરિએ શત્રુંજય-કલ્પ અને રૈવતગિરિ-કલ્પ પણ રચ્યા છે.[6] વળી [7]ગાહાસત્તસઈની કેટલીક ગાથા પણ આ સૂરિએ રચી હોય એમ લાગે છે

---

૧ આ ચ૦ પ્ર૦ (પૃ. ૨૬૫-૨૬૬)મા 'ધ-પરિશિષ્ટ' તરીકે સંસ્કૃત છાયા સહિત છપાવાયો છે આની સુવર્ણસિદ્ધિ પૂરતી વ્યાખ્યા પૂરી પાડતી અને જિનપ્રભસૂરિએ વિ. સ ૧૩૮૦મા રચેલી વૃત્તિના સંક્ષેપરૂપ અવચૂરિ ચ૦ પ્ર૦ના માગ ગુજરાતી અનુવાદમા પ્રથમ પરિશિષ્ટ તરી છપાઈ છે.

૨ જુઓ પ્ર૦ ચ૦ (શૃંગ ૫, શ્લો. ૩૦૨-૩૦૩)

૩ આ આગમ (સુ ૧૩૦, પત્ર ૧૪૯આ)મા મલયવઈનો ઉલ્લેખ છે એ કથા પણ પાદલિપ્તસૂરિએ રચી હશે એમ નિર્વાણકલિકાની અંગ્રેજી પ્રસ્તાવના (પૃ ૧૭ અ- ૧૭ આ)મા એના લેખકે કહ્યું છે.

૪ આ તેમજ રયણાવલિ (વગ્ગ ૧, શ્લો ૨)ની સ્વોપજ્ઞ વૃત્તિ જોતા પાદલિપ્ત-સૂરિએ 'દેશ્ય' શબ્દોનો કોશ રચ્યો હશે એમ લાગે છે

૫ આ કૃતિ મોહનલાલ ભ ઝવેરી દ્વારા સંપાદિત થયેલી છે અને એ એમની અંગ્રેજી પ્રસ્તાવના તેમજ પં. રમાપતિમિશ્રની સંસ્કૃત ભૂમિકાસહિત "મોહનલાલજી જૈન ગ્રંથમાલા"માં ગ્રંથાંક ૫ તરીકે ઈ સ ૧૯૨૬માં પ્રકાશિત થયેલી છે

૬ જુઓ વિવિધતીર્થકલ્પગત "શત્રુંજય-કલ્પ" (શ્લો ૧૨૨) અને "રૈવતક-ગિરિકલ્પસંક્ષેપ" (શ્લો ૬)

૭ આના પરિચય માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ ૧૪૨-૧૪૬)

આ સૂરિ [1]સંગમસિંહના શિષ્ય વાચનાચાર્ય મંડનગણિના શિષ્ય થાય છે અને [2]સ્કંદિલાચાર્યના ગુરુ થાય છે. કપ્પની ચુણ્ણિમાં પાદલિપ્તસૂરિને 'વાચક' કહ્યા છે. હરિભદ્રસૂરિએ આવસ્સયની નિજ્જુત્તિ (ગા. ૯૪૪)ની ટીકા (પત્ર ૪૨૪આ)માં 'વૈનયિકી' બુદ્ધિનું ઉદાહરણ આપતાં આ પાદલિપ્તસૂરિનો ઉલ્લેખ કર્યો છે.

પ્ર૦ ચ૦ (શૃંગ ૫, શ્લો. ૫-૭ અને ૨૯) પ્રમાણે પાદલિપ્તસૂરિનો જન્મ અયોધ્યાના રાજા વિજયબ્રહ્મની નગરીમાં વસનારા ફુલ્લ શ્રેષ્ઠીની પ્રતિમા નામની સ્ત્રીને પેટે થયો હતો અને એમનું નામ નાગેન્દ્ર પડાયુ હતું. આઠ વર્ષની ઉમ્મરે એમણે દીક્ષા લીધી હતી અને દસ વર્ષની નાની વયમાં એઓ આચાર્ય બન્યા હતા. આ સૂરિ 'મથુરા' થઇ 'પાટલીપુત્ર' ગયા હતા. અંતસમયે 'શત્રુંજય' ઉપર ૩૨ દિવસનુ અનશન કરી એઓ સ્વર્ગે સિધાવ્યા હતા. એ પૂર્વે એઓ 'ભરૂચ' આવ્યા હતા. હાલ, પાટલિ- રાજા મુરુંડ પુત્રનો વગેરે આ સૂરિના સમકાલીન ગણાય છે.

**પ્રશ્નપ્રકાશ** એ જ્યોતિઃશાસ્ત્રનો ગ્રંથ છે એમ પ્ર૦ ચ૦ (શૃંગ ૫, [3]શ્લો. ૩૪૭)માં કહ્યું છે. પ્રશ્ન ઉપરથી ફળ કહેવાની બાબત આ ગ્રંથમા વર્ણવાઇ હશે એમ એનું નામ જોતાં જણાય છે. હજી સુધી તો આ ગ્રંથ કોઇ સ્થળેથી મળી આવ્યો નથી.

**કાલ-જ્ઞાન** (લ. વિ સં. ૧૭૫)— આ ઉપર્યુક્ત પાદલિપ્તસૂરિની કૃતિ છે. એ જ્યોતિષની હશે. એ પણ હજી સુધી તો અપ્રાપ્ય છે.

**પ્રશ્નપ્રકાશ** અને **કાલજ્ઞાન** એ બે ગ્રંથો કઇ ભાષામાં છે— સંસ્કૃતમાં છે કે નહિ તેનો નિર્ણય કરવા માટે મારી પાસે કોઇ સાધન નથી એટલે મેં એની અહીં નોંધ લીધી છે.

---

૧ એઓ 'વિદ્યાધર' વંશના—ગચ્છના આર્ય નાગહસ્તિસૂરિના ગુરુભાઈ ગણાય છે

૨ એઓ સિદ્ધસેન દિવાકરના ગુરુ વૃદ્ધવાદીના ગુરુ ગણાય છે

૩ આ શ્લોકમા સિદ્ધાદેશનો જે ઉલ્લેખ છે તેને કેટલાક ગ્રંથ ગણે છે.

**ઋષિપુત્રની કૃતિ** (ઉ. વિ. સ. ૧૦૦૦)—[1]ઋષિપુત્ર એ ગર્ગાચાર્યના પુત્ર કે શિષ્ય કે બંને થતા હોય એમ લાગે છે એમણે નિમિત્તશાસ્ત્રને અંગે કૃતિઓ રચી છે. તેમાં એકાદ સંસ્કૃતમાં પણ હશે એમ મનાય છે. કેટલાકને મતે એમનો સમય દેવલની પછી અને વરાહમિહિરની પહેલાંનો છે.[2] **ભટ્ટોપલી** ટીકામા ઋષિપુત્રને અંગે ઉલ્લેખ છે એટલે એઓ શકસંવત્ ૮૮૮થી પહેલાંના છે એ વાત તો નિર્વિવાદ છે

[3]**ભુવનદીપક યાને ગ્રહભાવપ્રકાશ** (વિ. સં. ૧૨૨૧?[4])—આના કર્તા 'વાદી' દેવપ્રભસૂરિના શિષ્ય [5]પદ્મપ્રભસૂરિ છે.[6] એઓ નાગપુરીય 'તપા' ગચ્છના સ્થાપક છે એમણે આ ગ્રથ વિ. સં. ૧૨૨૧-(?)માં રચ્યો છે. એમાં એમણે કયો ગ્રહ ક્યારે કેવો ભાવ ભજવે એ હકીકત દર્શાવી છે.

ભુવનદીપક ઉપર નીચે મુજબનું વિવરણાત્મક સાહિત્ય છેઃ—

(૧) **ભાવબોધિકા**—આના રચનાર દૈવજ્ઞ શિરોમણિ છે.

(૨) **વૃત્તિ**—આ વૃત્તિ સિંહતિલકસૂરિએ વિ. સં. ૧૩૨૬માં ૧૭૦૦ શ્લોક જેવડી રચી છે. એ સૂરિ યશોદેવસૂરિના શિષ્ય વિબુધચન્દ્રસૂરિના

૧ એમના પરિચયાર્થે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ. ૧૬૯)

૨ જુઓ "જૈ૦ સિ૦ ભા૦" (ભા૦ ૧૮, કિ૦ ૨)

૩ હિંદી અનુવાદ સહિત જે ભુવનદીપક "વેંકટેશ્વર મુદ્રણાલય" તરફથી પ્રકાશિત થયેલ છે તે આ જ છે?

૪ આમ પ્રશ્નાર્થક ઉલ્લેખ જૈ૦ સં૦ સા૦ ઇ૦ (પૃ. ૨૭૯)મા છે જ્યારે જિ૦ ર૦ કો૦ (ખડ ૧, પૃ ૨૯૭)મા પ્રશ્નચિહ્ન વિનાનો ઉલ્લેખ છે

૫ વિ. સં ૧૨૯૪મા મુનિસુવ્રતચરિત્ર રચનારાનું નામ પણ પદ્મપ્રભસૂરિ છે.

૬ જુઓ 'નાગોરી તપા' ગચ્છની પટ્ટાવલી.

શિષ્ય થાય છે. એમણે **વર્ધમાન-વિદ્યાકલ્પ** તેમજ શ્રીપતિકૃત ગણિતતિલક ઉપર વૃત્તિ તેમજ **મંત્રરાજ-રહસ્ય** નામનો ગ્રંથ (વિ. સં. ૧૩૩૨)માં રચ્યાં છે અને એના ઉપર **લીલાવતી** નામની વૃત્તિ રચી છે.

(૩) **અવચૂરિ**—લક્ષ્મીસાગરસૂરિએ આ અવચૂરિ વિ. સં. ૧૫૨૧માં રચી છે.

(૪) **વૃત્તિ**—આના કર્તા હેમતિલક છે.

(૫) **ટીકા**—આના કર્તાનું નામ જાણવામાં નથી.[1]

[2]**આરંભસિદ્ધિ યાને વ્યવહારચર્યા** (લ. વિ. સં. ૧૨૮૦)—આ ૪૧૩ પદ્યોની કૃતિના પ્રણેતા ઉદયપ્રભસૂરિ છે. એઓ વસ્તુપાલના ગુરુ વિજયસેનસૂરિના અને શકસંવત્ ૧૨૧૪માં **સ્યાદ્વાદમંજરી** રચનારા મલ્લિષેણના તેમજ વસ્તુપાલના પુત્ર જયંતસિંહ માટે વિ. સં. ૧૨૯૦માં **પ્રબંધાવલી** રચનારા જિનભદ્રના ગુરુ થાય છે. એમણે ધર્માભ્યુદય અને **નેમિનાથચરિત્ર** તેમજ [3]**સુકૃતકીર્તિકલ્લોલિની**

---

૧ 'ખરતર' ગચ્છના ઉપા૦ દાનસાગરના શિષ્ય વાચક રત્નધીરે ભુવનદીપક ઉપર વિ. સં. ૧૮૦૫માં બાલાવબોધ રચ્યો છે.

૨ આ કૃતિ **સુધીશૃંગાર** નામના વાર્તિક, મૂળ કૃતિગત પદ્યોની અકારાદિ ક્રમે સૂચી તેમજ વાર્તિકમાં નિર્દેશાયેલા ગ્રંથો અને ગ્રંથકારોની સૂચી સહિત "લ૦ જૈ૦ ગ્રં૦"મા છાણીથી ઈ. સ ૧૯૪૨માં પ્રસિદ્ધ થઈ છે આ પ્રકાશન માટે શ્રી પુરુષોત્તમદાસ ગીગુભાઈ તરફથી ભાવનગરથી ઈ સ ૧૯૧૬મા **સુધીશૃંગાર** સહિત છપાયેલી આવૃત્તિનો ઉપયોગ કરાયો છે

૩ આ વિ સં ૧૨૭૭ના અરસામા રચાયેલા કાવ્યમા અણહિલપુર પાટણના નૃપતિઓને લગતી ઐતિહાસિક બાબતો આપી વસ્તુપાલ-તેજપાલના ધાર્મિક કૃત્યોની પ્રશંસા કરાઈ છે વસ્તુપાલે 'શત્રુંજય' ઉપર બધાવેલા ઇન્દ્રમંડપમા આ કાવ્ય કોતરાવાયું હતુ પાટણમાં આ મંત્રીશ્વરના પ્રાસાદના અવશેષરૂપ મનાતા આરસના એક થાભલા ઉપર આ કાવ્યનુ એક પદ્ય કોતરાયેલુ મળી આવ્યું છે

નામનું પ્રશસ્તિ-કાવ્ય રચ્યાં છે. વળી એમણે ધર્મદાસગણિકૃત [1]ઉવએસમાલા ઉપર ઉપદેશમાલાકર્ણિકા નામની ટીકા [2]ધોળકામાં વિ. સં. ૧૨૯૯માં રચી છે. આ ઉપરાંત એમણે છાસીઈ અને કમ્મત્થય એ બે કર્મગ્રંથો ઉપર ટિપ્પણ રચ્યાં છે. 'ગિરનાર' ઉપરના વસ્તુપાલના પ્રશસ્તિ-લેખો પૈકી વિ સં. ૧૨૮૮નો એક લેખ એ પણ એમની કૃતિ છે.

આ આરંભસિદ્ધિ પાંચ [3]વિમર્શમાં વિભક્ત છે. આ પદ્યાત્મક કૃતિ નીચે મુજબનાં ૧૧ દ્વાર ઉપર પ્રકાશ પાડે છેઃ—

(૧) તિથિ, (૨) વાર, (૩) નક્ષત્ર, (૪) (સિદ્ધિ વગેરે) યોગ, (૫) રાશિ, (૬) ગોચર, (૭) (વિદ્યારંભ વગેરે) કાર્ય, (૮) ગમ (યાત્રા), (૯) (ઘર વગેરેનું) વાસ્તુ, (૧૦) વિલગ્ન અને (૧૧) મિશ્ર.

મતભેદ—વારોની માન્યતામાં, નક્ષત્રોમાંના તારાઓની સંખ્યામાં તેમજ યાત્રાદિના પ્રસંગે જોવાનાં દિગ્દ્વારક નક્ષત્રોમાં એમ કેટલીક બાબતોમાં આ કૃતિ સૂરપણ્ણત્તિ અને દિનશુદ્ધિથી ભિન્ન મત દર્શાવે છે.

સુધીશૃંગાર— આ આરંભસિદ્ધિનું સંસ્કૃતમાં રચાયેલું વાર્તિક છે. એની રચના રત્નશેખરસૂરિના શિષ્ય હેમહંસગણિએ વિ. સં. ૧૫૧૪મા 'આશાપલ્લી'માં કરી છે. એમાં એમણે અનેક ગ્રંથોનો ઉપયોગ કર્યો છે

૧ આના પરિચય માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ. ૧૨૭ અને ૨૩૭)

૨ 'ધોળકા યુનિવર્સિટિ તરીકે હાસીપાત્ર ગણાતા આ ધોળકામા વિદ્યાપીઠ હતી અને એ વસ્તુપાલની છાયા નીચે મહત્ત્વનું વિદ્યાધામ બની હતી

૩ પાચ વિમર્શમા અનુક્રમે ૪, ૨, ૧, ૨ અને ૨ દ્વાર છે, અને ૮૪, ૭૩, ૮૨, ૮૮ અને ૮૬ પદ્યો છે

[1]જ્યોતિ:સાર[2] યાને નારચન્દ્ર-જ્યોતિ:સાર (લ. વિ સ ૧૨૮૦)—આ ૨૫૭ પદ્યોની કૃતિના કર્તા પ્રાકૃતદીપિકા રચનારા નરચન્દ્રસૂરિ છે. એઓ 'મલધારી' ગચ્છના દેવપ્રભસૂરિના શિષ્ય થાય છે. એમણે ચતુર્વિંશતિ-જિનસ્તોત્ર રચ્યું છે. વળી એમણે અનર્ઘરાઘવ ઉપર તેમજ ન્યાયકંદલી ઉપર ટિપ્પણ રચ્યાં છે. આ ઉપરાંત એમણે પોતાના ગુરુએ રચેલા પાંડવચરિત્રનું અને ઉદયપ્રભસૂરિએ રચેલા ધર્માભ્યુદય કાવ્યનું સંશોધન કર્યું છે. એમના સંતાનીય રાજશેખરસૂરિએ ન્યાયકંદલીની પંજિકામાં ઉપર્યુક્ત બે ટિપ્પણ તેમજ જ્યોતિ:સાર (પ્રસ્તુત કૃતિ) અને પ્રાકૃતદીપિકા એમ ચાર કૃતિનો ઉલ્લેખ કર્યો છે. આ નરચન્દ્રસૂરિએ વસ્તુપાલની પ્રશસ્તિરૂપે વિ. સં. ૧૨૮૮માં રચેલાં પદ્યો ગિરનાર ઉપરના શિલાલેખમાં મોજુદ છે. આ સૂરિના આદેશથી ગુણવલ્લભે વિ. સં. ૧૨૭૧મા વ્યાકરણચતુષ્કાવચૂરિ રચી હતી.

ટિપ્પણ—જ્યોતિષની ઉપર્યુક્ત કૃતિ ઉપર સાગરચન્દ્રે ૧૩૩૫ શ્લોક જેવડું ટિપ્પણ રચ્યું છે.

[3]ત્રૈલોક્યપ્રકાશ,[4] ત્રૈલોક્યદીપક, નવ્યતાજિક, ભુવનદીપક યાને મેઘમાલા (વિ. સં. ૧૩૦૫)—જિo રo કોo (ખંડ ૧, પૃ. ૧૬૫) પ્રમાણે આ નામાંતરો છે. આના ગ્રંથકર્તા દેવેન્દ્રસૂરિના શિષ્ય હેમપ્રભસૂરિ છે. એમણે આ ૧૨૫૦ શ્લોક જેવડી કૃતિ વિ સં. ૧૩૦૫મા રચી છે.

---

૧ આ કૃતિ પં ક્ષમાવિજયગણિ દ્વારા ઈ સ ૧૯૩૮મા પ્રકાશિત કરાઈ છે.

૨ આ નામની બીજી પણ બે કૃતિઓ છે જુઓ પૃ ૨૦૯.

૩ આ કૃતિ ભીમસી માણેકે પ્રસિદ્ધ કરી છે.
અન્ય સ્થળેથી પણ એ પ્રકાશિત કરાઈ છે

૪ આ નામની હેમપ્રભસૂરિની વિશ્વરચના સંબધીની કૃતિ છે એવું સંપાદન શ્રી રામસ્વરૂપ શર્માએ કર્યુ છે અને ડૉ. બનારસીદાસે એ કૃતિના વિષય ઉપર પ્રકાશ પાડનારી અંગ્રેજીમા પ્રસ્તાવના લખી છે જુઓ The Jaina Antiquary (Vol. XVII, No. 2)મા છપાયેલું ડૉ એ એમ ઘાટગેનુ ભાષણ

જન્મસમુદ્ર યાને જન્માંભોધિ (વિ. સં. [1]૧૩૨૩)— આના કર્તા ઉપા૦ નરચન્દ્ર છે. એઓ 'કાસદ્રહ' ગચ્છના ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય સિંહસૂરિના શિષ્ય થાય છે.

બેડા—જન્મસમુદ્રના ઉપર કર્તાએ જાતે વૃત્તિ રચી છે. એને 'બેડા' વૃત્તિ કહે છે.

પ્રશ્નશતક (વિ. સં. ૧૩૨૪)— આ કૃતિ પણ ઉપર્યુક્ત ઉપા૦ નરચન્દ્રે રચી છે અને એને એમણે સ્વોપજ્ઞ અવચૂર્ણિથી અલંકૃત કરી છે.

જ્યોતિઃસાર (લ. વિ. સં. ૧૩૭૦)— આના કર્તા જૈન ગૃહસ્થ ઠક્કર ફેરુ છે.[2] એમણે વિ. સં. ૧૩૭૨માં વત્થુસાર-પયરણ રચ્યું છે. વળી એમણે દ્રવ્વ-પરિક્ખા (દ્રવ્ય-પરીક્ષા) અને રત્ન-પરીક્ષા નામની એકેક કૃતિ પણ રચી છે અને એને સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત કરી છે.

સ્વોપજ્ઞ વૃત્તિ—જ્યોતિઃસાર ઉપર પણ સ્વોપજ્ઞ વૃત્તિ છે. એ મૂળ કૃતિ સંસ્કૃતમાં છે કે પાઇયમાં તે જાણવું બાકી રહે છે. વૃત્તિ તો સંસ્કૃતમાં જ હશે.

[3]જ્યોતિસાર, જ્યૌતિષસારસંગ્રહ યાને જ્યૌતિષસારોદ્ધાર (લ વિ. સં. ૧૬૬૦)—ચન્દ્રકીર્તિસૂરિ (વિ. સં. ૧૬૩૦)ના શિષ્ય હર્ષકીર્તિસૂરિએ આ કૃતિ રચી છે. એ ત્રણ પ્રકરણોમાં વિભક્ત છે. આ કૃતિને જ્યૌતિષસારસંગ્રહ તેમજ જ્યૌતિષસારોદ્ધાર પણ કહે છે.

૧ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૪૧૩)મા રચના-સમય તરીકે 'ત્રિનયના ઘોષેન'નો ઉલ્લેખ છે અને એનો અર્થ ૧૩૨૩ હોય એમ લાગે છે.

૨ જુઓ જૈન સા૦ સં૦ ઇ૦ (પૃ ૪૩૧).

૩ આ નામની બીજી પણ બે કૃતિ છે. જુઓ પૃ ૨૦૮ અને ૨૦૯.

હર્ષકીર્તિસૂરિએ પૃ. ૧૨૦માં ગણાવેલી કૃતિઓ ઉપરાંત ભક્તામરસ્તોત્ર અને લઘુશાન્તિસ્તોત્ર ઉપર તેમજ નિમ્નલિખિત પાઇય કૃતિઓ ઉપર પણ સંસ્કૃતમાં ટીકા રચી છે:—

અજિયસંતિથય, ઉવસગ્ગહરથોત્ત અને નવકારમંત.

જન્મપત્રીપદ્ધતિ— આ નામની ચાર કૃતિઓ છે: (૧) [1]હર્ષકીર્તિસૂરિકૃત, (૨) કલ્યાણવિધાનના શિષ્ય લબ્ધિચન્દ્રગણિએ વિ. સં. ૧૭૫૧માં રચેલી, (૩) મહિમોદયકૃત અને (૪) અજ્ઞાતકર્તૃક. આ ચારેનો વિષય જન્મોત્રીને લગતો છે.

[2]માનસાગરી–પદ્ધતિ[3] (ઙ. વિક્રમની ૧૮મી સદી)— આ કૃતિનું નામ વિચારતાં એના કર્તાનું નામ માનસાગર હશે એમ લાગે છે. જો એમજ હોય તો પણ એ જાણવું બાકી રહે છે કે શું એઓ બુદ્ધિસાગરના શિષ્ય માનસાગર છે કે જીતસાગરના શિષ્ય માનસાગર છે કે અન્ય જ કોઈ છે? આ પ્રશ્ન ઉપસ્થિત થવાનું કારણ એ છે કે ખેમરાજ દ્વારા પ્રકાશિત આવૃત્તિમાં પ્રારંભમાં કે અંતમાં ગ્રન્થકારના પરિચયરૂપ લખાણ નથી અને મારી સામે કોઈ વિશિષ્ટ સાધન નથી. આ પદ્યાત્મક કૃતિનો વિષય ફલાદેશ છે, એના પ્રારંભમાં આદિનાથ, પુંડરીક ગણધર, કૃષ્ણ અને પાર્શ્વનાથની તેમજ નવે ગ્રહોની સ્તુતિ કરાઇ છે. ત્યાર બાદ જન્મપત્રી બનાવવાની રીત દર્શાવાઇ છે, સંવત્સરનાં ૬૦ નામો, સંવત્સરો, યુગો, ઋતુ, માસ, પક્ષ, તિથિ, વાર અને જન્મલગ્નરાશિ ઇત્યાદિનાં ફળ, કરણ, દશા, અંતરદશા તથા ઉપદશાનાં

૧ એમના પરિચય માટે જુઓ પૃ. ૧૨૦, ૨૦૯ અને ૨૧૦.

૨ આ કૃતિ ખેમરાજ કૃષ્ણદાસે વેંકટેશ્વર મુદ્રણાલયમાં ૧૦૩ પત્રમાં મોટાં બીબાંમા છપાવી મુંબઇથી વિ. સં. ૧૯૬૧માં પ્રસિદ્ધ કરી છે. પત્ર ૬૪અ–૬૪આમાં નવ ગ્રહનાં તેમજ ગજચક્ર, યમદંષ્ટ્રાચક્ર વગેરેનાં ચિત્ર અપાયાં છે. વળી દશા વગેરેને લગતાં કેટલાંક કોષ્ટકો પણ રજૂ કરાયાં છે.

૩ આની વિ. સં. ૧૮૧૩માં લખાયેલી એક હાથપોથી અહીંના (સુરતના) જૈનાનંદપુસ્તકાલયમાં છે.

વર્ધમાન, ગ્રહના ભાવ, યોગ, અપયોગ વગેરે બાબતો વિચારાઈ છે. પ્રસંગોપાત્ત જાતજાતની ગણુનાની રીત રજૂ કરાઈ છે. કોઈ કોઈ સ્થળે (દા. ત. પત્ર ૩અ અને ૧૮આમાં) હિન્દીમાં લખાણ છે.

## સામુદ્રિક શાસ્ત્ર

[1]સામુદ્રિક-તિલક (વિ. સં. ૧૨૧૬)— આના કર્તા જૈન ગૃહસ્થ જગદ્દેવ (જગદેવ) છે અને એમણે સ્વપ્નશાસ્ત્ર પણ રચ્યું છે. એઓ 'પરમાર્હત' કુમારપાલના મહત્તમ (મંત્રી) [2]દુર્લભરાજના પુત્ર થાય છે. એ 'પ્રાગ્વાટ' વંશના દુર્લભરાજે ગજપ્રબંધ ગજપરીક્ષા યાને હસ્તિપરીક્ષા, તુરંગ-પ્રબંધ, પુરુષ-સ્ત્રી-લક્ષણ તેમજ શકુન-(નિ ?)શાસ્ત્ર રચ્યાનું મનાય છે પણ એ અપ્રાપ્ય હોય એમ લાગે છે. શું પુરુષ-સ્ત્રી-લક્ષણ વ્યવસ્થિત સ્વરૂપે પદ્યમાં રચાયું નહિ હશે કે જેથી એમના પુત્રે એ સમર્થિત કર્યું ?

૧ આ તેમજ હસ્તસંજીવન, સામુદ્રિક-શાસ્ત્ર, હસ્તકાંડ અને (પાઇયમાં) અર્હચ્ચૂડામણિસાર એમ પાંચ ગ્રંથો ગુજરાતી અનુવાદ સહિત જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથો એ નામથી શ્રી. સારાભાઈ મણિલાલ નવાબે ઈ. સ. ૧૯૪૭મા પ્રસિદ્ધ કર્યા છે એમા વિસ્તૃત વિષયસૂચી અપાઈ છે આ પૂર્વે સામુદ્રિકતિલક (?) હિંદી ભાષાંતર સહિત "વેંકટેશ્વર મુદ્રણાલય" તરફથી અને એ કૃતિ મરાઠી અનુવાદ સહિત શ્રી. રઘુનાથ શાસ્ત્રી પટવર્ધન તરફથી છપાવાઈ હતી

૨ એઓ ભીમદેવ નૃપતિના અમાત્ય વાહિલ્લના (જૈ૦ સા૦ સં૦ ઇ૦ના પૃ. ૨૭૭ પ્રમાણે તો જાહિલના) પુત્ર રાજપાલના પૌત્ર અને નૃસિંહના પુત્ર થાય છે આ દુર્લભરાજે પુરુષ-સ્ત્રી- નામનો જે ગ્રંથ રચ્યો તેને એમના પુત્ર જગદેવે સમર્થિત કર્યો .(પદ્યમા ઉતાર્યો) આ પદ્યાત્મક કૃતિ તે જ પ્રસ્તુત સામુદ્રિકતિલક હોય એમ એની પ્રશસ્તિ જોતાં જણાય છે આ અનુમાન સાચું ન હોય તો એમના (જગદેવના) પિતા આ ગ્રંથના પ્રણેતા ગણાય જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૨૭૭)મા દુર્લભરાજને પ્રસ્તુત કૃતિના પ્રણેતા કહ્યા છે અને પૃ ૨૭૮માં આ કૃતિ એમણે વિ સં. ૧૨૧૬મા રચ્યાનો ઉલ્લેખ કર્યો છે. પરંતુ મુદ્રિત કૃતિમા તો રચનાવર્ષ નથી

સામુદ્રિક-તિલક એ પુરુષ અને સ્ત્રીનાં લક્ષણોને રજૂ કરતી ૮૦૦ આર્યામાં રચાયેલી કૃતિ છે. એ પાંચ અધિકારોમાં વિભક્ત કરાયેલી છે. એમાં અનુક્રમે ૨૯૮, ૯૯, ૪૬, ૧૮૮ અને ૧૪૯ પદ્યો છે. પ્રારંભમાં ઋષભદેવ અને બ્રાહ્મીની સ્તુતિ કરાઈ છે. ત્યાર બાદ સામુદ્રિક શાસ્ત્રની ઉત્પત્તિ સમુદ્રથી થઈ એમ કહી એની થોડીક થોડીક રચના નારદે, લલ્લે, વરાહે (વરાહમિહિરે) માંડવ્યે અને કાર્તિકસ્વામીએ કરી એવો નિર્દેશ કરાયો છે.

પ્રથમ અધિકારમાં પગના તળિયાથી માંડીને માથાના વાળ સુધીનું વર્ણન છે અને સાથે સાથે એનું ફળ દર્શાવાયું છે. જેમકે અમુક પ્રકારનું પગનું તળિયું હોય તો રાજસંપત્તિ મળે.

બીજા અધિકારમાં ક્ષેત્રના સંહતિ, સાર વગેરે આઠ પ્રકારોનું તેમજ પુરુષનાં ૩૨ લક્ષણોનું નિરૂપણ છે.

ત્રીજા અધિકારમાં આવર્ત (ભમરી), ગતિ (ચાલ), છાયા (કાંતિ), સ્વર (અવાજ) ઇત્યાદિ વિષે વિચાર કરાયો છે.

ચોથો અધિકાર સ્ત્રીઓને લગતો છે. એમાં એનાં વિવિધ અવયવાદિનું નિરૂપણ છે.

પાંચમા અધિકારમાં સ્ત્રીનાં વ્યંજન (તલ, મશક યાને મસો, લાંછન ઇત્યાદિ), સ્ત્રીની દેવાદિ બાર પ્રકૃતિ—પદ્મિની વગેરેનાં લક્ષણ ઇત્યાદિ બાબતો રજૂ કરાઇ છે. અંતમાં દસ પદ્યોની પ્રશસ્તિ છે. આ પ્રશસ્તિ જગદ્દેવે રચી હોય એમ લાગે છે.

હસ્તસંજીવનમાં આ સામુદ્રિક-તિલકમાંથી અવતરણો અપાયાં છે.

[1]સામુદ્રિક-શાસ્ત્ર[2]— આ અજ્ઞાતકર્તૃક કૃતિ ત્રણ અધ્યાયમાં વિભક્ત છે. એમાં અનુક્રમે ૨૪, ૧૨૭ અને ૧૨૧ પદ્યો છે. પ્રારંભમાં

૧ આ ગુજરાતી અનુવાદ સહિત પ્રકાશિત છે. જુઓ પૃ ૨૧૧

૨ ગુણચન્દ્રગણિએ (દેવભદ્રસૂરિએ) વિ. સં ૧૧૩૯મા રચેલા મહાકાય મહાવીર-ચરિયમા જે સમુદ્ર-સત્થનો ઉલ્લેખ છે તે જ શું આ કૃતિ છે?

આદિનાથને નમસ્કાર કરી પુરુષ અને સ્ત્રીનું સામુદ્રિક કહીશ એવી પ્રતિજ્ઞા કરાઈ છે પ્રથમ અધ્યાયમાં ૩૨ લક્ષણો, નેત્ર વગેરેનું વર્ણન અને હાથની રેખા ઇત્યાદિ બાબતો રજૂ કરાઈ છે.

બીજા અધ્યાયમા શરીરનાં અવયવોનાં લક્ષણો અપાયા છે.

ત્રીજા અધ્યાયમાં સ્ત્રીઓનાં લક્ષણો રજૂ કરાયાં છે. કેવી કન્યા પસંદ કરવી એ વિષયથી શરૂઆત કરાય છે અને અંતમાં પદ્મિની વગેરેનુ સ્વરૂપ આલેખાયુ છે.

'વાયડ' ગચ્છના જિનદત્તસૂરિએ રચેલા વિવેકવિલાસમાંના કેટલાક શ્લોકો આ સામુદ્રિક-શાસ્ત્રમાના શ્લોકો સાથે સામ્ય ધરાવે છે. આથી એકે બીજામાંથી એ ઉદ્ધૃત કર્યા હશે અથવા તો બંનેએ કોઈ અન્ય ગ્રંથમાથી એ લીધા હશે એમ ફલિત થાય છે.

પત્તન૦સૂચી (ભા. ૧, પૃ ૮૧ ને ૧૭૧)માં જે જૈન સામુદ્રિકશાસ્ત્રનો ઉલ્લેખ છે તે આ પ્રસ્તુત કૃતિ છે કે કેમ તેનો નિર્ણય કરવો બાકી રહે છે.

[1]હસ્તકાંડ— આના કર્તા શ્રીચન્દ્રસૂરિ કે ચન્દ્રસૂરિના શિષ્ય પાર્શ્વચન્દ્ર છે. આ સો પદ્યની કૃતિના પ્રારંભમાં વર્ધમાનસ્વામીને નમસ્કાર કરીને સર્વજ્ઞે કહેલું અને પોતે અનુભવેલું એવુ જ્ઞાન રજૂ કરવાની ગ્રંથકાર પ્રતિજ્ઞા કરે છે. ત્યાર પછી 'ઉત્તર અને અધર' સંબંધી પરિભાષાની સમજણ અપાય છે ત્યાર બાદ લાભ અને હાનિ, સુખ અને દુ ખ, જીવિત અને મરણ, જય અને પરાજય, ભૂભંગ (જમીન અને છત્રનું પતન), મનોગત વિચારો, વર્ણીનો ધર્મ, સંન્યાસી વગેરેનો ધર્મ, દિશા, દિવસ

૧ આ ગુજરાતી અનુવાદ સહિત મુદ્રિત છે. જુઓ પૃ ૨૧૧.

૨ ૯૦મું અને ૯૧મું પદ્ય પાઇયમા છે એનો અનુવાદ અપાયો નથી પણ એ ચોરને લગતો વિચાર રજૂ કરે છે એમ કહ્યું છે, પરંતુ પ્રારંભમા જે વિષયો ગણાવાય છે તેમા તો આ વિષય જણાતો નથી

વગેરેનો કાલનિર્ણય, [1]અર્ઘકાંડ, ગર્ભમાં રહેલા અપત્યનો નિર્ણય, ગમનાગમન, વૃષ્ટિ અને શલ્યોદ્ધાર એ બાબતોને લગતા પ્રશ્નો વિચારાયા છે. આના સંતુલન માટે અર્હચ્ચૂડામણિસાર તેમજ ચન્દ્રોન્મીલન જોવાં ઘટે.

[2]**હસ્ત-સંજીવન**[3] યાને [4]**સિદ્ધજ્ઞાન** (લ. વિ સં. ૧૭૩૫)— આના કર્તા ચંદ્રપ્રભા વગેરેના પ્રણેતા ઉપા૦ મેઘવિજય છે. આ કૃતિમાં ૫૧૯ પદ્યો છે અને એનો ગ્રંથાગ્ર ૫૨૫ શ્લોકનો છે. અષ્ટાંગ નિમિત્તને ઘટાવવાના ઉદ્દેશથી રચાયેલો આ સમગ્ર ગ્રંથ ચાર અધિકારમાં વિભક્ત કરાયો છે. એનાં દર્શન, સ્પર્શન રેખા-વિમર્શન અને વિશેષ એમ અનુક્રમે નામ છે અને એનાં પદ્યોની સંખ્યા અનુક્રમે ૧૭૭, ૫૪, ૨૪૧ અને ૪૭ છે. આમ ત્રીજો અધિકાર સૌથી મોટો છે.

'શંખેશ્વર' પાર્શ્વનાથ, ઋષભદેવ અને વર્ધમાનસ્વામીને નમસ્કાર કરી પ્રથમ અધિકારનો પ્રારંભ શાસ્ત્ર-પીઠિકા (શ્લો. ૧–૧૯)થી કરાયો

૧ ચીજ મોંઘી (મહાર્ઘક) થશે કે સસ્તી (સમર્ઘક) એ બાબત એટલે તેજી કે મંદી થશે એ વાત અહીં વિચારાઈ છે.

૨ આ કૃતિ "મોહનલાલજી જૈન ગ્રંથમાલા"માં ઈ સ.  માં છપાઈ છે "જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથો" નામના સંસ્કરણમાં એ ગુજરાતી અનુવાદ સહિત છપાઈ છે (જુઓ પૃ ૨૧૧) અને એમાં ચિત્રો, ચક્રો અને કોષ્ટકો અપાયાં છે

૩ હાથ દ્વારા અષ્ટાંગ નિમિત્તને સંજીવન આપનારી આ કૃતિ હોવાથી એનું આ નામ સાર્થક ઠરે છે.

૪ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૪૬૧)માં તો આને હસ્તસંજીવનનો એક ભાગ કહ્યો છે. કોઈ કોઈ હસ્તસંજીવનને હસ્તસંજીવની કહે છે.

પૃ ૫૪માં નીચે મુજબની પુષ્પિકા છે –

"इति श्रीहस्तसञ्जीवने सिद्धज्ञाने प्रथमे दर्शनाधिकारे शास्त्रपीठिका"

૫ આમુખમાં (પૃ. ૭, ૧૦ ઈ૦)માં એ વાત ઉપર ભાર મુકાયો છે કે આ હસ્તસંજીવનમાં નષ્ટ–જાતક–પદ્ધતિ નથી.

છે. એમાં હાથની પ્રશંસા કરાઇ છે. શ્લો. ૮માં હસ્તજ્ઞાન-દર્શન, સ્પર્શન અને રેખા-વિમર્શન એમ ત્રણ પ્રકારો છે એમ કહ્યું છે. શ્લો ૧૯માં હાથનો બ્રહ્માએ બનાવેલી અક્ષય જન્મપત્રી (જન્મોત્રી) તરીકે ઉલ્લેખ છે.

હાથમાં ૩ તીર્થ, ૨૪ તીર્થંકરો વગેરે રહેલા છે એ રીતે એનું ધ્યાન ધરવાની હકીકત અપાઇ છે. ત્યાર બાદ હાથ તેમજ એનાં પાંચ આંગળાં વગેરેનાં નામ અપાયાં છે. અના પછી ગુરુને હાથ દેખાડવાનો વિધિ અને પ્રસંગવશાત્ ગુરુનાં લક્ષણ એ બાબત આલેખાઇ છે. ત્યાર બાદ તિથિ, વાર વગેરેને લગતાં એકંદર ૧૭ ચક્રોની સમજણ અપાઇ છે અંતમાં હાથના વર્ણાદિનો વિચાર કરાયો છે. આ અધિકારના અંતમાં સામુદ્રિક-ભૂષણમાંથી પદ્યો ઉદ્ધૃત કરાયાં છે.[1]

'સ્પર્શન' નામના બીજા અધિકારમાં હાથમાં આઠે નિમિત્તો કેવી રીતે ઘટે તે સમજાવાયું છે.[2] એમ કરતી વેળા પુસ્તક શકુન યાને શકુન-શલાકા તેમજ પાશક-કેવલી યાને પાસાકેવલીનો પણ વિચાર કરાયો છે. શ્લો. ૪૬માં [3]ચૂડામણિનો ઉલ્લેખ છે.

ત્રીજા અધિકારમાં જાતજાતની રેખાઓનું વર્ણન છે.

ચોથામા રેખાની વિશ્વા (વસા)—લંબાઇ, નખનાં અને આવર્તનાં લક્ષણો, સ્ત્રીઓની રેખા સંબંધી વિશેષ વક્તવ્ય, અને પુરુષના ડાબા હાથનુ વર્ણન એ બાબતો રજૂ કરાઇ છે.

---

૧ જુઓ આમુખ (પૃ. ૨) શું શ્લો ૯૭થી ૧૦૪ સામુદ્રિક-ભૂષણમાના છે ? જો એમ હોય તો એ માટે પ્રમાણ રજૂ થવું ઘટે આ સંબધમા સ્વોપજ્ઞ વિવતિ તપાસવી ઘટે

૨ જુઓ શ્લો. ૫૨.

૩ વસંતરાજે, રાજમૃગાંક (શકસંવત ૯૬૪) અને નરપતિએ આનો ઉલ્લેખ કર્યો છે. વિશેષ માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ ૧૭૧-૧૭૨)

રચના-સમય—સામુદ્રિક-લહરી નામની સ્વોપજ્ઞ [1]વિવૃતિમાં વિ. સં. ૧૭૩૭ની સાલનું ઉદાહરણ છે. એ ઉપરથી મૂળ કૃતિ આ વર્ષની આસપાસમાં રચાયાનું મનાય છે.

સ્વોપજ્ઞ ટિપ્પણ અને સામુદ્રિક-લહરી—મૂળ કૃતિને અંગે ગ્રંથકારે ટિપ્પણ રચ્યું છે અને એ બંનેના વિશદીકરણ માટે જીવરામ કવિના આગ્રહથી સામુદ્રિક-લહરી નામની ૩૮૦૦ શ્લોક જેવડી [2]વિવૃતિ રચી છે. આ વિવૃતિમાં સામુદ્રિક-ભૂષણ અને [3]શૈવ-સામુદ્રિક એ બે કૃતિઓનો પરિચય અપાયો છે. વિશેષમાં આ વિવૃતિમાં ૪૩ ગ્રંથોની સાક્ષી અપાઇ છે અને [4]હસ્ત-બિંબ[5], [6]હસ્તચિહ્ન-સૂત્ર, કરરેહાપયરણ (કરરેખા-પ્રકરણ), વિવેકવિલાસ વગેરેનો ઉપયોગ કરાયો છે.

## [7]શકુન-શાસ્ત્ર

શુકન અને અપશુકનની માન્યતા જગજૂની જણાય છે. તેમ છતાં વિક્રમની તેરમી સદી સુધી કોઇ જૈન ગ્રંથકારે આ વિષયની સ્વતંત્ર ગણનાપાત્ર કૃતિ સંસ્કૃતમાં રચી હોય એમ જણાતું નથી.

૧ આને કેટલાક 'ભાષ્ય' કહે છે અને એનું રેખા-શાસ્ત્ર એવું નામ રજૂ કરે છે. જુઓ "સંપાદકીય નિવેદન" (પૃ. ૧૭).

૨ આની ઈ. સ ૧૬૮૦થી ૧૭૦૦ના ગાળામા લખાયેલી એક હાથપોથીના નિર્દેશ માટે જુઓ "જૈ. સિ. ભા." (ભા. ૮, પૃ ૨૫).

૩ જુઓ અ. ૩. શ્લો. ૧૮૭ની વિવૃતિ.

૪ આમાથી ત્રણ ચિત્રો મેઘવિજયે ઉદ્ધૃત કર્યાં છે.

૫-૬ શું આ બે ગ્રંથો તેમજ સામુદ્રિક-ભૂષણ મળે છે?

૭ 'શકુન' એ સંસ્કૃત શબ્દ છે. એને ગુજરાતીમા 'શુકન' તથા 'શકન' પણ કહે છે.

નરપતિજયચર્યા (વિ. સં. [1]૧૨૩૨)— આના કર્તા ધારાના આમ્રદેવના પુત્ર જૈન ગૃહસ્થ નરપતિ છે એમણે અજયપાલના રાજ્યમા અણહિલપુરમાં વિ સં. ૧૨૩૨મા આ કૃતિ રચી છે. એમાં એમણે [2]સ્વરો ઉપરથી શુકન જોવાની અને ખાસ કરીને તો માન્ત્રિક-યન્ત્રો વડે યુદ્ધમાં વિજય મેળવવા માટે શુકન જોવાની હકીકત આલેખી છે. આ પ્રમાણે જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ. ૩૩૫)મા કહ્યું છે. પરતુ જૈન સામુદ્રિકના પાંચ ગ્રંથોના આમુખ (પૃ ૩૫-૩૬)માં નરપતિના ટીકાકાર હરિવંશ કવિનુ જે લખાણ રજૂ કરાયું છે તે આ પ્રસ્તુત કૃતિને અગેનુ જણાય છે અને એમ હોય તો નરપતિ એ નરદેવના પુત્ર છે અને એમણે આશાપલ્લી (આધુનિક અમદાવાદ)મા પ્રસ્તુત કૃતિ રચી છે. આમુખ (પૃ ૩૪-૩૫)માં જે અવતરણરૂપે સાત પદ્યો અપાયાં છે તે નરપતિજયચર્યાનાં હોય એમ જણાય છે. એમા બ્રહ્મ-યામલ વગેરે સાત યામલનો ઉલ્લેખ છે અને એ વગેરેનો પ્રસ્તુત કૃતિમા ઉપયોગ કરાયાનો ઉલ્લેખ છે.

[3]શકુનશાસ્ત્ર યાને શકુનસારોદ્ધાર (વિ સં ૧૩૩૮)— આના કર્તા માણિક્યસૂરિ છે એમણે આ કૃતિ ૧૧ વિભાગોમાં વિભક્ત કરી છે. એમાં ૫૦૭ શ્લોક છે. એની રચના વિ. સં ૧૩૩૮માં કરાઇ છે આની વિવિધ હાથપોથીઓ મળે છે.

શકુનશાસ્ત્ર સંબંધી આ ઉપરાંત કેટલીક કૃતિ નીચે મુજબ છેઃ—

શકુનદીપિકા— આ સ્વતંત્ર કૃતિ છે કે કોઇ કૃતિની વૃત્તિ છે તેમજ આના કર્તા જૈન છે કે કેમ એ પ્રશ્નો વિચારવાના રહે છે.

૧ જુઓ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ. ૩૩૫)

૨ આ ઉપરથી કેટલાક પ્રસ્તુત કૃતિને 'સ્વરોદય' કહે છે. આ નામની એક કૃતિ યશકીર્તિએ રચી છે તેમજ અન્ય કોઇએ પણ રચી છે

૩ આ કૃતિ હીરાલાલ હંસરાજે ઇ સ ૧૯૧૭મા છપાવી છે.

**શકુનપ્રદીપ**— આના કર્તા લાવણ્યશર્મા છે. શું એઓ જૈન છે?

**શકુનવિચાર**— પત્તન૦સૂચી (ભા. ૧, પૃ. ૮૦)માં આમાંથી અવ-તરણ અપાયું છે.

**શકુનસપ્તત્રિંશિકા**— આ અજ્ઞાતકર્તૃક કૃતિ છે.

**શકુનરત્નાવલિ યાને કથાકોશ**— આના કર્તા અભયદેવના શિષ્ય વર્ધમાન છે.

**શકુનાવલિ યાને બીજકૌસ્તુભ**— આના કર્તા મહર્ષિ ગૌતમ છે. શકુનાવલિ નામની બીજી બે કૃતિ છે. એકના કર્તા હેમચન્દ્ર છે અને બીજાના કર્તાનું નામ જાણવામાં નથી.

આમ શકુન-શાસ્ત્ર સંબંધી વિવિધ કૃતિઓ છે. આજકાલ શુકન જોવાની પદ્ધતિ લુપ્તપ્રાય થયેલી જોવાય છે. બાકી એક વેળા એનો ખૂબ પ્રચાર હશે એમ "शकुनो दण्डनायकः" અને લોકગીતમાંની નિમ્નલિખિત પંક્તિ જેવાં અવતરણો વિચારતાં જણાય છે:—

"ડાબી તે ભૈરવ રોઇ રહી."

[1]પંખીઓનો પરિચય, એના ભાવાભાવ અને [2]અવાજ વગેરે બાબતો શકુન-શાસ્ત્રમાં વિચારાયેલી જોવાય છે.

## સ્વપ્ન-શાસ્ત્ર

[3]**સ્વપ્ન-શાસ્ત્ર** (લ. વિ. સં. ૧૨૨૦)— આના કર્તા જૈન ગૃહસ્થ જગદ્દેવ છે. એઓ દુર્લભરાજના પુત્ર થાય છે. એ જગદ્દેવે

૧ એને વિષે જાણવા જેવી બાબતો કઈ કઈ છે તે વિષય મેં "પક્ષીઓના પરિચયની પ્રવેશિકા" નામના મારા લેખમાં ચર્ચ્યો છે. આ લેખ "ગુજરાતી"ના વિ. સં. ૨૦૦૮ના દીપોત્સવી અંકમાં તેમજ "ગુ૦ મિત્ર તથા ગુ૦ દ૦"ના તા. ૧૭-૧૧-'૫૨ના અંકમાં પણ પ્રસિદ્ધ કરાયો છે.

૨ શિયાળની બોલી ઉપરથી ભવિષ્ય ભાખનારા ગામડિઆમાં જોવાય છે.

૩ શું જગદ્દેવે રચેલી સ્વપ્ન-ચિન્તામણિ નામની કૃતિ તે આ જ છે?

સામુદ્રિકતિલક રચ્યું છે. એમનું આ [1]સ્વપ્ન-શાસ્ત્ર બે અધ્યાયમાં વિભક્ત છે. આ કૃતિનું નામ જ કહી આપે છે તેમ એનો વિષય સ્વપ્ન છે. પ્રથમ પ્રકરણમાં શુભ સ્વપ્નો વિષે અને બીજામાં અશુભ સ્વપ્નો વિષે વિચાર કરાયો છે.

સ્વપ્નસપ્તતિકાવૃત્તિ (વિ સં. ૧૨૮૭)—જ૦ મ૦માં કોઈએ સુમિણસત્તરિયા (સ્વપ્ન-સપ્તતિકા) રચી છે. એના ઉપર 'ખરતર' ગચ્છના સર્વદેવસૂરિએ જેસલમેરમાં વિ. સં ૧૨૮૭મા વૃત્તિ રચી છે. અને એ દ્વારા સ્વપ્નનો વિષય વિશદ બનાવ્યો છે.

સ્વપ્ન-પ્રદીપ યાને [2]સ્વપ્ન-વિચાર—આના કર્તા વર્ધમાનસૂરિ છે.

સ્વપ્નને અંગે અજ્ઞાતકર્તૃક કૃતિઓ નીચે મુજબ છે:—

[3]સ્વપ્ન-ચિન્તામણિ, સ્વપ્ન-લક્ષણ, સ્વપ્ન-સુભાષિત, સ્વપ્નાધિકાર, સ્વપ્નાધ્યાય, [4]સ્વપ્નાવલી અને સ્વપ્નાષ્ટકવિચાર.

## રમલ-શાસ્ત્ર

રમલ-શાસ્ત્ર (લ વિ. સ. ૧૭૩૫)—આના કર્તા ચન્દ્રપ્રભા વગેરેના પ્રણેતા ઉપા૦ મેઘવિજય છે. એમણે મેઘમહોદયમાં આ કૃતિનો ઉલ્લેખ કર્યો છે. એમણે આ કૃતિ પોતાના શિષ્ય મેરુવિજય માટે સસ્કૃતમાં રચી છે. આની કોઈ હાથપોથી હજી સુધી તો મળી આવી નથી. પાસા ફેંકી ભવિષ્ય જોવાની વિદ્યાને '[5]રમલ (ળ)' કહે છે અને

૧ આને જ કેટલાક સ્વપ્ન-ચિન્તામણિ કહે છે

૨ જિનપાલગણિએ ૮૭૫ શ્લોક જેવડી જે પાઇય કૃતિ રચી છે તેનુ સસ્કૃત નામ સ્વપ્ન-વિચાર છે.

૩ શું આના કર્તા જગદેવ છે?

૪ આમાં ૨૧ શ્લોક છે

૫ આનો બીજો અર્થ 'પાચ ધાતુના પાસા' એવો થાય છે

એના જાણકારને 'રમલી(ળી)' કહે છે. ભોજસાગરે તેમજ વિજયદેવે પણ એકેક રમલ-શાસ્ત્ર રચ્યું છે[1]

[2]પાશક-કેવલી— આના કર્તા ગર્ગાચાર્ય છે. "જૈ૦ સિ૦ ભા૦" (ભા. ૧૨, કિ. ૨, પૃ., ૨૪)માં આના અંતમાંનાં બે પદ્યો અપાયાં છે. શું સમગ્ર કૃતિ સંસ્કૃતમાં છે?

## અંગ-વિદ્યા

અંગચેષ્ટાવિદ્યા— આ શરીરનાં અવયવોની હિલચાલ ઉપરથી અને અંગોના સ્ફુરણ (ફરકવા) ઉપરથી ભવિષ્ય ભાખવાનો બોધ કરાવનારી કૃતિ હશે.

અંગસ્ફુરણ વિચાર— કયું અંગ ફરકે છે એ ઉપરથી બનનાર બનાવનો નિર્દેશ આ કૃતિમાં કરાયો હશે.

## પ્રશ્નવિચાર

ચૂડામણિ ઇત્યાદિ— [3]પણ્હાવાગરણ (પ્રશ્નવ્યાકરણ) એ જ૦ મ૦માં રચાયેલી લગભગ ૪૫૦ ગાથાની કૃતિ છે. એમાં પ્રશ્ન પૂછનારના મુખમાંથી નીકળેલા પ્રશ્નાક્ષરો ઉપરથી શુભાશુભ ફળનો નિર્ણય કરવાની સમજણ અપાઇ છે. એની એક તાડપત્રીય પ્રતિ પાટણના ભંડારમાં છે અને એના અંતમાં લીલાવતી નામની એક પ્રાચીન પાઇય વૃત્તિનો ભાગ જળવાઈ રહ્યો છે.

---

૧ આવો ઉલ્લેખ શ્રી. અગરચંદ નાહટાએ "**उस्तरलाव यंत्र संबघी एक महत्त्वपूर्ण जैन ग्रन्थ**" નામના લેખ (પૃ. ૧૧૯)મા કર્યો છે આ લેખ "જૈ૦ સિ૦ ભા૦" (ભા ૧૮, કિ. ૨, પૃ. ૧૧૯–૧૨૬)મા છપાવાયો છે

૨ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૫૫)મા **માતૃકા-કેવલી** નામની એક સસ્કૃત કૃતિનો ઉલ્લેખ છે.

૩ આના પરિચય માટે જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ. ૧૬૯–૧૭૦).

વૃત્તિઓ— પણ્હાવાગરણ ઉપર ત્રણ વૃત્તિઓ છે:—

(૧) ચૂડામણિ— આ ૨૩૦૦ શ્લોક જેવડી કૃતિ છે.

(૨) લીલાવતી.

(૩) દર્શન-જ્યોતિર્વૃત્તિ— આને પ્રશ્નવ્યાકરણ-જ્યોતિર્વૃત્તિ પણ કહે છે.

ચન્દ્રોન્મીલન— આનો વિષય ચૂડામણિને લગતો છે. એ પણ્હાવાગરણને આધારે રચાયેલી કૃતિ છે.[1]

ટીકા— આના ઉપર કોઈકની ટીકા છે.

[2]ફલાફલવિષયક પ્રશ્નપત્ર (લ. વિ સં. ૧૭૩૦)— આ ન્યાયવિશારદ ન્યાયાચાર્ય યશોવિજયગણિની કૃતિ હોય એમ લાગે છે. એમાં ચાર ચક્ર છે અને દરેકમાં સાત સાત કોઠા (કોષ્ટક) છે. વચલા કોઠામાં "ॐ ह्रीँ श्रीँ अर्हं नमः" એવું લખાણ છે. આસપાસના ૭ ૭ કોષ્ટકો ગણતાં એકંદર ૨૪ કોષ્ટકો છે અને તે અનુક્રમે ઋષભદેવથી માંડીને મહાવીરસ્વામી સુધીના ૨૪ તીર્થંકરોનાં નામથી અંકિત છે એટલે કે એ એકેક કોષ્ટક ઉપર એકેક તીર્થંકરનું નામ

૧ જુઓ પત્તન૦સૂચી (ભા ૧)ની પ્રસ્તાવના (પૃ ૫૫)

૨ આ કૃતિની એક હાથપોથી યશોવિજયગણિના હસ્તાક્ષરવાળી મળે છે એથી એઓ જ કર્તા હોવાનું મનાય છે. એ હાથપોથીમા એક જ પત્ર છે એની પહેલી પૂઠીમા સાત સાત કોઠા (કોષ્ટક) વાળા ચાર ચક્રો છે અને ઋષભદેવથી સુવિધિનાથ સુધીના નવ તીર્થંકરોનાં નામથી અંકિત ૭ ૭ ફલાદેશ અપાયા છે ત્યારે બીજી પૂઠીમા બાકીના ફલાદેશ છે પહેલી પૂઠીની પ્રતિકૃતિ સહિત સપૂર્ણ કૃતિ "જૈ૦ સા૦ સં૦' (ખંડ ૩, અ. ૨, પૃ ૧૬૨-૧૬૫)માં વિ. સ ૧૯૮૩મા પ્રકાશિત કરાઈ છે ઉપર્યુક્ત પ્રતિકૃતિ પૃ ૧૬૧ની સામે અપાઇ છે.

છે.[1] આસપાસનાં ૨૪ કોષ્ટકો નિમ્નલિખિત ૨૪ પ્રશ્નો—૨૪ બાબતની પૃચ્છા રજૂ કરે છે:—

કાર્યની સિદ્ધિ, મેઘની વૃષ્ટિ, દેશનું સૌખ્ય, સ્થાનનુ સુખ, ગ્રામાંતર, વ્યવહાર, વ્યાપાર, વ્યાજદાન, ભય, ચતુષ્પદ, સેવા, સેવક, ધારણા, બાધારુધા, પુરરોધ (નગરનો ઘેરો), કન્યાદાન, વર, જયાજય, મંત્રૌષધિ, રાજ્યની પ્રાપ્તિ, અર્થચિન્તન, સન્તાન, આગંતુક અને ગત વસ્તુ.

---

૧ પ્રથમ ચક્રના સાત કોષ્ટકો નીચે મુજબ છે—

श्रीऋषभ
१
कार्यसिद्धि
पृच्छा

श्रीअजित
२
मेघवृष्टि
पृच्छा

श्रीसंभव
३
देशसौख्य
पृच्छा

श्रीअभिनन्दन
४
स्थानसुख
पृच्छा

श्रीसुमतिनाथ
५
ग्रामांतर
पृच्छा

श्रीपद्मप्रभ
६
व्यवहार
पृच्छा

ॐ ह्रीँ श्री
अर्हं नमः

ઉપર્યુક્ત ૨૪ તીર્થંકરો પૈકી દરેકના નામ ઉપર ફલાફલવિષયક ૭ ૭ ઉત્તરો છે. જેમકે ઋષભદેવના નામ ઉપર નીચે મુજબના ઉત્તરો છે:

"शीघ्रं सफला कार्यसिद्धिर्भविष्यति; अस्मिन् व्यवहारे मध्यमं फलं दृश्यते; ग्रामान्तरे फलं नास्ति, कष्टमस्ति; भव्यं स्थान-सौख्यं भविष्यति; मध्यमं देशसौख्य भविष्यति; अल्पा मेघवृष्टिः सम्भाव्यते."

૨૪ પ્રશ્નો અને ૧૪૪ ઉત્તરો સંસ્કૃતમાં છે; બાકી પ્રશ્નો કેમ કાઢવા અને તેનું ફલાફલ કેમ જાણવું એ બાબત એ સમયની ગુજરાતી ભાષામાં દર્શાવાઇ છે અને એ ગુજરાતી લખાણથી જ આ કૃતિની શરૂઆત કરાઇ છે. એ નીચે મુજબ છે:—

"ॐ ह्रीँ श्रीँ अर्हं नमः" એણિ મન્ત્રઇ વાર ૨૧ સ્થાપના પઢી અથવા પૂગીફલ અભિમન્ત્રી મૂકાવીઇ। જેહ બોલની પૃચ્છા કરઇ તેહ થકુ જિહાં થાપના મૂંકઇ તેહના તીર્થંકરની કાટિં। પૃચ્છાના બોલ ગણતાં જેહ તીર્થંકરની કાટિં મૂંકઇ। તેહની તે ઓલી ગણવી। પં. શ્રીનયવિજયગણિશિષ્યગણિજસવિજયલિખિતં ॥છ॥"

ઉદય-દીપિકા (વિ. સં. ૧૭૫૨)—આના કર્તા ચન્દ્રપ્રભા વગેરે રચનારા ઉપા૦ મેઘવિજય છે. એમણે આ કૃતિ શ્રાવક મદનસિંહને માટે જ્યોતિષ સંબંધી પ્રશ્ન અને એના ઉત્તર રૂપે વિ. સં. ૧૭૫૨માં રચી છે. આની હાથપોથીઓ મળે છે.

પ્રશ્નસુંદરી (લ. વિ. સં. ૧૭૫૫)—આના પ્રણેતા પણ ચન્દ્રપ્રભા વગેરેના કર્તા ઉપા૦ મેઘવિજય છે. આ દ્વારા એમણે પ્રશ્ન કાઢવાની પદ્ધતિ વર્ણવી છે.

[1] વર્ષ-પ્રબોધ યાને મેઘમહોદય (પૂ. વિ સં. ૧૭૩૨)— આના પ્રણેતા ચન્દ્રપ્રભા વગેરેના કર્તા ઉપા૦ મેઘવિજય છે. આ ગ્રંથ સર્વથા સંસ્કૃત કે જ૦ મ૦માં નથી, પરંતુ બંનેમાં એના અંશો છે. એ તેર અધિકારમાં વિભક્ત છે એમાં વિવિધ વિષયો આલેખાયા છે. જેમકે ઉત્પાત, કર્પૂર-ચક્ર, પદ્મિની-ચક્ર-મંડળ, સૂર્ય-ગ્રહણ અને ચંદ્ર-ગ્રહણના ફળ, માસદીઠ વાયુનો વિચાર, વરસાદ લાવવાના અને બંધ કરવાના મંત્ર-યંત્ર, ૬૦ સંવત્સરોનાં ફળ, રાશિઓ ઉપર ગ્રહોના ઉદયનું, અસ્તનું કે વક્રીનું ફળ, અયન, માસ, પક્ષ અને દિવસનો વિચાર, સંક્રાંતિનું ફળ, વર્ષના રાજા અને મંત્રી વગેરે, વરસાદનો ગર્ભ, વિશ્વા, આયવ્યય, સર્વતોભદ્ર-ચક્ર અને વરસાદ જણાવનાર શુકન.

રચના-સમય— ઠાણ સાથે સંબંધ ધરાવનારો આ ગ્રંથ ક્યારે રચાયો તેનો ગ્રંથકારે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી, પરંતુ વિજયપ્રભસૂરિના પટ્ટધર વિજયરત્નસૂરિના રાજ્યમાં રચ્યાનું એમણે કહ્યું છે. એથી એ વિ. સં. ૧૭૩૨ની પૂર્વેનો નથી[2] એમ ફલિત થાય છે.

પૃ. ૧૨૦-૧૫૦ ગદ્યમાં છે. અને પૃ. ૧૩-૧૭નું લખાણ જ૦ મ૦માં છે, પૃ ૪૯૩માં રક્ષાપર્વનો ઉલ્લેખ છે.

સાક્ષીભૂત ગ્રંથો— વર્ષ-પ્રબોધમાં નિમ્નલિખિત ગ્રંથોનો સાક્ષી તરીકે ઉલ્લેખ કરાયો છે અને એમાંથી અવતરણો અપાયાં છે:—

૧ આ કૃતિ મેઘમહોદય-વર્ષપ્રબોધ એ નામથી પં ભગવાનદાસ જૈને જયપુરથી હિન્દી અનુવાદ સહિત ઈ. સ. ૧૯૨૬મા પ્રસિદ્ધ કરી છે. આનો હિન્દી અનુવાદ એમણે કર્યો છે. એવી રીતે આનો ગુજરાતી અનુવાદ તરફથી ઈ સ. માં પ્રકાશિત થયો છે

૨ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૪૪)મા રચના-વર્ષ 'તરીકે વિ. સં ૧૭૩૨ પછીનો' એવો ઉલ્લેખ છે.

અર્ઘકાણ્ડ (પૃ. [1]૨૯, ૩૫૫, ૩૯૪, ૪૬૦), *કુલક (પૃ. ૩૭૮), ગાર્ગીયસંહિતા (પૃ ૨૭૧, ૪૧૫, ૫૦૩), *ચતુર્માસકુલક (પૃ. ૩૫૪, ૩૭૪), જગન્મોહન (પૃ. ૨૭૨), *જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ (પૃ. ૮૯), *તિથિકુલક (પૃ ૩૫૯, ૩૮૧), ત્રૈલોક્યદીપક (પૃ. ૧૭૯, ૩૯૨, ૪૬૦), નરપતિજયચર્યા (પૃ. ૨૧૭), બાલબોધ (પૃ. ૪૦૪, ૪૦૮, ૪૧૭), *ભગવતી (પૃ ૪૪, ૬૩, ૬૫, ૬૭) અને એની વૃત્તિ (પૃ. ૪૬), *ભદ્રબાહુસંહિતા (પૃ ૪૨૭), મેઘમાલા (પૃ. ૫૨, ૨૪૯, ૨૫૧, ૩૧૯), રુદ્રકૃત મેઘમાલા (પૃ. ૪૭, [2]૧૦૦, ૧૭૨, [3]૧૯૦, ૨૧૨, ૩૨૭), હીરવિજયસૂરિકૃત મેઘમાલા (પૃ [4]૪૧, ૬૨, [5]૨૩૭, [6]૨૫૩, [7]૩૧૧, ૩૪૨, ૩૮૫, [8]૪૫૧), રત્નમાલા (પૃ. ૮૬), વારાહીસંહિતા (પૃ. ૪૯૫), વિવેકવિલાસ (પૃ. ૫, ૩૦), *સ્થાન (પૃ ૨, ૩, ૮૯, ૧૮૯) અને એની વૃત્તિ (પૃ ૪), દુર્ગદેવકૃત ષષ્ટિસંવત્સર (પૃ ૧૦૮) અને અજ્ઞાતકર્તૃક સારસંગ્રહ (પૃ. ૧૮૮, ૩૫૮, ૩૬૨).

આ પુસ્તકમાં નીચે મુજબના ગ્રંથકારોનાં નામ આપી એમની કૃતિમાંથી અવતરણો અપાયાં છે—

કેવલકીર્તિ (દિ૦) (પૃ. ૩૧૨, ૪૨૩), ગિરધરાનંદ (પૃ. ૩૮૫), મેઘજી ઉપા૦ (પૃ. ૨૬૨, ૩૪૭), મેઘમાલાકાર (પૃ. ૧૦), રુદ્રદેવ (પૃ ૩૦, ૨૧૨, ૩૩૭, ૩૬૭, ૪૧૦, ૪૨૩, ૪૨૪, ૫૦૧), વરાહ (પૃ. ૩૧૯, ૩૨૨, ૩૩૦, ૩૩૫, ૪૧૯), અને હીરસૂરિ (પૃ. ૨૫૮, ૨૬૦, ૨૮૯, ૨૯૨, ૩૪૦, ૪૬૦, ૪૬૧).

'લૌકિક' કે 'લોક' એવા ઉલ્લેખપૂર્વક ગુજરાતી પદ્યો નીચે મુજબનાં પૃષ્ઠોમાં અપાયાં છે:—

૧ આ પૃષ્ઠાંક ઉપર્યુક્ત (પૃ ૨૨૪) ભગવાનદાસના પ્રકાશનના છે

* આ ચિહ્નથી અંકિત કૃતિ પાઇયમાં છે

૨–૩ આ પૃષ્ઠો ઉપર બ્રાહ્મણ રુદ્રદેવ એવો ઉલ્લેખ છે.

૪ અહીં હીરમેઘમાલા એવો ઉલ્લેખ છે.

૫–૮ આ અવતરણ ગુજરાતીમાં છે પૃ. ૪૫૫માં મેઘમાલામાંથી ગુજરાતી ઉતારો છે

૧૧, ૨૩૦, ૨૩૨, ૨૩૪, ૨૩૮, ૨૪૮, ૨૬૦, ૨૮૯, ૨૯૦, ૨૯૬, ૨૯૮, ૩૨૦, ૩૨૬, ૩૪૨, ૩૪૮, ૩૫૨, ૩૬૧, ૩૬૬, ૩૯૩, [1]૪૦૧, ૪૦૫, ૪૦૭, ૪૧૨, ૪૪૨, ૪૫૦, [2]૪૫૧, ૪૫૪, ૪૫૯, ૪૬૦, ૫૦૦.

[3]'ઉસ્તારલાવ' યંત્ર (લ. વિ. સં. ૧૫૫૦)—આના કર્તા વિ. સં. ૧૫૩૬માં સારસ્વત-દીપિકા રચનારા મેઘરત્ન છે. એઓ 'વટ' ગચ્છના વિનયસુંદરના શિષ્ય થાય છે. એમણે પ્રસ્તુત કૃતિ ૩૮ શ્લોકમાં રચી છે. આ ખગોળશાસ્ત્રીઓને ઉપયોગી એક યંત્ર ઉપર પ્રકાશ પાડે છે. એ યંત્રને ઉર્દૂ-હિંદી-કોશમાં નક્ષત્ર-યંત્ર અને અંગ્રેજીમાં એસ્ટ્રોલાબે (astrolabe) કહે છે. એનો પરિચય Encyclopædia Britanica (Vol. II, pp. 574–575; 14th edn.)માં અપાયો છે.[4] એ ઉપરથી આ ગ્રીક યંત્ર હોવાનું મનાય છે. એની શોધ હિપાર્કસે (ઈ. સ. પૂ. ૧૫૦) અથવા પેર્ગાના એપોલોનિયસે (ઇ. સ. પૂ. ૨૪૦)માં કરી હતી. એ યંત્ર આકાશી પદાર્થોની—ગ્રહાદિની ઊંચાઇ (altitude) માપવાના કામમાં લેવાતું હતું. એ ઉપરથી કાળ (સમય) અને અક્ષાંશનો બોધ થતો હતો.

*ટીકા ઇત્યાદિ*—આ લઘુ કૃતિ ઉપર સંસ્કૃતમાં [5]ટીકા છે અને 'રાજસ્થાની' ભાષામાં અનુવાદ છે.[6]

---

૧–૨ અહીં 'ભડુલી' એવો નિર્દેશ છે.

૩ બિકાનેરના "અનૂપ-સંસ્કૃત-પુસ્તકાલય"માં આની વિ. સં. ૧૬૦૦માં લખાયેલી એક હાથપોથી છે. એનો પરિચય શ્રી અંગરચંદ નાહટાએ "उस्तरलाव यंत्र सम्बन्धी एक महत्त्वपूर्ण जैन ग्रन्थ" નામના લેખમાં આપ્યો છે. આ લેખ પ્રકાશિત છે. જુઓ પૃ. ૨૨૦.

૪ આ લેખ ઉપર્યુક્ત લેખમાં મૂળ કૃતિના શ્લો. ૧, ૩ અને ૩૮ સહિત ઉદ્ધૃત કરાયો છે. એને અંગેનું શ્રી. નેમિચન્દ્ર શાસ્ત્રીએ હિંદીમાં લખેલું 'ટિપ્પણ' સાથે સાથે છપાવાયું છે.

૫–૬ ઉપર્યુક્ત હાથપોથીમાં આ બંને છે, પરંતુ મૂળ કૃતિ અશુદ્ધ લખાયેલી છે.

# પ્રકરણ ૧૩ : વૈદ્યકશાસ્ત્ર

વૈદ્યક-શાસ્ત્રનો બોધ કરાવવા જતાં જૈન મુનિવરો અચકાયા છે, કેમકે વનસ્પતિઓનાં ઉપમર્દન વગેરે કાર્યને એઓ આરંભસમારંભના કારણરૂપ—પાપરૂપ ગણે છે. આથી આ વિષયમાં [1]જૈન કૃતિઓ ઓછી રચાઇ હોય એમ લાગે છે. ઇતર વિષયની જૈન કૃતિઓમાં વૈદ્યકવિષયક છૂટાછવાયા ઉલ્લેખો જોવાય છે. આગમિક સાહિત્યમાંના આવા ઉલ્લેખોની એક નોંધ મેં આગમોદ્ધારકની સહાયતાથી તૈયાર કરી છે પણ તે અત્યારે તો અપ્રકાશિત છે. આવી પરિસ્થિતિમાં આ વિષયની કેટલીક કૃતિઓ હું નોંધું છું:—

સિદ્ધાંત-રસાયન-કલ્પ (વિક્રમની છઠ્ઠી સદી) – દિ૦ ઉગ્રાદિત્યકૃત કલ્યાણકારકના વીસમા પરિચ્છેદ (શ્લો૦ ૮૬)માં સમંતભદ્રે [2]આયુર્વેદમાંનાં [3]આઠે અંગોનું પ્રતિપાદન કર્યાનો ઉલ્લેખ છે. કેટલાકને મતે આ સમંતભદ્રે સિદ્ધાંત-રસાયન-કલ્પ નામનો વૈદ્યક-ગ્રંથ ૧૮,૦૦૦ શ્લોક જેવડો રચ્યો છે. એના છૂટાછવાયા શ્લોકો મળે છે. એ એકત્રિત કરાય તો બેથી ત્રણ હજાર જેટલા થાય. આ કૃતિમાં જૈન પારિભાષિક શબ્દોનો ઉપયોગ કરાયો છે. આવા શબ્દોના સ્પષ્ટીકરણરૂપ એક કોશ અમૃતનંદિએ રચ્યો હતો, પરંતુ તે 'સપ્ત-સપ્તિ' સુધીનો જ મળે છે.

---

૧ શ્રી પી કે ગોડેનો "Some Notes on the Mss of medical works by Jain writers" નામનો લેખ "The Jaina Antiquary" (Vol. XIII, No 1)માં છપાવાયો છે

૨ પુષ્પાયુર્વેદમાં ૧૮૦૦૦ જાતનાં પરાગ વિનાનાં પુષ્પોનો ઉલ્લેખ છે જુઓ કલ્યાણકારકની હિંદી પ્રસ્તાવના (પૃ ૩૮)

૩ આ આઠ અંગો તે કાય, બાળ, ગ્રહ, ઊર્ધ્વાંગ, શલ્ય, દંષ્ટ્રા, જરા અને વૃષ એ છે.

**વૈદ્યક-ગ્રંથોના પ્રણેતાઓ**— ઉપર્યુક્ત કલ્યાણકારકના વીસમા પરિચ્છેદ (શ્લો. ૮૫)માં કહ્યું છે કે [1]પૂજ્યપાદે શાલાક્ય(તંત્ર), પાત્રકેસરીસ્વામીએ શલ્યતંત્ર, સિદ્ધસેને વિષ અને ઉગ્ર ગ્રહની [2]શમન-વિધિ, દશરથ ગુરુએ કાય-ચિકિત્સા, મેઘનાદે [3]બાલ-ચિકિત્સા અને સિંહનાદ મુનીન્દ્રે વૈદ્ય, વૃષ્ય અને [4]દિવ્યામૃતનું કથન કર્યું છે.

[5]**વૈદ્યક-ગ્રંથ** (પૂ. વિક્રમની છઠ્ઠી સદી)— આના કર્તા જૈનેન્દ્ર વ્યાકરણના પ્રણેતા દિ॰ પૂજ્યપાદ હોવાનું મનાય છે. મંગરાજે કે મંગુવિભુએ ૨૫૦૦ શ્લોક જેવડો કાનડીમાં રચેલો ખગેન્દ્રમણિ-દર્પણ ગ્રંથ આને આધારે યોજ્યો છે.

[6]**કલ્યાણકારક** (લ. વિ. સં. ૮૮૫)— આના કર્તા દિ॰ ઉગ્રાદિત્ય છે. એમાં ૨૫ પરિચ્છેદ છે. એ ઉપરાંત ૨૫મા પરિચ્છેદ પછી પરિશિષ્ટ-રિષ્ટાધ્યાય અને 'હિતાહિત' અધ્યાય છે. મદ્ય, મધ અને માંસની વાત બાજુએ રાખતાં ચિકિત્સાની બાબતમાં આ ગ્રંથ ચરકસંહિતા સાથે ઘણો મળતો આવે છે.

આયુર્વેદની જેમ અહીં પણ કાયથી માંડીને વૃષ [7]સુધીનાં આઠે અંગોનો વિસ્તારથી વિચાર કરાયો છે. 'હિતાહિત' અધ્યાયમાં માંસાહારનો

૧ એમનો સાદર ઉલ્લેખ ગુણાકરદેવ મુનિએ મેરુતંત્ર નામના વૈદ્યક-ગ્રંથમાં પ્રાયઃ પ્રત્યેક પરિચ્છેદના અંતમાં કર્યો છે.

૨-૪ કલ્યાણકારકના હિંદી અનુવાદ (પૃ. ૫૫૪)માં આ ત્રણના અર્થ અનુક્રમે (૧) અગદ-તંત્ર અને ભૂતવિદ્યા, (૨) કૌમારભૃત્ય અને (૩) વાજીકરતંત્ર અને દિવ્ય રસાયન-તંત્ર એમ કરાયા છે.

૫ આ "જૈ॰ સિ॰ ભા॰"માં કટકે કટકે છપાયો છે.

૬ આ કૃતિ શ્રી. વર્ધમાન પાર્શ્વનાથ શાસ્ત્રીનાં હિંદી અનુવાદ, પ્રસ્તાવના અને વનૌષધિ શબ્દાદર્શ (કોશ) સહિત "સખારામ નેમચંદ ગ્રંથમાળા"માં પુષ્પ ૧૨૯ તરીકે સોલાપુરથી ઈ. સ. ૧૯૪૦માં છપાવાઈ છે. આમાં વિસ્તૃત વિષયાનુક્રમણિકા છે.

૭ વૃષ-ચિકિત્સાથી વાજીકરણ-ચિકિત્સા સમજવાની છે.

નિષેધ કરતું લખાણ ગદ્યમાં અપાયું છે. વિશેષમાં શલ્યતંત્રનો વિષય સારી રીતે ચર્ચ્યો છે. આહ પ્રકારનાં શસ્ત્ર-કર્મ અને એના વિધાનનું નિરૂપણ વ્યવસ્થિત સ્વરૂપે અહીં કરાયું છે.

કલ્યાણકારકની રચનામાં પ્રાણાવાય નામના મહાગમનો—પૂર્વનો ઉપયોગ કર્યાનું કર્તાએ જાતે કહ્યું છે[1] પરિ૦ ૧, શ્લો. ૧૮માં 'વિદ્યા' ઉપરથી 'વૈદ્ય' ઉદ્ભવ્યો છે એમ કહ્યું છે.

આત્મોન્નતિમાં શરીર મહત્ત્વનું સ્થાન ભોગવે છે એટલે આરોગ્ય જાળવવું જરૂરી છે. પરંતુ તેમ કરવા માટે અભક્ષ્ય કે હિંસાજન્ય દ્રવ્યનું સેવન કરતાં જરૂર વિચાર કરવો ઘટે એમ જૈનાચાર્યોનું—ઉગ્રાદિત્ય વગેરેનું માનવું અને કહેવું છે. આથી તો એમણે પ્રસ્તુત કૃતિમાં મધ, મદ્ય અને માંસનુ સેવન ન કરવું પડે એવી ઔષધીઓ બતાવી છે.

રચના-સમય—'હિતાહિત' અધ્યાયના લગભગ અંતમા જે કેટલાંક પદ્યો છે તેમાંના એકમાં કહ્યું છે કે નૃપતુંગવલ્લભ મહારાજાધિરાજની સભામાં માંસાહારના પુરસ્કર્તાઓની સમક્ષ માંસાહારની નિષ્ફળતા સિદ્ધ કરી આ જૈનેન્દ્ર વૈદ્યે વિજય મેળવ્યો આ ઉપરથી આ કલ્યાણકારકના કર્તા અમોઘવર્ષ પહેલાના સમકાલીન હોવાનું મનાય છે.

સમાનનામક કૃતિઓ—પૂજ્યપાદે અને કુમારસેને પણ આ નામની એકેક કૃતિ સંસ્કૃતમાં રચી છે, જ્યારે ચિત્રકવિસેને કાનડીમાં રચી છે.[2]

પરાશ્રયી કૃતિઓ—નાગાર્જુને રચેલી યોગરત્નમાલા નામની વૈદ્યકની કૃતિ ઉપર ગુણાકરસૂરિએ વિ. સં. ૧૨૯૬માં વૃત્તિ રચી છે. એવી રીતે વાગ્ભટકૃત અષ્ટાંગહૃદય ઉપર દિ૦ આશાધરે અને વરરુચિ-કૃત યોગશાત ઉપર પૂર્ણસેને વૃત્તિ રચી છે.

૧ જુઓ પરિ૦ ૨૫, શ્લો ૫૪.
૨ જુઓ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ ૭૯-૮૦)

[1]યોગ-ચિન્તામણિ વૈદ્યકસારસંગ્રહ કિંવા [2]વૈદ્યકસારોદ્ધાર (લ. વિ. સં. ૧૬૬૦)— આના કર્તા 'નાગપુરીય તપા' ગચ્છના ચંદ્રકીર્તિસૂરિના શિષ્ય [3]હર્ષકીર્તિસૂરિ છે. આ ગ્રન્થમાં ફિરંગ (syphilis)નું વર્ણન છે. એથી એ ભાવપ્રકાશ પછી રચાયાનું અનુમનાય છે.

જૈ૦ ગ્રં૦ પ્રમાણે વૈદ્યકસારસંગ્રહ ૧૧૦૦ શ્લોક જેવડો છે અને વૈદ્યકસારોદ્ધાર ૮૦૦ શ્લોક જેવડો છે. જો આ હકીકત ખરી હોય તો આ બે ભિન્ન કૃતિ ગણાય.

[4]વૈદ્યવલ્લભ (લ. વિ. સં. ૧૭૧૦)— આના કર્તા [5]હિતરુચિના શિષ્ય હસ્તરુચિ છે. એમણે આ કૃતિ આઠ અધ્યાયમાં વિભક્ત કરી છે. એમાં એમણે જ્વર, સ્ત્રીરોગ, કાસ, (ઉપરસ), ક્ષય વગેરે રોગો, ધાતુરોગ, અતિસારાદિ, કોઢ વગેરે, મસ્તક, કાન અને આંખના રોગો તેમજ સ્તંભન પર મુરાદિ-સાહિ ગુટિકા વગેરે વિષયો પર પ્રકાશ પાડ્યો છે.

---

૧ આ મુંબઈમાં ઈ. સ. ૧૮૬૬માં છપાવાયો છે આ ગ્રંથનું સંપાદન પૂર્ણચન્દ્રશર્માના ગુજરાતી રૂપાંતર સહિત મહાદેવ રામચન્દ્ર જગુષ્ટેએ ઈ. સ. ૧૮૯૮મા કર્યું હતું. એની બીજી આવૃત્તિ ઈ. સ. ૧૯૦૮માં છપાવાઈ હતી. મૂળ કૃતિનું મરાઠી અનુવાદ સહિત સંપાદન વી. જી. સાઠેકરે બાનાપુરથી ઈ. સ ૧૯૦૭મા કર્યું હતું.

૨ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ. ૫૯૩)માં આને યોગ-ચિન્તામણિથી ભિન્ન કૃતિ ગણી છે. જ્યારે જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૬૫)મ એને અભિન્ન ગણી છે.

૩ એમની અન્ય કૃતિઓ માટે જુઓ પૃ. ૧૨૦, ૨૦૯ અને ૨૧૦

૪ પૂર્ણસેન-તુત્તમસૂરિએ આ નામની કૃતિ રચી છે. એને વૃદ્ધયોગશતક પણ કહે છે. ગૌઠવંશતિલક વૃદ્ધયોગશતક રચ્યું છે. આ બંને કૃતિ અજૈન હશે એમ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૬૪)મા કહ્યું છે. તો એ વાત સાચી છે?

૫ 'તપ' ગચ્છના વિજયસિંહસૂરિના શિષ્ય ઉદયરુચિના શિષ્યનું નામ હિતરુચિ છે. એઓ જ અત્ર પ્રસ્તુત હશે. જો એમ જ હોય તો એમણે ષડાવશ્યક ઉપર વિ. સં. ૧૬૯૭મા વ્યાખ્યા રચી છે.

[1]યોગ-રત્નાકર (વિ. સં. ૧૭૩૬)— આ કૃતિ અંચલ ગચ્છના જ્ઞાનશેખરના શિષ્ય નયનશેખરે વિ. સં. ૧૭૩૬માં ગુજરાતીમાં ચોપાઇમાં રચી છે. એનું પરિમાણ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૨૨) પ્રમાણે ૯૦૦૦ શ્લોકનું છે.

[2]દ્રવ્યાવલી-નિઘંટુ— આના કર્તા મહેન્દ્ર છે. એમણે આ કૃતિ ૯૦૦ શ્લોક જેવડી રચી છે. આ નામ વિચારતાં એમ લાગે છે કે એ વનસ્પતિઓનો કોશ હશે.

વૈદ્યકકલ્પ અને વૈદ્યકસાર— આ બંનેની તાડપત્રીય પ્રતિ મળે છે પણ એના કર્તાનાં નામ જાણવામાં નથી.

સિદ્ધયોગમાલા— આ ૫૦૦ શ્લોકની કૃતિના પ્રણેતા સિદ્ધર્ષિ છે.

રસપ્રયોગ— આના કર્તા સોમપ્રભાચાર્ય છે. જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૨૯) પ્રમાણે એ વૈદ્યકનો ગ્રંથ છે. એમાં રસ વિષે નિરૂપણ તથા પારાના ૧૮ સંસ્કારનું વર્ણન હશે.

[3]રસચિન્તામણિ— અનંતદેવસૂરિએ ૯૦૦ શ્લોક જેવડી આ કૃતિ રચી છે.

માધરાજપદ્ધતિ— આ ૧૦૦૦૦ શ્લોક જેવડી કૃતિના કર્તા માધચન્દ્રદેવ છે.

---

૧ આ નામનો ગ્રંથ મયૂરપાદ ભિક્ષુ નામના પ્રખ્યાત વૈદ્યે રચ્યો છે

૨ માધવે દ્રવ્યાવલિ રચી છે.

૩ આ કૃતિ ભાષાટીકા સાથે વેંકટેશ્વર મુદ્રણાલયમાં છપાવાઈ છે.

## સંદિગ્ધ કૃતિઓ

સિદ્ધસાર – શું આ વૈદ્યકને અંગેની જૈન કૃતિ છે?

[1]આયુર્વેદ-મહોદધિ— આ ૧૧૦૦ શ્લોક જેવડી કૃતિના કર્તા સુષેણ છે. શું એઓ જૈન છે?

ચિકિતો(?ત્સો)ત્સવ— આ ૧૭૦૦ શ્લોક પ્રમાણ કૃતિના કર્તા હંસરાજ છે. શું એઓ જૈન છે?

પ્રતાપકલ્પદ્રુમ— આ ૬૦૦૦ શ્લોક જેવડી કૃતિ પ્રતાપસિંહદેવે રચી છે. જિ૦ ર૦ કો૦માં આની નોંધ નથી તો શું એના કર્તા અજૈન છે?

[2]યોગરત્નસમુચ્ચય— આ ૪૫૦ શ્લોક જેવડી કૃતિના કર્તાનું નામ જાણવામાં નથી. શું એઓ જૈન છે?

[3]વૈદ્યામૃત— આ ૨૦૦ શ્લોક જેવડી કૃતિ શ્રીધરદેવે રચી છે. શું એઓ જૈન છે?

રત્નસાગર— આ શું વૈદ્યકની જૈન કૃતિ છે?

રસરત્નદીપિકા— મલ્લરાજ મહીપતિની ૬૦૦ શ્લોક જેવડી આ રચના છે. શું એઓ જૈન છે?

---

૧ શું આ દક્ષિણ ભારતમાં રચાયેલો નિઘંટુ છે?

૨ આ નામની એક કૃતિ તીસટના પુત્ર ચન્દ્રટે રચી છે.

૩ આ નામની એક કૃતિ માણિક્યભટ્ટના પુત્ર મોરેશ્વરે શકસંવત્ ૧૬૦૩માં રચી છે.

## પ્રકરણ ૧૪ : પાકશાસ્ત્ર

જૈન દૃષ્ટિએ જીવોના બે પ્રકાર છે (૧) શરીરી ને (૨) અશરીરી. શરીરી જીવોને દેહ હોવાથી એ ટકી રહે તે વાસ્તે—એનાથી જીવી શકાય તે માટે એને આહાર લેવો પડે છે. દરેક જાતના જીવનો આહાર એકસરખો ન જ હોય તે સ્વાભાવિક છે. તેમાં યે મનુષ્ય બુદ્ધિશાળી પ્રાણી છે એટલે એ તો કેવળ આરોગ્યની જ દૃષ્ટિએ આહારનો વિચાર ન કરે પણ એમા યે વિવિધતા અને મનોરમતા લાવવા મથે. આવા કોઇ પ્રયત્નના પરિણામે રસોઇની કળા ઉદ્ભવી અને વિકસી હશે. એને અંગેનું વ્યવસ્થિત ગ્રંથસ્થ લખાણ તે 'પાકશાસ્ત્ર' યાને 'સૂપશાસ્ત્ર' કહેવાય છે. આ જાતની કૃતિઓ ભિન્ન ભિન્ન ભાષામાં રચાયેલી મળે છે. સંસ્કૃત કૃતિઓ પૈકી [1]નલપાકદર્પણ અને ક્ષેમશર્માએ વિ. સં. ૧૬૦૫માં રચેલા [2]ક્ષેમકુતૂહલ ગણાવી શકાય ગુજરાતીમાં પાકશાસ્ત્રને લગતી જાતજાતની કૃતિઓ છે.[3] વળી જે જૈન સાહિત્ય કાનડીમાં રચાયું છે તેમાં સૂપશાસ્ત્ર સંબંધી કૃતિ છે. પરંતુ સંસ્કૃતમાં આવી કોઇ કૃતિ કોઇ જૈન ગૃહસ્થે—શ્રાવિકાએ પણ-રચી હોય એમ જણાતું નથી વસુદેવહિંડીમાં જે 'પોરાગમ' એવો ઉલ્લેખ છે તે શું પાકશાસ્ત્ર છે કે એના કોઇ એક અંગરૂપ વિષય સાથે સંબદ્ધ છે? ગમે તે હો પણ એ સંસ્કૃતમાં છે કે કેમ અને એની રચના જૈનને હાથે થયેલી છે કે કેમ એ પ્રશ્ન તો ઊભા જ રહે છે.

---

૧ આ "ચૌખમ્બા સંસ્કૃત સિરીઝ"મા છપાયેલા છે.

૨ આ "આયુર્વેદીય ગ્રન્થમાળા"મા વૈદ્ય જાદવજી ત્રિકમજીએ છપાવેલ છે. એનો સંક્ષિપ્ત પરિચય શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ આયુર્વેદનો ઇતિહાસ (પૃ. ૨૨૭)માં આપ્યો છે

૩ આની એક સૂચી મેં રસોઇનું રસાયણ નામના પુસ્તકના અવલોકનમાં આપી છે એ અવલોકન "માનસી" (વ ૧૦, અ ૩)માં છપાયું છે

# પ્રકરણ ૧૫ : વિજ્ઞાન

'વિજ્ઞાન'નો સામાન્ય અર્થ 'વિશિષ્ટ જ્ઞાન' એમ થાય છે. વળી આ શબ્દના બીજા પણ અર્થ કરાય છેઃ (૧) શાસ્ત્રીય જ્ઞાન, (૨) અનુભવ-જ્ઞાન અને (૩) બ્રહ્મજ્ઞાન. અહીં તો હું આ શબ્દ ભૌતિક-શાસ્ત્ર, રસાયન-શાસ્ત્ર, જીવ-શાસ્ત્ર, ભૂસ્તર-શાસ્ત્ર, ખનિજ-શાસ્ત્ર, ધાતુ-શાસ્ત્ર એમ વિવિધ વૈજ્ઞાનિક શાખાઓને અંગેના ગ્રંથો એ અર્થમાં વાપરું છું. અન્ય શબ્દોમાં કહું તો જેને અંગ્રેજીમાં સાયન્સ (science) કહે છે તેને લગતા ગ્રંથો એમ અહીં હું 'વિજ્ઞાન' શબ્દથી સૂચવું છું.

કલાકલાપ (લ. વિ. સં. ૧૨૮૦)—ચ૦ પ્ર૦ (પૃ. ૧૨૬)માં 'વાયડ' ગચ્છના જિનદત્તસૂરિના શિષ્ય અમરચન્દ્રસૂરિની કૃતિઓ ગણાવાઇ છે. એમાંની એકનું નામ અહીં કલાકલાપ એમ અપાયું છે અને એનો 'શાસ્ત્ર' તરીકે ઉલ્લેખ કરાયો છે. શું એમાં ૭૨ કે ૬૪ કળાઓનું નિરૂપણ હશે? ક્ષેમેન્દ્રે કલાવિલાસ રચ્યો છે તેના જેવી આ કૃતિ હશે? કલાકલાપની એકે હાથપોથી હજી સુધી તો મળી આવી નથી એટલે એ કૃતિના વિષય વિષે ખાતરીથી શું કહેવાય?

મૃગ-પક્ષિ-શાસ્ત્ર (લ. વિ. સં. ૧૩૨૫)—આના કર્તા હંસદેવ છે. એઓ શૌંડદેવના આશ્રિત—કૃપાપાત્ર (protegé) થાય છે. વિ. સં.ની ૧૩મી સદીમાં વિદ્યમાન આ હંસદેવે બે ખંડમાં ૧૭૧૨ શ્લોકમાં આ કૃતિ રચી છે. પ્રાણિ-વિદ્યા (zoology)ના આ વિરલ પુસ્તકની એક હાથપોથી ત્રિવેન્દ્રમના "રાજમહેલ-પુસ્તકાલય"માં છે.

ગજ-પ્રબંધ, ગજ-પરીક્ષા યાને હસ્તિપરીક્ષા (લ. વિ. સ. ૧૨૧૫)— આના કર્તા જગદ્દેવના પિતા દુર્લભરાજ હોવાનું મનાય છે. શું ૧૫૦૦ શ્લોક જેવડી જે કૃતિનો ઉલ્લેખ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૬૧)માં છે તે જ આ છે? શું એમાં પાલકાપ્યના [1]હસ્ત્યાયુર્વેદનો ઉપયોગ કરાયો છે?

તુરંગ-પ્રબંધ (લ. વિ. સં. ૧૨૧૫)— આના કર્તા જગદ્દેવના પિતા દુર્લભરાજ હોવાનું મનાય છે.

શાલિ-હોત્ર— આ ઘોડા પારખવાની વિધાને અંગેની કૃતિ હશે. આ નામની ૧૩૮ શ્લોકની કૃતિ ભોજે રચી છે.

અશ્વાદિગુણ— આ નામથી એક કૃતિ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૬૧)માં નોંધાયેલી છે એમાં ઘોડા વગેરેના ગુણો વર્ણવાયા હશે.

શ્વાન-સપ્તતિકા— આ નામની એક કૃતિ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૫૭)માં નોંધાયેલી છે. શું એ સંસ્કૃતમાં છે?

[2]શ્વ-રુદિત— જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૮૬)માં "[3]શુનોરુત" નામની કૃતિની એક હાથપોથી સુરતના જૈનાનંદ પુસ્તકાલયમાં હોવાનો ઉલ્લેખ છે. એ હાથપોથી મેં જોઈ તો જણાયું કે એ એક પત્રની હાથપોથી છે અને એમાં ૨૫ પદ્યો છે. એના પ્રારંભમાં "श्रीशंषे(खे)श्वरा(र)पा`र्श्वनाथाय नमः" એમ છે. અંતમાં "इति शुनरुत समाप्तं ॥श्री॥ छ॥श्री॥" એવો ઉલ્લેખ છે.

---

૧ આમા હાથીના લક્ષણ, વર્ણ, લગભગ ૧૮૦ રોગો અને એની ચિકિત્સા, હાથીના પાલન, એને પકડવાની રીત ઈત્યાદિ વિષે નિરૂપણ છે આ ચાર સ્થાનમાં કુલ ૧૬૦ અધ્યાયમા રચાયેલી કૃતિ પૂનાની "આનંદાશ્રમ ગ્રંથમાલા"મા પ્રસિદ્ધ કરાઈ છે

૨ આ નામ મે યોજ્યું છે

૩ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૪૦૦)મા ૨૦ પાઇય પદ્યોમા રચાયેલી અને શ્વાનરુતશકુનવિચાર એવા નામાંતરવાળી શ્વાનરુત નામની કૃતિની નોંધ છે.

આરંભમાં આ કૃતિનું આદ્ય પદ્ય નીચે મુજબ છે:—

"प्रस्थाने च प्रवेशे च स्वग(गृ)हाभ्यन्तरेऽपि वा।
शुना वै रुदितं चित्रं प्रवक्ष्याम्यनुपूर्वश(:) ॥१॥"

આ કૃતિમાં પોતાના ઘરથી પ્રસ્થાન કે એમાં પ્રવેશ કરતી વેળા કૂતરાની પ્રવૃત્તિ કેવી છે તે ઉપરથી મળનારા ફળનો ઉલ્લેખ કરાયો છે. જેમ કે ગામમાં પેસતાં મનુષ્યના કરતાં પહેલાં જો કૂતરો પ્રવેશે તો એ મનુષ્યને ગામમાંથી ઇષ્ટ ભોજન અને સુખે નિવાસ મળે (શ્લો. ૩). જે વ્યક્તિને પ્રસ્થાનની વેળાએ કૂતરાનું મુખ માંસથી અથવા અન્ય ભક્ષ્યથી પૂર્ણ દેખાય તેને લાભ થાય અને એનું કાર્ય સિદ્ધ થાય (શ્લો. ૬). હરિત (લીલી વસ્તુ)ને મુખમાં રાખી કૂતરો દોડતો જોવાય તો રાજાની કૃપા અને ખ્યાતિ મળે અને ચિન્તવેલું કાર્ય સફળ થાય (શ્લો. ૧૩). પ્રસ્થાનના સમયે જો કૂતરો ડાબી બાજુથી જમણી બાજુ જાય તો પ્રસ્થાન દુઃખકર જાણી ન કરવું (શ્લો. ૧૫). જો કૂતરો અકાળે વિસ્વર અને તીક્ષ્ણ રુદન કરતો હોય તો મોટો ભય ઉપસ્થિત થશે એમ જાણવું (શ્લો. ૨૦). મધ્યાહ્નના સમયે ગામમાં ઊંચું મુખ રાખીને કૂતરો રડે તો આગનો ભય રહે (શ્લો. ૨૧).

કાક-રુત— આ કૃતિની એક હાથપોથી અહીંના (સુરતના) જૈનાનંદ પુસ્તકાલયમાં હોવાનો ઉલ્લેખ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ. ૮૩)માં છે. એ જોતાં જણાયું છે કે આ લગભગ અઢીસો વર્ષ ઉપરની ગુજરાતી ભાષામાં લખાયેલી કૃતિ છે. એમાં કાગડાને ઉદ્દેશીને ત્રણ પિંડ બનાવી જાતજાતના પ્રશ્નોના ઉત્તર વિચારાયા છે.

ધનુર્વેદ— આ કૃતિની જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૬૨)માં નોંધ છે.

ધનુર્વિદ્યા અને એની વૃત્તિ— આ કૃતિઓ વિષે જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૬૨)માં ઉલ્લેખ છે. શું આ બંને કૃતિ સંસ્કૃતમાં છે અને એના કર્તા જૈન છે?

સમસ્તરત્નપરીક્ષા— આ નામ ઉપરથી એમ જણાય છે કે એમાં તમામ જાતનાં [1]રત્નોની પરીક્ષાનું નિરૂપણ હશે. આ ૬૦૦ શ્લોક જેવડી કૃતિની નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૬૩)માં છે. સંગ્રામસિંહે બુદ્ધિસાગરમાં રત્નાદિની પરીક્ષાનો વિષય ચર્ચ્યો છે.

રત્ન-પરીક્ષા (લ. વિ. સં. ૧૩૭૦)— આ નામની એક કૃતિ ઠક્કુર [2]ફેરુએ 'કલિકાલચક્રવતી' અલાઉદ્દીન ખીલજીના રાજ્યમાં પોતાના પુત્ર હેમપાલને બોધ કરાવવા માટે રચી છે. શું એ સંસ્કૃતમાં છે?

[3]હીરક-પરીક્ષા— આ કોઈ દિગંબરે ૯૦ શ્લોક જેવડી રચેલી કૃતિનું નામ વિચારતાં એમ લાગે છે કે હીરાની પરીક્ષા કેમ કરવી એ બાબત આ કૃતિમાં ચર્ચાઈ હશે.

---

૧ કેટલાક રત્નોના નામ અભિ૦ ચિં૦ (કાંડ ૪, શ્લો ૧૨૯–૧૩૪)માં અપાયા છે શ્લો ૧૨૯ની સ્વોપજ્ઞ વિવૃતિમા વાચસ્પતિના નામથી રત્નની આઠ જાતિ ગણાવાઈ છે (૧) હીરો, (૨) મોતી, (૩) સુવર્ણ, (૪) રૂપું, (૫) ચન્દન (૬) શંખ, (૭) ચર્મ અને (૮) વસ્ત્ર વિવિધ જાતના રત્નોનો—હીરા, મોતી વગેરેનો અનેક આકૃતિઓ અને ચિત્રો સહિત પરિચય જી એફ હર્બર્ટ સ્મિથકૃત Gem–stones and their distinctive characters નામનાં પુસ્તકમાં અપાયો છે. એની "મેથુએન ઍન્ડ કંપની લિમિટેડ" તરફથી લંડનથી બીજી આવૃત્તિ ઈ સ. ૧૯૧૩માં પ્રકાશિત કરાઈ છે

૨ એમની અન્ય કૃતિઓ માટે જુઓ પૃ ૧૯૪, ૧૯૬, ૧૯૯ અને ૨૩૮

૩ આ કૃતિની નોધ પ્રો. પિટર્સને એમના ચોથા હેવાલમા લીધી છે. એનો ક્રમાક ૧૫૦૪ છે

ધાતુપરીક્ષા (લ. વિ. સં. ૧૩૭૫)—આના કર્તા ઠક્કર ફેરુ છે. શું આ કૃતિ સંસ્કૃતમાં છે?

[1]મષી-વિચાર—જેસલમેરના ભંડારમાં આ કૃતિની હાથપોથી હોવાનો અને એમાં તાડપત્ર તેમજ કાગળ ઉપર લખવા માટે કામમાં લેવાની શાહી (મષી) કેમ બનાવવી એ હકીકત હોવાનો ઉલ્લેખ જૈ૦ ગ્રં૦(પૃ. ૩૬૨)માં છે

લેખ-પદ્ધતિ—આની નોંધ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૩૮)માં છે

લેખન-પ્રકાર—જૈ૦ ગ્રં૦ (પૃ. ૩૬૨)માં આ કૃતિ વિષે ઉલ્લેખ છે.

વિજ્ઞાન-ચંદ્રિકા, વિજ્ઞાનાર્ણવ અને વિજ્ઞાનાર્ણવોપનિષદ્—આ ત્રણે કૃતિની નોંધ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૫૫)માં છે.

---

૧ આ નામ મેં યોજ્યું છે.

## પ્રકરણ ૧૬ : નીતિશાસ્ત્ર

'નીતિ' એ અનેકાર્થી શબ્દ છે. એના (૧) સદાચાર, (૨) આચરણને અંગેના નિયમો, (૩) ચાલચલગત, (૪) રાજનીતિ, (૫) પદ્ધતિ અને (૬) ધોરણ એમ વિવિધ અર્થ કરાય છે. આ પૈકી અંતિમ બે અર્થ તો અત્ર અપ્રસ્તુત છે.

આચરણના નિયમોનું શાસ્ત્ર તેમજ રાજનીતિનું શાસ્ત્ર પણ 'નીતિશાસ્ત્ર' કહેવાય છે. વ્યવહારકુશળતાને પણ એમાં સ્થાન છે. વિશેષમાં બોધદાયક મિતાક્ષરી વચનો—વાક્યોનો—નીતિસૂત્ર (maxim)નો—[1]સુભાષિતોનો પણ આ નીતિશાસ્ત્રમાં સમાવેશ કરાય છે. આમ વિવિધ બાબતો ઉપર નીતિશાસ્ત્ર પ્રકાશ પાડે છે. એને અંગેની કૃતિઓ હવે આપણે વિચારીએ તે પૂર્વે એ વાત નોંધી લઈશું કે 'ધર્મ' એ અંગ્રેજી શબ્દ રીલિજ્યન (religion) કરતાં વિશેષ વ્યાપક હોવાથી એમાં નીતિ (ethics)નો અંતર્ભાવ થાય છે, પરંતુ કેવળ નીતિમય જીવન એ કંઇ ધાર્મિક જીવન નથી એટલે કે નીતિને ધર્મ સાથે લેવાદેવા હોય જ એમ નહિ. તેમ છતાં નીતિમય જીવન જીવવું એ માનવતાના સોપાનનું પ્રથમ પગથિયું તો છે જ.

---

૧ સુભાષિતો સદાચારના દ્યોતક અને પોષક છે. એને લગતા સંગ્રહને અંગ્રેજીમાં એન્થોલોજી (anthology) કહે છે. એમાં સૈકાઓનો અનુભવ મધુરી વાણીમાં વિશદ રીતે રજૂ કરાયેલો હોય છે.

## (૧) સામાન્ય નીતિ

[1]**પ્રશ્નોત્તરરત્નમાલા યાને** [2]**રત્નમાલિકા** (ઉ વિ. સં. ૯૦૦)— આ ૨૯ પદ્યોની કૃતિનો વિષય સામાન્ય નીતિ છે અને એ પ્રશ્ન અને ઉત્તર દ્વારા ઘણી સુગમ સંસ્કૃત ભાષામાં ચર્ચાયો છે. આના કર્તા [3]વિમલસૂરિ છે તો કેટલાકને મતે દિ૦ જિનસેનના અનુરાગી અમોઘવર્ષ છે.[4] કેટલાક આને 'બૌદ્ધ' કૃતિ તો કેટલાક આને વૈદિક [5]હિંદુઓની કૃતિ

૧ આ કૃતિ "કાવ્યમાલા" (ગુ. ૭)માં ઇ. સ ૧૯૦૭મા (ત્રીજી આવૃત્તિ) છપાયેલી છે. દેવેન્દ્રકૃત ટીકા સહિત એ હીરાલાલ હંસરાજે જામનગરથી ઈ. સ ૧૯૧૪મા છપાવી છે

૨ જુઓ H I L (Vol II, p 559 fn)

૩ કોઈ કોઈ એમને વીરસંવત્ ૫૩૦માં **પઉમચરિય** રચનાર વિમલસૂરિ માને છે વળી કેટલાક 'વિમલ'ને બદલે વિમલચન્દ્ર નામ રજૂ કરે છે

૪ જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૫૨૦). અહીં કહ્યુ છે કે તિબેટી અનુવાદમા અમોઘવર્ષનું નામ છે

આ સંબંધમાં પં. લાલચન્દ્ર ગાંધીએ "આચાર્ય શ્રીવિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ" (પૃ ૫૭–૬૫)માં છપાયેલા એમના લેખ નામે "શ્વેતાંબર ગુરુ વિમલસૂરિની પ્રશ્નોત્તરરત્નમાલા"મા વિરુદ્ધ મત દર્શાવ્યો છે. તેમ કરવા માટે એમણે નીચે મુજબના કારણ આપ્યાં છે—

(અ) **પ્રશ્નોત્તરરત્નમાલા**ની ઘણી તાડપત્રીય હાથપોથીઓ પણ શ્વેતાંબરોના ભંડારોમા જોવાય છે અને વિ. સં. ૧૨૨૩થી આ કૃતિના કર્તા શ્વેતાંબર વિમલ હોવાની પરંપરા જળવાઈ રહી છે.

(આ) અમોઘવર્ષના નામવાળું પદ્ય આર્યાને બદલે અનુષ્ટુભમાં છે તે વ્યાજબી નથી

(ઇ) અમોઘવર્ષ દીક્ષા લીધા બાદ પોતાનો પૂર્વાવસ્થાના નામે—રાજા તરીકે ઉલ્લેખ કરે એ સમુચિત ન ગણાય.

(ઈ) અમોઘવર્ષના નામવાળું પદ્ય કેટલું પ્રાચીન છે તેની તપાસ થવી ઘટે.

(ઉ) **પ્રશ્નોત્તરરત્નમાલા**ના 'તિબેટી' અનુવાદમાં અમોઘવર્ષનું નામ મળે છે એ માટે પ્રમાણ દર્શાવાયું નથી.

૫ કેટલાક આ કૃતિના કર્તા તરીકે શુક યતીન્દ્રનો ઉલ્લેખ કરે છે.

ગણે છે.[1] એ ગમે તે હો, પણ એ ઉપરથી એ વાત ફલિત થાય છે કે આ કૃતિ સર્વમાન્ય—સર્વધર્મસંમત થઇ શકે તેવી છે અને થઇ છે. આના ઉપર નીચે મુજબનું વિવરણાત્મક સાહિત્ય છે.—

(૧) વૃત્તિ—આ ૨૧૩૪ શ્લોક જેવડી છે. એનો પ્રારંભ "चन्द्रादित्यमहौषधी"થી થાય છે. એની રચના યશોઘોષના શિષ્ય હેમપ્રભે વિ. સં. ભુવન-શ્રુતિ-રવિ એટલે ૧૨૭૩માં કરી છે એમ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧. પૃ ૨૭૬)માં ઉલ્લેખ છે. પં. લાલચન્દ્ર ગાંધીએ તો એમના લેખમા વિ સં. ૧૨૨૩નો ઉલ્લેખ કર્યો છે.

(૨) [2]ટીકા—આ ૭૩૨૬ શ્લોક જેવડી ટીકાના કર્તા 'રુદ્રપલ્લીય' ગચ્છના સંઘતિલકના શિષ્ય દેવેન્દ્ર છે. એમણે આ ટીકા વિ. સં. ૧૪૨૯માં રચી છે અને પ્રત્યેક પ્રશ્નને અંગે એકેક કથા આપી છે.

(૩) વૃત્તિ—આ મુનિભદ્રે રચી છે. H I L (Vol. II, p 559, fn)માં મણિભદ્રનો ઉલ્લેખ છે તે શુ સાચો છે?

(૪) ટીકા—આના કર્તાનું નામ જાણવામાં નથી.

રૂપાંતર—ભવ્યોત્તમ મુનિએ આ પ્રશ્નોત્તરરત્નમાલાનું રૂપાંતર પાઇયમા કર્યું છે.[3] શાધ્ફનર (Schiefner) દ્વારા તિબેટી રૂપાંતર

---

૧ જુઓ H I L (Vol II, pp 559-560) મંજૂશ્રી, ગણેશ અને મહાવીરને ઉદ્દેશીને પણ મંગલાચરણો લેવાય છે કોઇક કર્તા તરીકે શંકરાચાર્યનો ઉલ્લેખ કર્યો છે.

૨ આ પ્રકાશિત છે જુઓ પૃ ૨૪૦.

૩ પવોલિનિએ કરેલુ પાઇય રૂપાતર G S A I (II, pp 153-163)માં છપાયું છે

તિયેટીમાં અને જર્મનમાં સંપાદિત કરાયું છે.[1] ઇ સ. ૧૮૬૭માં[2] ફ્રેન્ચ અનુવાદ છપાયો છે.[3]

સમાનનામક કૃતિ— ઉત્તમર્ષિની એક કૃતિનું નામ પ્રશ્નોત્તર-રત્નમાલા છે.

**નીતિશાસ્ત્ર** (લ. વિ. સં. ૧૩૦૦)—આના કર્તા તિલકપ્રભસૂરિ છે. એઓ 'પૂર્ણિમા' ગચ્છના દેવસૂરિના શિષ્ય થાય છે. એમણે **સુભાષિતાવલી** રચી છે. આ બંને કૃતિનો ઉલ્લેખ અજિતપ્રભસૂરિએ વિ. સં. ૧૩૦૭માં રચેલા **શાંતિનાથચરિત્ર**ની પ્રશસ્તિ (શ્લો.)માં કર્યો છે. ઉપર્યુક્ત તિલકપ્રભસૂરિએ આ **નીતિશાસ્ત્ર** રચ્યું તે પૂર્વે ભાવનાસાર રચ્યો હતો.

[4]**નીતિધનદ**[5] (વિ. સં. ૧૪૯૦)— આના કર્તા ધનદ છે. એમને ધન્યરાજ અને ધનરાજ પણ કહે છે. એઓ મંડન મંત્રીના કાકા [6]દેહડના

---

૧ એ રૂપાંતર પેટ્રોપોલીથી ઈ. સ ૧૮૫૮મા પ્રસિદ્ધ થયુ છે.

૨ Indische Streifen (I, pp 210 ff)મા બે રૂપાતરોના જર્મન અનુવાદો પ્રસિદ્ધ થયા છે શ્લો. ૮, ૧૦, ૨૬ અને ૨૭નો વિન્તર્નિત્સે કરેલો અંગ્રેજી અનુવાદ HIL (Vol. II, pp. 559-560)મા અપાયો છે

૩ "Indian Historical Quarterly (V, p 1431)મા ઈ. સ. ૧૯૨૯મા વિધુશેખર ભટ્ટાચાર્યનો લેખ છપાયો છે.

૪ આ તેમજ **શૃંગાર-ધનદ** અને **વૈરાગ્ય-ધનદ** એ ત્રણે શતકો "કાવ્યમાલા" (ગુ. ૧૩)મા ઈ. સ. ૧૯૧૬મા મુદ્રિત થયા છે.

૫ આ કૃતિને જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૨૧૬)મા **નીતિ-શતક** કહી છે.

૬ એઓ ગુર્જર પાદશાહનો ગર્વ તોડનારા ઘોરી **આલમશાહ**ના મંત્રી થાય છે. એમણે 'ખરતર' ગચ્છના મુનિઓ પાસેથી તીર્થંકરોનાં ચરિત્રો સાભળી તત્ત્વોપદેશ પ્રાપ્ત કર્યો હતો.

પુત્ર થાય છે. એમની માતાનું નામ ગંગાદેવી હતું. આ ધનદે ભર્તૃહરિકૃત શતકત્રયની પેઠે ત્રણ શતકો રચ્યાં છે. એને ધનદ-ત્રિશતી તરીકે ઓળખાવાય છે. આ પૈકી એક શતક તે નીતિ-ધનદ છે, અને બીજાં બે તે શૃંગાર-ધનદ અને વૈરાગ્ય-ધનદ છે નીતિ-ધનદ નામની કૃતિ મંડપદુર્ગમાં વિ. સં. ૧૪૯૦માં રચાયેલી છે. એમાં ધનદે પોતાનો પરિચય આપ્યો છે. સાથે સાથે એમાં એમણે જિનભદ્રસૂરિનું સ્મરણ કર્યું છે.

**નીતિશાસ્ત્ર** (લ. વિ. સં. ૧૫૩૦)—આ ધર્મશ્રેષ્ઠીની કૃતિ છે. એની એક હાથપોથી વિ. સં. ૧૫૩૪માં લખાયેલી મળે છે.

[૧]**નીતિસાર**—આ ૧૧૩ પદ્યની કૃતિના રચનાર દિ૦ ઇન્દ્રનંદિ છે. ૭૦મા પદ્યમાં પ્રભાચન્દ્ર તેમજ નેમિચન્દ્રનો ઉલ્લેખ છે.

**નીતિસારસમુચ્ચય**—આના કર્તાનું નામ કુંદકુંદાચાર્ય છે.

**નીતિ-રસાયન**—આના કર્તા શુભચન્દ્ર છે. શું એમણે જ વિ. સં. ૧૬૦૮માં પાંડવ-પુરાણ રચ્યું છે?

**નીતિગ્રન્થ**—આ અજ્ઞાતકર્તૃક કૃતિ છે.

**નીતિસાર**—પ્રભાચન્દ્રે તેમજ સમયભૂષણે આ નામની એકેક કૃતિ રચી છે.

[૨]**સજ્જન-ચિત્ત-વલ્લભ**—આ સામાન્ય નીતિને લગતી ૨૫ પદ્યોની કૃતિના કર્તા મલ્લિષેણ છે. ત્રીજા પદ્ય ઉપરથી એઓ દિ૦ હોય એમ લાગે છે. એ પદ્યમાં મલ્લિષેણનો ઉલ્લેખ છે.

**ટીકા**—આ લઘુ કૃતિના ઉપર કોઈકની ટીકા છે. અભિનવ શ્રુતમુનિએ કાનડીમાં આ લઘુ કૃતિની ટીકા રચી છે.

---

૧ આ "મા૦ દિ૦ ગ્રં૦"માં ગ્રંથાંક ૧૨ નામે "તત્ત્વાનુશાસનાદિસંગ્રહ"માં પૃ. ૫૮-૬૯માં વિ. સં. ૧૯૭૫માં છપાવાયો છે.

૨ આ નામની એક કૃતિ પં નેમિદાસે રચી છે

[1]રત્નમાલા—આ સદાચારને અંગેની ૬૭ શ્લોકની કૃતિ છે. એ દિ૦ સમંતભદ્રના શિષ્ય શિવકોટિની રચના છે. એના સંપાદકના મતે આ કૃતિના પ્રણેતા આરાહણાના કર્તાથી ભિન્ન છે, કેમકે શ્લો. ૨૨, ૬૩ અને ૬૪ એ આરાહણામાંના નિરૂપણથી ભિન્ન મત દર્શાવે છે. વિશેષમાં એમણે કહ્યું છે કે શ્લો. ૬૫ યશસ્તિલકમાંથી ઉદ્ધૃત કરાયો હશે.

## (૨) સુભાષિતો

સૂક્તિસમુચ્ચય (લ. વિ. સં. ૧૦૨૫)— આના કર્તા યશસ્તિલક (વિ. સં. ૧૦૧૬), નીતિવાક્યામૃત [2]વગેરે રચનારા દિ૦ સોમદેવસૂરિ હોવાનું કેટલાક માને છે.

[3]સુભાષિત-રત્ન-સન્દોહ (વિ. સં. ૧૦૫૦)— આના કર્તા દિ૦ [4]અમિતગતિ બીજા છે. એઓ 'માથુર' સંઘના માધવસેનના શિષ્ય અને [5]નેમિષેણના પ્રશિષ્ય થાય છે.[6] એમણે [7]આરાધના, [8]ઉપાસકાચાર યાને

૧ આ "મા૦ દિ૦ ગ્રં૦"મા ગ્રંથાંક ૨૧મા વિ. સં. ૧૯૭૯મા છપાવાઈ છે.

૨ જુઓ પૃ ૨૬૧–૨૬૨.

૩ આની બીજી આવૃત્તિ "કાવ્યમાલા" (ગુ. )મા ઈ. સ. ૧૯૦૯મા છપાઈ છે. આ મૂળ કૃતિ હિંદી અનુવાદ સહિત "હરિભાઈ દેવકરણ જૈન ગ્રંથમાલા"મા ગ્રંથાંક ૩ તરીકે ઈ. સ. મા છપાઈ છે. વળી આ કૃતિ આર શ્મિટ અને હર્ટલ એ બેના સંયુક્ત જર્મન અનુવાદ સહિત Z D M Gમા બે કટકે ઈ. સ. ૧૯૦૫ અને ઈ. સ. ૧૯૦૭મા Vol. 59 અને 61માં છપાઈ છે.

૪ "આચાર્ય અમિતગતિ" એ નામનો પં. નાથૂરામ પ્રેમીનો લેખ જૈ૦ સા૦ ઇ૦ (પૃ. ૧૭૨–૧૮૨)માં છપાયો છે.

૫ એમના ગુરુ તે 'વીતરાગ' અમિતગતિ યાને અમિતગતિ પહેલા છે. એ અમિતગતિ વીરસેનના શિષ્ય દેવસેનના શિષ્ય થાય છે. એ અમિતગતિ પહેલાએ યોગસાર-પ્રાભૃત રચ્યું છે એમ કેટલાક કહે છે.

૬ એમની શિષ્ય-પરંપરા નીચે મુજબ છે—

શાન્તિષેણ, અમરસેન, શ્રીષેણ, ચન્દ્રકીર્તિ અને વિ. સં. ૧૨૪૭મા 'અપભ્રંશ'માં છક્કમોવએસ રચનાર અમરકીર્તિ.

૭ આ વિજયોદયા અને દર્પણની સાથે છપાઈ છે.

૮ આ કૃતિ "અનંતકીર્તિ દિગંબર જૈન ગ્રંથમાલા"મા વિ. સં. ૧૯૭૯મા છપાઈ છે.

શ્રાવકાચાર, [1]ભાવના-દ્વાત્રિંશતિકા, [2]ધર્મપરીક્ષા, [3]પંચસંગ્રહ અને ૧૨૧ પદ્યનો [4]સામાયિક-પાઠ પણ રચ્યાં છે. પ્રસ્તુત કૃતિ એમણે ૯૨૨ પદ્યોમાં ૩૨ પ્રકરણોમાં વિભક્ત કરી વિ. સં. ૧૦૫૦મા રચી છે. આપ્તનું સ્વરૂપ વિચારતી વેળા વૈદિક હિંદુઓના દેવોની કડક સમાલોચના ૨૬મા પ્રકરણમા કરાઇ છે. વિશેષમાં અંતમાં ૨૧૭ પદ્યો દ્વારા શ્રાવકોના ધર્મ વિષે નિરૂપણ કરાયું છે અને એ રીતે શ્રાવકાચારની આ નાની આવૃત્તિ ગણાય સ્ત્રીઓના ગુણો અને દોષો, ઇન્દ્રિયોનો નિગ્રહ વગેરે બાબતો આ કૃતિમાં આલેખાઈ છે.

[5]**હેમચન્દ્ર-વચનામૃત** (લ. વિ. સ. ૧૨૨૦[6])— આ રચના 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ વિ સં. ૧૨૨૦ની આસપાસમાં રચેલા ત્રિષષ્ટિ૦ના દસે પર્વમાંથી ચૂંટી કાઢેલાં વચનામૃતોના સંગ્રહરૂપ છે. આ સંગ્રહમાં સાતમા પર્વ પૂરતો અંશ ન્યાયતીર્થ સાહિત્યતીર્થ મુનિશ્રી હિમાંશુવિજયે યોજ્યો છે અને એનો ગુજરાતી અનુવાદ પણ એમણે કર્યો છે, જ્યારે બાકીનાં નવે પર્વમાથી વચનામૃતો એકત્રિત કરી તેનો ગુજરાતી

---

૧ આને સામાયિકપાઠ પણ કહે છે આ ૩૩ પદ્યની કૃતિ "મા૦ દિ૦ ગ્રં૦"મા ગ્રંથાક ૧૩મા પૃ ૧૩૨–૧૩૭મા વિ સં ૧૯૭૫માં છપાઇ છે

૨ આ કૃતિ હિન્દી અનુવાદ સહિત ઘણા વર્ષો ઉપર છપાઈ છે

૩ આ "મા૦ દિ૦ ગ્ર૦"મા ગ્રંથાક ૨૫ તરીકે ઈ. સ ૧૯૨૭મા છપાયો છે

૪ આ કૃતિ "મા૦ દિ૦ ગ્રં૦મા ગ્રંથાક ૨૧ નામે "સિદ્ધાન્તસારાદિસંગ્રહ"મા પૃ ૧૭૦–૧૯૧મા વિ સં. ૧૯૭૯માં છપાઈ છે

૫ આ કૃતિ "વિજયધર્મસૂરિગ્રન્થમાલા"મા પુસ્તક ૩૬ તરીકે વિ. સં ૧૯૯૩માં પ્રકાશિત થયેલી છે આમા બે અનુક્રમણિકાઓ અપાઈ છે પહેલીમા પર્વ અને સર્ગના ક્રમાક અપાયા છે અને બીજીમા વિષયનો ઉલ્લેખ માનનીય-વર્ગ, કુટુંબ-વર્ગ, રાજ-વર્ગ, દ્વન્દ્વ-વર્ગ, ગુણિ-વર્ગ, અવગુણિ-વર્ગ ઈત્યાદિ વર્ગો પાડીને કરાયો છે. વિશેષમાં એને દેવ-કાંડ (૪૮), માનવ-કાંડ (૪૭૬), તિર્યક્-કાંડ (૬૫) અને અજીવ-કાંડ (૩૨૪) એમ ચાર કાંડમાં વિભક્ત કર્યાં છે અહી ૪૮ ઈત્યાદિ વચનોની સખ્યા છે.

૬ આ રચનાસમય હેમચન્દ્રવચનામૃતગત સંસ્કૃત લખાણને અગેનો છે

અનુવાદ મુનિશ્રી જયન્તવિજયજીએ કર્યો છે આ સમગ્ર સંગ્રહમાં ૯૧૫ વચનામૃતો છે. આમાં કેટલાંક વચનામૃતો એવા છે કે જેમાં બબ્બે નીતિવાક્યો સંકળાયેલાં છે.

આ સગ્રહમાં પરમાત્મા, સૂર્ય, ચન્દ્ર, મુનિ, સંત, ગુરુ, વડીલ, શિષ્ય, અતિથિ, સાધર્મિક, આર્ત, ચક્રવર્તી, મંત્રી, સુભટ, સારથિ, પ્રજા, બ્રાહ્મણ, મિત્ર, શત્રુ, સ્ત્રી, પશુ, પક્ષી, રાજનીતિ ઇત્યાદિને લગતાં વચનામૃતો છે.

[1]સૂક્તિમુક્તાવલી, સિન્દૂરપ્રકર યાને સોમશતક (લ. વિ સ. ૧૨૫૦)— આના કર્તા સોમપ્રભસૂરિ છે. એઓ 'પોરવાડ' વૈશ્ય સર્વદેવનો પુત્ર અને જિનદેવના પૌત્ર થાય છે. એમણે કુમારાવસ્થામાં 'બૃહદ્' ગચ્છના અજિતદેવના શિષ્ય વિજયસિંહ પાસે દીક્ષા લીધી હતી અને એઓ ટૂંક સમયમા આચાર્ય બન્યા હતા એમણે વિ સં. ૧૨૪૧માં [2]કુમારવાલપડિબોહ રચ્યો છે. વળી [3]સુમઈનાહચરિય,

૧ આ કાવ્ય "કાવ્યમાલા" (ગુ. ૭)મા ઈ સ ૧૯૦૭મા (ત્રીજી આવૃત્તિ) છપાયુ છે એ હર્ષકીર્તિસૂરકૃતિ વ્યાખ્યા સહિત અમદાવાદથી ઈ સ. ૧૯૨૪મા પ્રસિદ્ધ થયુ છે ભીમસી માણેક તરફથી આ કાવ્ય આ વ્યાખ્યા, એને અગ્રેનો કોઈકનો બાલાવબોધ તેમજ પં. બાનરસીદાસે વિ. સં. ૧૬૯૧મા આ કાવ્ય પરત્વે કરેલ હિદી કવિત્ત સહિત ઈ. સ ૧૯૦૨મા પ્રસિદ્ધ કરાયું છે વળી આ મૂળ કૃતિ હર્ષકીર્તિસૂરિકૃત વ્યાખ્યા સહિત "હંસવિજય ફ્રી લાયબ્રેરી" તરફથી ઈ. સ ૧૯૨૪મા છપાવાઇ છે શ્રી ભાવજી દામજી શાહે મૂળ કૃતિ પદ્યાનુક્રમણિકા, શબ્દ-કોષ અને ગુજરાતી અનુવાદ સહિત પ્રસિદ્ધ કરી છે અને એની ચોથી આવૃત્તિ ઈ. સ. ૧૯૩૬મા બહાર પડી છે.

૨ જુઓ પા૦ ભા૦ સા૦ (પૃ ૧૧૮).

૩ એજન, પૃ ૧૧૭-૧૧૮.

[1]શતાર્થ-કાવ્ય અને એની [2]સ્વોપજ્ઞ વૃત્તિ તેમજ [3]શૃંગારવૈરાગ્ય-તરંગિણી પણ એમની કૃતિઓ છે. એમનો સ્વર્ગવાસ 'શ્રીમાલ' નગરમાં વિ સં. ૧૨૮૪ની આસપાસમા થયાનું મનાય છે. એમના પટ્ટધર તે સુપ્રસિદ્ધ જગચ્ચન્દ્રસૂરિ છે

આ પ્રાસાદિક કૃતિ સૂક્તિરૂપ મુક્તાઓની માળા જેવી હોવાથી એનું **સૂક્તિમુક્તાવલી** એવું નામ કર્તાએ અંતિમ શ્લોકમા દર્શાવ્યું છે. આ કૃતિનો પ્રારંભ 'સિન્દૂર-પ્રકર'થી થતો હોવાથી એનું આ નામ પડ્યું છે. એમા સો શ્લોક હોવાથી એના કર્તાનું નામ જોડી એને **સોમશતક** કહે છે. ભર્તૃહરિકૃત **નીતિશતક** જોઇને કર્તાએ આ શતક રચ્યું હશે એ વિવિધ છંદોમાં ગુંથાયેલુ છે.

**વિષય**— મંગલાચરણથી શરૂ કરાયેલા આ શતકમાં શ્લો. ૯-૯૨-રૂપ એકવીસ ચતુષ્ટયમા એકેક વિષય રજૂ કરાયો છે આ ૨૧ની નોંધ શ્લો ૮માં જોવાય છે. જિનેશ્વર, ગુરુ, ધર્મ અને સંઘની મહત્તા, અહિંસાદિ પાંચ [4]મહાવ્રતો, ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય ઉપર વિજય, સહૃદયતા તેમજ દાન, શીલ, તપ અને ભાવ અહીં વર્ણવાયા છે. ટૂંકમાં આમ અહીં જૈન ધર્મ અને નીતિ સાથે સંબંધ ધરાવનારા વિવિધ વિષયો સુબોધ અને હૃદયંગમ શૈલીએ રજૂ કરાયા છે. આમાના કેટલાક

---

૧ આ કાવ્ય એની સ્વોપજ્ઞ વૃત્તિ તેમજ એના ગુજરાતી અનુવાદ સહિત અનેકાર્થસાહિત્યસંગ્રહના પ્રથમ વિભાગમા ઈ સ ૧૯૩૫મા છપાવાયું છે.

૨ આ પ્રકાશિત છે. જુઓ ટિ ૧

૩ આ પ્રકરણરત્નાકર (ભા ૨ પૃ. ૨૧૭-૨૪૭)મા ગુજરાતી અનુવાદ સહિત ઇ સ ૧૮૭૬મા છપાયું છે નંદલાલની ટીકા સહિત આ કૃતિ વડોદરાના શ્રાવક જગજીવને વિ સં ૧૯૪૨મા છપાવી છે. "જૈન સ્વયંસેવક મંડળે" ઇન્દોરથી આ કૃતિ મારા ગુજરાતી અનુવાદ અને સ્પષ્ટીકરણ સહિત ઇ. સ ૧૯૨૩મા છપાવી છે.

૪ પ્રાણાતિપાત-વિરમણ, મૃષાવાદ-વિરમણ, અદત્તાદાન-વિરમણ, અબ્રહ્મવિરમણ અને પરિગ્રહ-વિરમણ

પદ્યો કુમારવાલપડિબોહમાં અને 'भवारण्यं'થી શરૂ થતું ૯૭મું પદ્ય શૃંગાર-વૈરાગ્ય-તરંગિણીમાં ૪૫મા પદ્ય તરીકે જોવાય છે.

ઉલ્લેખ—જલ્હણદેવે પોતાની સૂક્તિમુક્તાવલી (લ વિ. સં. ૧૨૫૦)માં આ કાવ્યનો સોમપ્રભસૂરિના નામથી ઉલ્લેખ કર્યો છે અને "लक्ष्मीः पश्यति (? सर्पति)"થી શરૂ થતું ૭૬મુ પદ્ય ઉદ્ધૃત કર્યું છે.

વૃત્તિઓ—આ સોમશતક જૈન સમાજમાં ઘણું પ્રિય બનતાં એના ઉપર વિવિધ વૃત્તિઓ રચાઇ છેઃ—

(૧) વૃત્તિ—આના કર્તા 'ખરતર' ગચ્છના જિનહિતસૂરિના શિષ્ય કલ્યાણરાજના શિષ્ય ચારિત્રવર્ધન છે. એમણે આ વૃત્તિ વિ સં. ૧૫૦૫માં રચી છે.

(૨) વ્યાખ્યા—'भूर्भुवस्वस्त्रीयी'થી શરૂ થતી આ વ્યાખ્યા જિનસાગરના શિષ્ય ધર્મચન્દ્રે રચી છે.

(૩) વ્યાખ્યા—આ 'નાગપુરીય તપા' ગચ્છના ચન્દ્રકીર્તિસૂરિના શિષ્ય હર્ષકીર્તિસૂરિએ રચી છે.

(૪) ટીકા—આના કર્તા 'ખરતર' ગચ્છના જિનતિલકસૂરિ છે. આની એક હાથપોથી વિ. સં. ૧૬૬૨માં લખાયેલી મળે છે.

(૫) ટીકા—આ ગુણકીર્તિસૂરિની વિ. સં. ૧૬૬૭ની રચના છે. એઓ 'મલધારી' ગચ્છના ગુણનિધાનસૂરિના અનુગામી થાય છે.

(૬) ટીકા—આના કર્તા વિમલસૂરિ છે.

(૭) ટિપ્પણ—આ ભાવચરિત્રે રચ્યું છે.

(૮) ટીકા—આના કર્તાનું નામ જાણવામાં નથી.

પ્રમોદકુશલગણિના નામે જે સિન્દૂરપ્રકરનો ઉલ્લેખ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ. ૪૪૨)માં છે તે શું પ્રસ્તુત-સિન્દૂરપ્રકરની ટીકા તો નથી ને?

ઇટાલિયન અનુવાદ— સિન્દૂર-પ્રકરનો પવોલિનિએ [1]ઇટાલિયન ભાષામાં અનુવાદ કર્યો છે. એ અનુવાદ એફ. એલ પુસે દ્વારા રચાયેલા ઉપોદ્ઘાત સહિત SIFI (II, 33-72)મા ઇ સ ૧૮૯૮મા છપાયો છે.

અનુકરણો— પ્રસ્તુત સિન્દૂર પ્રકરના અનુકરણરૂપે કર્પૂર-પ્રકર, કસ્તૂરી-પ્રકર અને હિંગુલ-પ્રકર રચાયા છે.

સૂક્તાવલી (લ વિ સ. ૧૨૮૦)— ચ૦ પ્ર૦ (પૃ ૧૨૧)માં પદ્માનંદ મહાકાવ્ય વગેરે રચનરા અમરચન્દ્રસૂરિની કૃતિઓ ગણાવતી વેળા આનો ઉલ્લેખ કરાયો છે પણ આ કૃતિની એકે હાથપોથી હજી સુધી તો મળી આવી નથી

[2]વિવેક-કલિકા અને [3]વિવેક-પાદપ (લ. વિ સં. ૧૨૮૦)— આ બે સૂક્તિસંગ્રહ છે અને એ બનેના કર્તા અલંકાર-મહોદધિના પ્રણેતા નરેન્દ્રપ્રભસૂરિ છે. પહેલા સૂક્તિસગ્રહમા ૧૧૦ પદ્યો અને બીજામાં ૪૨૧ પદ્યો હોવાનું અનુમનાય છે.

વિવેકકલિકા ભિન્ન ભિન્ન છન્દોમાં રચાયેલી છે, જ્યારે વિવેકપાદપનાં ઉપલબ્ધ ૧૦૮ પદ્ય પૈકી ૧૦૭ અનુષ્ટુભ્મા છે. બાકીના બે પદ્ય પ્રશસ્તિ-

૧ આ સબધમા જુઓ મારો લેખ નામે "જર્મન અને ઇટાલિયન અનુવાદોથી અલંકૃત જૈન કૃતિઓ" આ લેખ જૈ૦ ધ૦ પ્ર૦ (પુ ૬૬, અ. ૧)મા છપાયો છે

૨–૩ આ બે વિષે કેટલીક માહિતી ડૉ સાંડેસરાએ એમની નિમ્નલિખિત કૃતિ (પૃ. ૧૪૨–૧૪૩)મા આપી છે —

Literary Circle of Mahāmātya Vastupāla and its contribution to Sanskrit Litarature

આ કૃતિ "સિં૦ જૈ૦ ગ્ર૦"મા ઈ સ ૧૯૫૩મા પ્રકાશિત કરાઈ છે

૩૫ છે અને એ બે પદ્યો અનુક્રમે શાર્દૂલવિક્રીડિત અને વસન્તતિલકા છંદમાં છે. આ બંને કૃતિમાંથી [1]અવતરણો **પત્તન૦સૂચી** (ભા. ૧, પૃ. ૧૮૭)માં અપાયાં છે. પરંતુ આ બંને કૃતિ પાટણના ભંડારની એક ખંડિત તાડપત્રીય હાથપોથીમાં અપૂર્ણ સ્વરૂપે મળે છે. એ હાથપોથીમાં **વિવેકકલિકા**નાં ૬૯ પદ્યો અને **વિવેકપાદપ**નાં ૧૦૯ પદ્યો મળે છે. એ ઉપરથી જાણી શકાય છે કે આ બંને કૃતિઓ મોટે ભાગે સુભાષિતો પૂરાં પાડે છે, જ્યારે જૈન ધર્મને લગતી બાબતો ઓછા પ્રમાણમાં નિરૂપાઇ છે.

**સુભાષિતાવલી** (લ. વિ. સં. ૧૨૮૦)— આના કર્તા તિલકપ્રભસૂરિ છે. એઓ 'પૂર્ણિમા' ગચ્છના દેવસૂરિના શિષ્ય થાય છે એમણે **નીતિશાસ્ત્ર** રચ્યું છે. એઓ વિ. સં. ૧૩૦૭માં **શાંતિનાથચરિત્ર** રચનારા અજિતપ્રભસૂરિના ગુરુ **વીરપ્રભ**ના ગુરુ હોય એમ ભાસે છે. જો એમ જ હોય તો એમની આ રચના વિ. સં. ૧૨૮૦ની આસપાસની હશે.

[2]**સૂક્ત-રત્નાકર** (લ. વિ. સં. ૧૨૮૦)— આના કર્તા ગૃહસ્થ માધવસિંહ ઉર્ફે મન્મથસિંહ છે. એઓ વિદ્યાસિંહના પુત્ર થાય છે. એમણે આ કૃતિ બે ભાગમાં વિભક્ત કરી છે. એનું પરિમાણ ૮૮૬૫ શ્લોક જેવડું છે. આની એક હાથપોથી વિ. સં. ૧૩૪૭માં લખાયેલી છે.[3]

---

૧ **વિવેકપાદપ**ના શ્લો. ૨૪ અને **વિવેકકલિકા**ના શ્લો. ૧૨, ૩૬ અને ૮૦ ઉપર્યુક્ત અંગ્રેજી કૃતિમાં ઉદ્ધૃત કરાયા છે.

૨ આ નામની એક કૃતિ ધર્મકુમારે રચી છે.

૩ જુઓ **પત્તન૦સૂચી** (ભા. ૧, પૃ. ૧૩૭).

સૂક્તિ-સમુચ્ચય (લ. વિ. સ ૧૨૯૦)— આ નામ મે-યોજ્યુ છે. આના કર્તા [1]વસ્તુપાલ છે. સોમેશ્વરકૃત ઉલ્લાઘ-રાઘવ (અંક ૮) ઉપરથી જણાય છે કે વસ્તુપાલને સૂક્તિઓ રચવાનો શોખ હતો એમની કેટલીક સૂક્તિ નરનારાયણાનન્દના બીજા પરિશિષ્ટમાં અપાયેલી છે.

સૂક્તાવલી યાને સૂક્ત-સંગ્રહ— આ ૧૫૦૦ શ્લોક જેવડી કૃતિના કર્તા લક્ષ્મણ છે. એની શરૂઆત "સૂક્તિરત્નસુધા"થી થાય છે અને એની એક હાથપોથી પાટણના ભંડારમા છે

[2]સૂક્ત-મુક્તાવલી (લ વિ સં ૧૫૨૫)— આ અજ્ઞાતકર્તૃક કૃતિમાં ૧૨૭ અધિકાર છે સૌથી પ્રથમ અધિકાર ધર્મોપદેશને અંગેના ૫૦ સૂક્તોરૂપ છે. ૪૭મો અધિકાર મૂર્ખને લગતો છે અને એમા દસ પદ્યો છે. આ કૃતિ સૂક્ત અર્થાત્ સુભાષિતરૂપ મોતીની માળા છે. એમાંનાં ઘણાંખરા સૂક્તો સસ્કૃતમા છે, કેટલાક પાઇયમાં છે તો કોઈ કોઈ [3]જૂની ગુજરાતીમાં છે. એ ભાષા જોતાં એમ અનુમનાય કે આ કૃતિ વિક્રમની પંદરમી સદી પહેલાંની નહિ હશે

૧ એમને અને સાથે સાથે એમના ભાઇ તેજપાલને વીરધવલ ગજાએ વિ સ. ૧૨૭૬મા મંત્રી નીમ્યા હતા (જુઓ જૈ૦ સા૦ સં૦ ઇ૦નું પૃ ૩૫૫) વસ્તુપાલનું અવમાન વિ સં ૧૨૯૬મા થયુ હતુ (જુઓ જૈ૦ સા૦ સં૦ ઇ૦નું પૃ ૩૬૯).

૨ આ "દે૦ લા૦ જ૦ પુ૦ મ૦" તરફથી ઈ. સ ૧૯૨૨મા પ્રકાશિત થયેલી છે અંતમા આ કૃતિમાના પદ્યોની અકારાદિ ક્રમે સૂચી અપાઇ છે વળી ૧૨૭ અધિકારોના નામ અનુક્રમે આપી એના પદ્યોની સખ્યા દર્શાવાઇ છે

૩ જુઓ ૧૧૬મો અધિકાર (પત્ર ૯૧આ–૯૨આ)

**સૂક્તાવલી** યાને [1]કર્પૂર-પ્રકર (ઉ. વિ સં. ૧૫૫૦)—આ વજ્રસેનના શિષ્ય હરિ (હરિષેણ)ની કૃતિ છે એમાં ૧૭૯ પદ્યમાં ૮૭ દ્વાર દ્વારા શ્રાવકના [2]બાર વ્રતો, દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વો, [3]સાત ક્ષેત્રો, શબ્દાદિ પાંચ વિષયો અને ક્રોધાદિ ઉપર વિજય એમ વિવિધ વિષયો નિરૂપાયા છે. પ્રસંગોપાત્ત વિષયને વ્યક્ત કરનાર ઉદાહરણોનું સૂચન કરાયું છે. આ કૃતિને એના કર્તાએ **સૂક્તાવલી** કહી છે. એને કેટલાક **સુભાષિતકોશ** પણ કહે છે. આના અંતિમ પદ્યમાં ગ્રંથકારે પોતાના ગુરુ વજ્રસેનને **ત્રિષષ્ટિસાર**ના અને પોતાને **નેમિચરિત્ર**ના કર્તા કહ્યા છે.

**વિવરણો**—"કર્પૂરપ્રકર"થી શરૂ થતી આ કૃતિ ઉપર 'ખરતર' ગચ્છના જિનવર્ધનસૂરિના શિષ્ય [4]**જિનસાગરસૂરિએ** જૈ૦ ગ્રં૦ (પૃ. ૧૭૬) પ્રમાણે વિ. સં. ૧૫૫૧માં અવચૂરિ રચી છે અને એના મૂળમાં સુચવાયેલા

---

૧ આ કૃતિ ગુજરાતી અનુવાદ અને જિનસાગરની ટીકા સહિત હરિશંકર કાલિદાસે ઈ. સ ૧૯૦૧માં છપાવી છે. મૂળ કૃતિ ઉપર્યુક્ત ટીકા તેમજ સોમચન્દ્રકૃત **કથામહોદધિ** સહિત હીરાલાલ હંસરાજે ઇ સ ૧૯૧૬મા પ્રસિદ્ધ કરી છે. વળી જિનસાગરીય ટીકા સહિત મૂળ કૃતિ "જૈ૦ ધ૦ પ્ર૦ સ૦" તરફથી વિ. સં ૧૯૭૫મા પ્રકાશિત થઇ છે (એમાં ટીકાનો રચનાસમય અપાયો નથી). આ ઉપરાત મૂળ કૃતિ શ્રીવિજયનેમિસૂરિના શિષ્યરત્ન શ્રી વિજયપદ્મસૂરિએ વિ સં. ૨૦૦૩મા રચેલા ગુજરાતી પદ્યાત્મક ટીકા, શ્લોકાર્થ અને સ્પષ્ટાર્થ સહિત "જૈ૦ ગ્રં૦ પ્ર૦ સ૦" તરફથી થોડાક વર્ષ ઉપર છપાઈ છે, પરંતુ એમાં પ્રકાશનવર્ષનો ઉલ્લેખ નથી

૨ આ બાર વ્રતો નીચે મુજબ છે.—

સ્થૂલ-પ્રાણાતિપાત-વિરમણ, સ્થૂલ-મૃષાવાદ-વિરમણ, સ્થૂલ-અદત્તાદાન-વિરમણ, સ્વદારસંતોષ, પરિગ્રહનું પરિમાણ, દિગ્વ્રત, ભોગોપભોગપરિમાણ, અનર્થદંડવિરમણ, સામાયિક, દેશાવકાશિક, પૌષધ અને અતિથિસંવિભાગ.

૩ જિન-પ્રતિમા, જિન-મંદિર, શ્રુતજ્ઞાન તેમજ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ સાત ક્ષેત્રો ગણાય છે.

૪ એમણે 'દેવકુલપાટક' નગરમાં શાન્તિનાથના બિંબની પ્રતિષ્ઠા વિ સં. ૧૪૯૪માં કરાવી હતી.

ઉદાહરણોનો કથા દ્વારા સ્ફોટ કર્યો છે. 'તપા' ગચ્છના લક્ષ્મીસાગરસૂરિના શિષ્ય જયરાજે, હર્ષકુલે, યશોવિજયગણિએ તેમજ અન્ય કોઈકે પણ એકેક ટીકા રચી છે.[1]

**સૂક્ત-મુક્તાવલી** (લ. વિ. સં. ૧૬૦૦)— આ નામની ૨૩૩૨ શ્લોક જેવડી એક અજ્ઞાતકર્તૃક કૃતિની હાથપોથી વિ. સં ૧૬૧૮માં લખાયેલી છે. શું આ કૃતિ તે જ પૃ. ૨૫૧માં નોંધાયેલી **સૂક્તમુક્તાવલી** છે?

**સૂક્ત-સંગ્રહ** (લ. વિ. સં. ૧૬૨૦)— આના કર્તા લક્ષ્મીકલ્લોલગણિ છે. એઓ હર્ષકલ્લોલના શિષ્ય થાય છે. એમણે આયાર ઉપર **તત્ત્વાવગમા** નામની અવચૂરિ સૌભાગ્યહર્ષના રાજ્યમાં એટલે કે વિ. સં. ૧૫૮૩થી ૧૫૯૭ના ગાળામાં રચી છે. વળી એમણે નાયાધમ્મકહા ઉપર **મુગ્ધાવબોધા** નામની વૃત્તિ સોમવિમલસૂરિના રાજ્યમાં અર્થાત્ વિ. સં. ૧૫૯૦થી ૧૬૩૭ના ગાળામાં રચી છે.

**અવચૂરિ**— આના કર્તાનું નામ જાણવામાં નથી.

[2]**સૂક્ત-રત્નાવલી** (વિ. સં. ૧૬૪૭)— આના કર્તા હીરવિજયસૂરિના પટ્ટાલંકાર વિજયસેનસૂરિ છે. એમણે વિ. સં. ૧૬૪૭માં 'અનુષ્ટુભ્'માં ૫૧૧ પદ્યોમાં આ કૃતિ રચી છે અને એ દ્વારા વિવિધ વિષયનાં મનોરમ અને સચોટ સુભાષિતો પૂરાં પાડ્યાં છે.

**સૂક્તરત્નાવલી** (લ. વિ. સં. ૧૬૫૦)— **વિજયપ્રશસ્તિ** કાવ્યની વૃત્તિની પ્રશસ્તિ (શ્લો. ૫૩) ઉપરથી જણાય છે કે હેમવિજયગણિએ **સૂક્ત-રત્નાવલી** રચી છે પણ એ ઉપર્યુક્ત કૃતિથી ભિન્ન હોવી જોઈએ

૧ મેરુસુંદરે બાલાવબોધ અને ધનવિજયે સ્તબક (ટબ્બો) રચ્યા છે

૨ આ કૃતિ "જૈ૦ આ૦ સ૦" તરફથી વિ. સ. ૧૯૬૯મા પ્રકાશિત થઈ છે અને એમા કેટલેક સ્થળે પદ્યો ખંડિત છે. આ નામની બીજી પણ કૃતિ છે

કેમકે એમાં તો વિજયસેનનું જ નામ છે આ હેમવિજયગણિ એ લક્ષ્મીભદ્રની શાખામાં થયેલા 'તપા' ગચ્છના અમરવિજયના શિષ્ય કમલવિજયના શિષ્ય થાય છે. એઓ કુશળ કવિ હતા એમણે નિમ્નલિખિત કૃતિઓ રચી છેઃ—

(૧) અન્યોક્તિમુક્તાવલી યાને અન્યોક્તિમુક્તામહોદધિ, (૨) ઋષભ-શતક, (૩) કથારત્નાકર, (૪) [1]કસ્તૂરીપ્રકર, (૫) [2]કીર્તિકલ્લોલિની, (૬) [3]જિનસ્તવન–ચતુર્વિંશતિકા યાને ચતુર્વિંશતિજિનસ્તુતિ, (૭) જિનસ્તુતિ, (૮) [4]પાર્શ્વનાથ-ચરિત, (૯) [5]વિજયપ્રશસ્તિ, (૧૦) સદ્‌ભાવશતક અને (૧૧) સ્તુતિત્રિદશતરંગિણી.

આ ઉપરાંત એમણે અનેક સ્તોત્રો રચ્યાં છે[6] એમની આ સૂક્તરત્નાવલી પ્રસિદ્ધ થવી ઘટે.

સૂક્તિ-રત્નાકર (લ વિ. સં ૧૬૫૦)— આ ધાતુમંજરી વગેરે રચનારા [7]સિદ્ધિચન્દ્રગણિએ સંકલિત કરેલી કૃતિ છે. એમાં ૩૭૭ સુભાષિતોનો સંગ્રહ કરાયો છે. એમા વિવિધ [8]ગ્રન્થકારો અને [9]ગ્રન્થો

૧ આ કૃતિ ભીમસી માણેકે ઈ સ. ૧૯૦૮મા પ્રકાશિત કરી છે.

૨ આ વિજયસેનસૂરિની પ્રશસ્તિરૂપ કૃતિ છે

૩ આ જૈન-સ્તોત્ર-સમુચ્ચય (પૃ ૨૬૭-૨૮૪)મા પ્રકાશિત થયેલી છે.

૪ આ વિ સ ૧૬૩૨મા રચાયેલુ ચરિત "ચુનીલાલ ગ્રંથમાલા"મા ભીખીબાઈ ચુનીલાલ પન્નાલાલ તરફથી વિ. સ. ૧૯૭૨મા છપાવાયુ છે.

૫ આ કાવ્ય ગુણવિજયની વિજયદીપિકા નામની ટીકા સહિત "ય૦ જૈ૦ ગ્ર૦"મા વીરસંવત્ ૨૪૩૭મા પ્રસિદ્ધ કરાયું છે.

૬ હેમવિજયગણિએ ગુજરાતીમા કમલવિજયરાસ વિ સ ૧૬૬૧મા રચ્યો છે.

૭ એમની અન્ય કૃતિઓ માટે જુઓ પૃ ૫૪-૫૫.

૮-૯ આના નામ માટે જુઓ ભાનુચન્દ્રગણિચરિત (પૃ. ૬૩-૬૪) અને એની શ્રી. મો. દ. દેશાઇની પ્રસ્તાવના (પૃ ૭૩)

વિષે ઉલ્લેખ છે. જે [1]વૃદ્ધપ્રસ્તાવોક્તિરત્નાકર આ જ ગણિએ રચ્યો છે તે શું પ્રસ્તુત કૃતિથી ભિન્ન છે?

**સૂક્તિ-દ્વાત્રિંશિકા યાને સૂક્ત-દ્વાત્રિંશિકા** (લ. વિ સં. ૧૬૫૦)— આ કૃતિ 'દોધક' છંદમાં ૩૨ પદ્યમાં વિ. સં. ૧૬૫૦મા મુનિ સારંગ કવિએ રચી છે

**સ્વોપજ્ઞ વિવરણ**— કર્તાએ જાતે આ કૃતિને વિ. સં. ૧૬૫૦મા વિવરણથી વિભૂષિત કરી છે.

[2]**કસ્તૂરી-પ્રકર** (લ. વિ. સં. ૧૬૫૦)— આ કમલવિજયગણિના શિષ્ય હેમવિજયગણિની ૧૮૨ કારિકા પૂરતી રચના છે. એમણે આ કૃતિ હીરવિજયસૂરિના રાજ્ય દરમ્યાન રચી છે.

**સ્વોપજ્ઞ વૃત્તિ**— ઉપર્યુક્ત કસ્તૂરી-પ્રકર ઉપર કર્તાએ જાતે વૃત્તિ રચી છે.

**કસ્તૂરી-પ્રકરણ**— સોમસુંદર ઉપાધ્યાયે ૧૦૦૦ શ્લોક જેવડું કસ્તૂરી-પ્રકરણ રચ્યું છે. સંવેગસુંદરે પણ આ નામની કૃતિ રચી છે.

[3]**હિંગુલ-પ્રકર** (લ. વિ. સં. ૧૭૦૦)— આના દ્વિતીય પદ્યનો આરંભ "[4]હિંગુલપ્રકર"થી થાય છે. એના કર્તા ઉપા૦ વિનયસાગર છે.

---

૧ આનો ઉલ્લેખ સિદ્ધિચન્દ્રગણિએ ભક્તામરસ્તોત્રની ટીકામાં કર્યો છે એમ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૬૪)મા કહ્યુ છે

૨ આ કૃતિ પ્રકાશિત છે. જુઓ પૃ. ૨૫૪.

૩ આ કૃતિ "હિંગુલ-પ્રકરણ" એવા નામથી પ હીરાલાલ હંસરાજના ગુજરાતી અનુવાદ સહિત ભીમસી માણેક તરફથી ઈ સ ૧૯૦૦મા છપાવાઈ છે એનુ આદ્ય પદ્ય હાથપોથી લખનારનું હશે એમ લાગે છે બીજું પદ્ય 'હિંગુલ'થી શરૂ થાય છે અને આ કૃતિનો વાસ્તવિક પ્રારંભ આ પદ્યથી જ હશે એમ લાગે છે એ પદ્ય નીચે મુજબ છે—

"हिङ्गुलप्रकरोऽयं च बालारुणो विचक्षणाः ।
तर्कयन्तीति यं दृष्ट्वा पद्मप्रभो मुदेऽस्तु सः ॥"

૪ "હિંગુલ"નો અર્થ 'હિંગલોક' થાય છે.

એમણે આ કૃતિ મુખ્યતયા 'અનુષ્ટુભ્'માં રચી છે. અને એને પ્રક્રમોમાં વિભક્ત કરી છે. શ્લો. ૧૫ અને ૧૬માં સુચવાયા મુજબ આમાં [1]૧૮ પાપસ્થાનકને અંગે ૧૮ પ્રક્રમો, [2]૭ વ્યસન સંબંધી ૭, [3]દાનાદિ ચાર પ્રકારના ધર્મ પરત્વે ૪ તેમજ જિનેન્દ્રપૂજા, ગુરુ-ભક્તિ અને ઉદ્યમને અંગે એકેક પ્રક્રમ છે. આ પ્રત્યેક પ્રક્રમમાં ચચ્ચાર કે પાંચ પાંચ પદ્યો છે.

[4]અનુવાદ— આનો ગુજરાતી અનુવાદ પં. હીરાલાલ હંસરાજે કર્યો છે.

કર્તા— હિંગુલપ્રકરના કર્તા વિનયસાગર તે કોણ એ નક્કી કરવા માટે પૂરતાં [5]સાધન નથી. જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૬૦૬)માં એક વિનયસાગરનો કાવ્યકાલ વિ. સં. ૧૬૧૭માં દર્શાવાયો છે અને પૃ. ૮૭૨માં એમના ગચ્છ તરીકે 'ખરતર'નો ઉલ્લેખ છે. પૃ. ૬૫૬માં 'અંચલ' ગચ્છના વિનયસાગર વિષે કહ્યું છે કે એઓ કલ્યાણસાગરસૂરિ (વિ. સં. ૧૬૭૦-વિ. સં. ૧૭૧૮)ના શિષ્ય થાય છે. એમણે ભોજવ્યાકરણ રચ્યું છે તેમજ એમણે સારસ્વત વ્યાકરણનાં સૂત્રોને છંદોબદ્ધ કરી વૃદ્ધચિન્તામણિ નામના ગ્રંથમાં ગૂંથ્યાં છે.

૧ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, અબ્રહ્મ, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રત્યરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ અને મિથ્યાત્વશલ્ય.

૨ દ્યૂત, માંસ, મદિરા, વેશ્યા, આખેટ (શિકાર), ચોરી અને પરદારગમન.

૩ દાન, શીલ, તપ અને ભાવ.

૪ આ પ્રકાશિત છે. જુઓ પૃ. ૨૫૫

૫ હિંગુલપ્રકરની વિવિધ હાથપોથીઓ જોવા મળે તો હિંગુલપ્રકર ક્યારે રચાયું તે વિષે અનુમાન થઈ શકે. કોઈક હાથપોથીમા તો એ કૃતિ ક્યારે લખાઈ તેનો પણ નિર્દેશ હોય તો ના નહિ.

આ બે વિનયસાગર ઉપરાંત વિનયસાગર નામના એક ત્રીજા મુનિવર પણ છે[1] શુ આ ત્રણમાથી કોઈ એક અત્ર અભિપ્રેત છે કે પ્રસ્તુત ઉપા૦ વિનયસાગર આ બધાથી ભિન્ન છે એ જાણવુ બાકી રહે છે. આ પરિસ્થિતિમાં હિંગુલપ્રકરનો રચનાસમય મેં કેવળ કલ્પનાના આધારે સૂચવ્યો છે.

**સદ્ભાષિતાવલી** (વિ. સં. ૧૬૬૦)—સકલકીર્તિએ લગભગ ૪૦૦ સુભાષિતોના સંગ્રહનું સંકલન કર્યું છે. એની એક હાથપોથી વિ. સં ૧૬૭૧માં લખાયેલી છે શું આ કૃતિ તે જ એમણે રચેલી **સુભાષિતરત્નાવલી** યાને **સુભાષિતાવલી** છે?

**સુભાષિત-વિજય-મત-શાસ્ત્ર**—આ અજ્ઞાતકર્તૃક કૃતિ છે.

**સુભાષિતરત્નકોશ**- આના કર્તા મુનિદેવ આચાર્ય છે. એમાં ૫૮ કારિકા છે શું આ કૃતિ સંસ્કૃતમા છે?

[2]**સૂક્તમુક્તાવલી યાને સૂક્તિમુક્તાવલી**—આના કર્તા મેઘપ્રભસૂરિ છે. એનો પ્રારંભ "**શ્રીવર્ધમાનમભિનૌમિ**"થી થાય છે.

[3]**સૂક્તરત્નાવલી**[4] (ર. વિ સં. ૧૮૪૭)— આના કર્તા ક્ષમાકલ્યાણ છે એઓ વિ. સં. ૧૮૦૧મા જન્મ્યા હતા. એઓ 'ખરતર' ગચ્છના અમૃતધર્મના શિષ્ય થાય છે. એમણે પોતાના દાદાગુરુ જિનલાભસૂરિએ

૧ જુઓ પૃ ૮૦

૨ આ "જૈ૦ આ૦ સ૦" તરફથી ઈ સ ૧૯૧૮મા પ્રસિદ્ધ થયેલી છે.

૩ આ કૃતિ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત "શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર" તરફથી અહીંથી (સુરતથી) આ છપાતી વેળાએ (વિ. સં. ૨૦૧૨મા) પ્રકાશિત કરાઈ છે. એની પ્રસ્તાવના (પૃ. ૧૧-૧૨)મા ક્ષમાકલ્યાણની ૨૫ કૃતિની નોંધ છે

૪ આ નામની એક બીજી પણ કૃતિ છે જુઓ પૃ ૨૫૩.

વિ. સં. ૧૮૩૩માં રચેલા આત્મ(પ્ર)બોધનો પ્રથમાદર્શ લખ્યો હતો. વિશેષમાં એમણે નીચે મુજબના ગ્રંથો રચ્યા છે —

ખરતરગચ્છપટ્ટાવલી (વિ. સં. ૧૮૩૦), દશપર્વકથા (વિ. સં. ૧૮૩૫), પરસમયસારવિચારસંગ્રહ, પ્રશ્નોત્તરસાર્ધશતક (વિ. સં. ૧૮૫૧), યશોધરચરિત (વિ. સં. ૧૮૩૯), વિચારશતકબીજક અને સમરાદિત્ય-ચરિત (વિ. સં. ૧૮૭૩).

વળી એમણે નિમ્નલિખિત કૃતિ ઉપર વિવરણ રચ્યું છે —

ગૌતમીય કાવ્ય, જીવવિચાર, તર્કસંગ્રહ, ભૂ-ધાતુ, મેરુત્રયોદશી, સિરિવાલકહા (શ્રીપાલચરિત્ર) અને સૂક્તરત્નાવલી (સ્વરચિત)[1]

આ કૃતિમાં ૧૦૮ પદ્યો છે એ ઉપજાતિ, અનુષ્ટુભ્ વગેરે છંદોમાં રચાયેલાં છે. એમાં પુરાતન આધ્યાત્મિક પરંપરા અને ભારતીય નૈતિકતાને લક્ષ્યમાં રાખી વિવિધ વિષયો આલેખાયા છે. જેમકે શત્રુંજયાદિ તીર્થોની પ્રશંસા, ધર્મ, ગુરુ અને દેવ એ તત્ત્વત્રયીનું સ્વરૂપ, અમરકોશનું આદ્ય પદ્ય લઇને સમસ્યારૂપે પાર્શ્વનાથની પાંચ પદ્યની સ્તુતિ, 'કલિ' યુગનું વર્ણન, કામવિકાર, બ્રહ્મચર્યની નવ વાડ, કાર્યસિદ્ધિનાં [2]પાંચ કારણો, ઇન્દ્રિયોનો વિજય, મનની ચચળતા, પ્રમાદના [3]પાંચ અને [4]આઠ પ્રકારો, સંતોષ, આત્માનું સ્વરૂપ, [5]ચાર ગતિ, પરનિન્દાની નિન્દા, આત્મનિન્દા, ગુરુને

૧ એમણે ગુજરાતીમાં પણ કેટલીક કૃતિઓ રચી છે એના તેમજ સંસ્કૃત કૃતિના નામ માટે જુઓ જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ. ૬૭૬-૬૭૭).

૨ કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, ઉદ્યમ અને પૂર્વકૃત કર્મ

૩ મદ્ય, કષાય (ક્રોધાદિ), ઇન્દ્રિયોના વિષય, નિદ્રા અને વિકથા (શ્લો ૪૫)

૪ અજ્ઞાન, સંશય, વિપર્યય, વિભાવોનો રાગ, દ્વેષ, વિસ્મરણ, દુષ્પ્રણિધાન અને ધર્મકાર્યનો અનાદર (શ્લો ૫૦-૫૧)

૫ નરક, તિર્યંચ, દેવ અને મનુષ્ય સબંધી ગતિ

નિવેદન, અન્તર્લાપિકા અને બહિર્લાપિકા દ્વારા સુભાષિત, નિરોષ્ઠ્ય પદ્યો દ્વારા મહાવીરસ્વામીની સ્તુતિ, ધર્માચાર્ય (જિનલાભસૂરિ) અને વિદ્યાગુરુઓ ઉપા૦ રાજસોમ અને રામવિજયની સ્તુતિ અને કર્તાના નામ (ક્ષમાકલ્યાણ)નો નિર્દેશ.

સ્વોપજ્ઞ વૃત્તિ— આ સંક્ષિપ્ત વૃત્તિના અંતમાં ચાર પદ્યો છે. એમાં કહ્યું છે કે આ વૃત્તિ વિ. સં. ૧૮૪૭માં મકસૂદાબાદમાં 'ભિકેશ' વંશના મૂલચન્દ્રના પુત્ર ધોંકલચન્દ્ર અને કીર્તિચન્દ્રના આગ્રહથી રચી.

[1]સુભાષિત-પદ્ય-રત્નાકર— આ [2]જૈન તેમજ અજૈન ગ્રંથોમાંથી વિવિધ વિષયોને લગતાં પ્રાસંગિક પદ્યો—સુભાષિતાદિના મુનિશ્રી જયંત-વિજયજીના શિષ્ય મુનિશ્રી વિશાળવિજયજીએ કરેલા સંગ્રહરૂપ છે અને એનો ગુજરાતીમા અનુવાદ એમણે કર્યો છે. આ પ્રમાણે તૈયાર કરાયેલી કૃતિનું નામ એમણે સુભાષિત-પદ્ય-રત્નાકર રાખ્યું છે. કયા કયા ગ્રંથોમાંથી અવતરણરૂપે પદ્યો લેવાયાં છે તેનો નિર્દેશ તે તે પદ્યની નીચે કરાયો છે. કેટલાક પદ્યો પાઠ્યમાં પણ છે.

[3]જૈન-સૂક્ત-સન્દોહ— આ એક આધુનિક સંગ્રહાત્મક કૃતિ છે. એમાં અપાયેલાં સૂક્તોનો સંગ્રહ પં [4]કૈલાસસાગરગણિએ કર્યો છે. આ

---

૧ આ સંગ્રહાત્મક કૃતિ પાચ ભાગમા "શ્રીવિજયધર્મસૂરિ જૈન ગ્રન્થમાલા'મા પુ ૨૭, ૩૧, ૩૪, ૫૨ (ભા ૪) અને ૪૮ (ભા ૫) તરીકે ઉજ્જૈનથી અનુક્રમે વિ સં ૧૯૯૧, '૯૨, '૯૩, '૯૫ અને '૯૫માં પ્રકાશિત કરાઈ છે પાચમો ભાગ જિનેશ્વરની સ્તુતિઓ વગેરેના સગ્રહરૂપ છે

૨ આમા ત્રિષષ્ટિ૰ સિન્દૂરપ્રકર, ધર્મકલ્પદ્રુમ, ઉપદેશપ્રાસાદ ઈત્યાદિનો સમાવેશ કરાયો છે.

૩ આ કૃતિ "બુદ્ધિસાગરસૂરીશ્વર-ગ્રથમાળા'મા ગ્રંથાક ૧ તરીકે વિ સં ૨૦૦૭મા પ્રસિદ્ધ કરાઈ છે

૪ એઓ શ્રીબુદ્ધિસાગરસૂરિના શિષ્ય શ્રીકીર્તિસાગરસૂરિના પ્રશિષ્ય થાય છે. એમના ગુરુનું નામ જિતેન્દ્રસાગર છે

કૃતિમાં એમણે મંગળ તરીકે પાચ પદ્યો આપી સમ્યગ્દર્શનથી ૧૪૪ ત્રિપગોની શરૂઆત કરી છે. ત્યાર બાદ કેટલાંક પ્રકીર્ણક શ્લોક, સુભાષિત-રત્ન-ખંડો અને વચનામૃતો તેમજ અંતિમ મંગળરૂપે ત્રણ પદ્યો આપી આની પૂર્ણાહુતિ કરી છે. આ પદ્યાત્મક કૃતિનાં ઘણાખરાં [1]પદ્યો સંસ્કૃતમાં છે. મુખ્યતયા [2]જૈન કૃતિઓને લક્ષીને આ રચના કરાઇ છે. આ કૃતિ શ્રમણોનાં પાંચ મહાવ્રતો તેમજ શ્રાવકોનાં બાર વ્રતો, [3]બાર ભાવના વગેરે બાબતો ઉપર પણ પ્રકાશ પાડે છે.

**અન્ય કૃતિઓ**— આ ઉપરાંત સુભાષિતોને અંગે કેટલીક કૃતિઓ જોવાય છે. તેમાં કેટલીકના કર્તાના નામ જાણવામા છે અને કેટલીકનાં નથી. પ્રથમ પ્રકારની કૃતિઓ નીચે મુજબ છે—

(૧) **સુભાષિતકોશ**— આ કૃતિ રામચન્દ્રે રચી છે

(૨) **સુભાષિતગ્રંથ**— આના કર્તા કીર્તિવિજય છે.

(૩) **સુભાષિતષટ્ત્રિંશિકા**— આ નામની બે કૃતિઓ છે. એકના કર્તા જ્ઞાનસાગર છે અને બીજાના 'લુંકા' ગચ્છના યશસ્વિગણિ છે.

(૪) **સુભાષિતાર્ણવ**— આ શુભચન્દ્રની રચના છે.

(૫) [4]**સૂક્તસમુચ્ચય**— આના કર્તા આચાર્ય રવિગુપ્ત છે.

---

૧ આ ત્રિષષ્ટિ૦માથી ઉદ્ધૃત કરાયા છે

૨ અજૈન કૃતિઓ તરીકે અગ્નિ-સંહિતા, આરણ્યકોપનિષદ્, મનુસ્મૃતિ, રામાયણ, મહાભારત, યોગવાસિષ્ઠ. વરાહ-પુરાણ, શંકરાચાર્યકૃત મનાતા ચર્પટ-પંજરિકા અને મોહ-મુદ્ગર, પંચગંગ, હિતોપદેશ ઇત્યાદિ કૃતિઓ પસંદ કરાઈ છે

૩ અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ, આસ્રવ, સંવર, નિર્જરા, લોક, બોધિની દુર્લભતા અને ધર્મનું સ્વાખ્યાતત્વ

૪ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૪૪૮)મા આ કૃતિનો "સૂક્તાનિ" એ નામે ઉલ્લેખ જોઈ મેં આ નામ યોજ્યું છે

(૬) **સૂક્તાવલી**— આ તત્ત્વવલ્લભની રચના છે.

(૭) **સૂક્તિમુક્તાવલી**— આ નામની ત્રણ કૃતિઓ છે. એના કર્તાનાં નામ શ્રુતમુનિ, સોમદેવ અને સોમસેન છે

(૮) **સૂક્તિરત્નાવલી**— આના કર્તા અભયચન્દ્ર છે.

બીજા પ્રકારની કૃતિઓનાં નામ નીચે મુજબ છે:—

સુભાષિત, સુભાષિતશતક, સુભાષિતષટ્ત્રિંશિકા, સુભાષિતસારોદ્ધાર, સુભાષિતાર્ણવ, સૂક્તસંગ્રહ, સૂક્તસંદોહ અને સૂક્તાવલી યાને સુભાષિતસંગ્રહ.

## (૩) [1]રાજનીતિ

[2]**નીતિવાક્યામૃત** (લ વિ. સં. ૧૦૨૫)— આના કર્તા દિ૦ તાર્કિક કવિ સોમદેવસૂરિ છે. એઓ 'દેવ' સંઘના યશોદેવના શિષ્ય નેમિદેવના શિષ્ય થાય છે અને મહેન્દ્ર ભટ્ટારકના અનુજ થાય છે એમણે શકસંવત્ ૮૮૧ (વિ. સ. ૧૦૧૬)માં યશસ્તિલક-ચંપૂ નામની કૃતિ રચી છે. નીતિવાક્યામૃતની પ્રશસ્તિમા યશોધર-ચરિત્રનો જે ઉલ્લેખ છે તે આ જ કૃતિ છે. વિશેષમા આ ગ્રંથકારની (૧) [3]ત્રિવર્ગ-મહેન્દ્ર-

૧ આનો અંતર્ભાવ ચાર પુરુષાર્થ પૈકી અર્થ-પુરુષાર્થમા કરાય છે જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૬૧)

૨ આ ગ્રંથ અજ્ઞાતકર્તૃક સંસ્કૃત ટીકા તેમજ એ ટીકાગત પદ્યાત્મક અવતરણોની સૂચી સહિત "મા૦ દિ૦ ગ્ર૦"મા ગ્રંથાક ૨૨ તરીકે વિ સ ૧૯૭૯મા છપાયો છે મૂળની એક સુંદર તાડપત્રીય હાથપોથી મળે છે "सोमदेवसूरिका नीतिवाक्यामृत" નામનો પં નાથૂરામ પ્રેમીનો મનનીય લેખ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૬૧-૯૨)મા છપાયો છે એ લેખ તે આ સટીક કૃતિની ભૂમિકા રૂપે હતો એનો અંશત વિસ્તાર છે

૩ મહેન્દ્ર અને એના સારથિ માતલિ વચ્ચેની ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગ—પુરુષાર્થને અંગેની ચર્ચા સંવાદરૂપે આમા રજૂ કરાઈ હશે

માતલિ-સંજલ્પ, (૨) [1]યુક્તિ-ચિન્તામણિ અને (૩) [2]પણ્ણવતિ-પ્રકરણ એ ત્રણ કૃતિઓનો પણ અહીં નિર્દેશ છે પણ એકે હજી સુધી તો મળી આવી નથી આ ઉપરાંત એમની કૃતિ તરીકે [3]સ્યાદ્વાદોપનિષદ્ અને સૂક્તિ-સમુચ્ચય જેવી કૃતિઓ ગણાવાય છે

પં. નાથૂરામ પ્રેમીના [4]મતે કનોજના રાજા મહેન્દ્રને માટે યોજાયેલી આ **નીતિવાક્યામૃત** નામની કૃતિ ગદ્યમાં સૂત્રરૂપે રચાયેલા ૩૨ સમુદ્દેશમાં વિભક્ત છે એમાં રાજા અને રાજ્ય-શાસન સાથે સંબંધ ધરાવનારી પુષ્કળ માહિતી અપાઈ છે. આ [5]રાજનીતિને અંગેનો મહત્ત્વનો ગ્રંથ છે. આ પૂર્વે 'મૌર્ય' વંશના [6]ચન્દ્રગુપ્તને માટે ચાણક્યે [7]અર્થશાસ્ત્ર રચી આ વિષયનો આકર-ગ્રંથ પૂરો પાડ્યો છે. ત્યાર પછી કામંદકે એના સંક્ષેપરૂપે પદ્યમાં **નીતિસાર** રચ્યો છે.

**નીતિવાક્યામૃત** (પૃ. ૩૬, ૧૦૭, ૧૭૧ ૪૦) જોતાં જણાય છે કે એમાં વિષ્ણુગુપ્ત અને ચાણક્યનો તેમજ એમના [8]અર્થશાસ્ત્રનો

૧ આ તર્કવિષયક ગ્રંથ હશે

૨ આ કૃતિમાં ૯૬ પ્રકરણ હોવા જોઇએ પણ એના વિષય વિષે જાણવું બાકી રહે છે.

૩ જુઓ (પર્યુક્ત લેખના પરિશિષ્ટરૂપ શકસંવત્ ૮૮૮નું દાનપત્ર (પૃ. ૬૧).

૪ જુઓ એમનો "જૈ૦ સિ૦ ભા૦" (ભા ૧૧, અં ૨)માં છપાયેલો લેખ "सोमदेव और महेन्द्रदेव"

૫ આ વિષય **યશસ્તિલક** (આશ્વાસ ૩)માં પણ સારી રીતે ચર્ચ્યો છે

૬ **તિલોયપણ્ણત્તિ** પ્રમાણે મુકુટધારી રાજાઓ પૈકી જૈન દીક્ષા લેનાર તરીકે આ નૃપતિ અંતિમ છે.

૭ પૃથ્વીના લાભ અને એના રક્ષણ માટે જેટલાં અર્થશાસ્ત્રો પૂર્વાચાર્યોએ પ્રસ્થાપિત કર્યાં છે પ્રાય તે સર્વેનો સંગ્રહ કરી આ **અર્થશાસ્ત્ર** યોજ્યું છે એમ એના પ્રારંભમાં કહ્યું છે.

૮ આની **નીતિવાક્યામૃત** સાથે તુલના માટે જુઓ જૈ૦ સા૦ ઇ૦ (પૃ ૬૪-૬૫).

ઉલ્લેખ છે વિવિધ નીતિકારો અને સ્મૃતિકારોના ગ્રંથોનો લાભ લઈ આ નીતિવાક્યામૃત રચાયું છે.

[1]ટીકા—આના કર્તાનું કે એમના ગુરુનું નામ હરિબલ હશે એમ લાગે છે. એઓ હરિના ભક્ત હોય એમ જણાય છે એટલે આ [2]સંસ્કૃત ટીકા કોઈ વૈષ્ણવે—અજૈને રચી હશે. આ ટીકામાં અનેક અવતરણો અપાયાં છે એથી એ મહત્ત્વની છે. એમા જે કેટલીક કૃતિઓનો ઉલ્લેખ છે તે આજે મળતી નથી.

## (૪) પ્રકીર્ણક

[3]બુદ્ધિસાગર (વિ. સં ૧૫૨૦)— આના કર્તા જૈન ગૃહસ્થ સોની સંગ્રામસિંહ છે એઓ માળવાના મહમદ ખલ્જી (ખીલજી)ના ભાંડાગારિક (ભંડારી) હતા અને રત્નસિંહસૂરિના પટ્ટાલંકાર ઉદયવલ્લભસૂરિના ભક્ત હતા એમના પિતાનું નામ નરદેવ હતું. એઓ સોની સાંગણના વંશજ થાય છે. માંડવગઢના આ ઓસવાળે સર્વદર્શનોને સમ્મત એવી આ કૃતિ વિ. સં. ૧૫૨૦માં ચાર તરંગમાં ૪૧૪ (૮૭+૧૦૭+૭૦+૧૫૦) પદ્યોમાં ગોદાવરીને તીરે પ્રતિષ્ઠાનપુરમા નિઝામ ઉપરની વિજયયાત્રાને પ્રસંગે રચી છે.

ધર્મ, નય, વ્યવહાર અને પ્રકીર્ણક નામના ચાર તરંગ પૈકી પ્રથમમા દેવ, ગુરુ તેમજ પાંચ મહાવ્રતરૂપ ધર્મનું સ્વરૂપ આલેખાયું છે બીજામા રાજા, રાણી, રાજકુમાર, મંત્રી, અધિકારી, પ્રજાના સેવક તેમજ અશ્વ વગેરેના લક્ષણો વિચારાયાં છે. ત્રીજામાં વિશ્વાસ કયા રાખવો અને

૧ આ પ્રકાશિત છે જુઓ પૃ ૨૬૧.

૨ નેમિનાથે કાનડીમા એક ટીકા રચી છે

૩ આ કૃતિ "જૈન શ્વે કોન્ફરન્સ" તરફથી ઈ સ ૧૯૦૩મા છપાયેલી છે અને મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ કરેલું ગુજરાતી ભાષાન્તર ઈ સ ૧૮૯૯માં "વડોદરા દેશી કેળવણી ખાતુ" તરફથી છપાવાયુ છે

સોગન ન ખાવા એ વાત કહી વાસ્તુનું નિરૂપણ કરાયું છે. ચોથામાં શરીરનું સ્વરૂપ, વૈદ્યકસાર, જ્યોતિઃસાર, સામુદ્રિકસાર, સ્ત્રીનું સ્વરૂપ, રત્ન [1]આદિની પરીક્ષા તેમજ મંત્રાદિ ચાર યોગ એમ વિવિધ વિષયો રજૂ કરાયા છે. આ ચોથા તરંગમા મોતીનાં આઠ ઉત્પત્તિસ્થાન દર્શાવાયાં છે. (૧) [2]હાથીનુ કુંભસ્થળ, (૨) નાગની ફેણ, (૩) શુક્તિ, યાને છીપ, (૪) શંખ, (૫) અભ્ર, (૬) મત્સ્ય, (૭) ડુક્કરની દાઢ અને (૮) વાંસ.[3] આ સબંધમાં અહીં કહ્યું છે કે હમણાં તો શુક્તિમાંથી થનારું મોતી વિશેષ મળે છે વળી અહીં એવો પણ ઉલ્લેખ છે કે શંખ, વાસ, ડુક્કર, હાથી, નાગ, અભ્ર અને મત્સ્યમાંથી ઉદ્ભવનાં મોતી ઉત્તરોત્તર એકેકથી ચડિયાતા અને અવેધ્ય હોય છે.

આમ આ નાનકડી કૃતિ ચાણક્ય-નીતિ અને કામંદક-નીતિ જેવા પ્રૌઢ ગ્રંથોની સંક્ષિપ્ત આવૃત્તિરૂપ છે.

---

૧ 'આદિ'થી વજ્ર, મોતી, પદ્મરાગ અને નાગમણિ એ ચાર અહીં અભિપ્રેત છે

૨ આ માટે જુઓ ભક્તામરસ્તોત્ર (શ્લો. ૩૫)

૩ અગસ્ત્યે કહ્યું છે કે—

"द्विपेन्द्रजीमूतवराहशङ्ख-
मत्स्याहिशुक्त्युद्भववेणुजानि ।
मुक्ताफलानि प्रथितानि लोके
तेषां तु शुक्त्युद्भवमेव भूरि ॥"

આ પદ્ય કુમારસમ્ભવ (સ. ૧, શ્લો ૬)ની મલ્લિનાથે રચેલી સંજીવની નામની વ્યાખ્યામાં જોવાય છે

# પ્રકરણ ૧૭ : અજૈન લાક્ષણિક સાહિત્યનાં જૈન સંસ્કૃત વિવરણો

સમસ્ત વિશ્વના સાહિત્યને આપણે જૈન અને અજૈન એમ બે વર્ગમાં વિભક્ત કરી શકીએ. અજૈન સાહિત્ય એ જૈન સાહિત્ય કરતાં અતિશય વિપુલ છે એ સાહિત્યના ભારતીય અને અભારતીય એમ બે વિભાગ પાડી શકાય. અત્ર ભારતીય સાહિત્ય પ્રસ્તુત છે. એના સર્જનમાં વૈદિક હિંદુઓ અને બૌદ્ધોનો મુખ્ય ફાળો છે અહી [૧]અજૈન સાહિત્યથી મુખ્યતયા આ બે જ સંપ્રદાયોના લાક્ષણિકાદિ સાહિત્યને અંગેના નીચે મુજબના વિષયોની કેટલીક કૃતિઓ અભિપ્રેત છે—

(૧) વ્યાકરણ, (૨) કોશ, (૩) છંદ, (૪) અલંકાર, (૫) ગણિત, (૬) નિમિત્ત, (૭) વૈદ્યક, (૮) નીતિ, (૯) શ્રવ્ય કાવ્ય, (૧૦) દૃશ્ય કાવ્ય, (૧૧) ન્યાય અને (૧૨) યોગ

'શ્રવ્ય' કાવ્યથી મહાકાવ્ય, ખંડ-કાવ્ય અને ગદ્યાત્મક કાવ્ય એમ ત્રણ સમજવાનાં છે. આમ અહીં મુખ્ય ૧૨ વિષયો છે અને પેટા-વિષયોને ભિન્ન ગણતાં ૧૪ થાય છે. આ પૈકી હું અહીં પહેલા [૨]આઠ વિષયની કૃતિઓનો ક્રમવાર વિચાર કરું તે પૂર્વે "જૈન માનસ" વિષે થોડોક ઉલ્લેખ કરીશ

---

૧ મુસ્લિમ, પારસી અને ખ્રિસ્તી કોમની કૃતિઓ પૈકી ફક્ત એક મુસ્લિમની અને તે પણ અપભ્રંશમા જ રચાયેલી કૃતિ પર જૈન વિવરણ છે એવી રીતે ભાષાની દૃષ્ટિએ મુખ્યતયા સંસ્કૃત અને ક્વચિત્ પાઇય કૃતિઓ ઉપર વિવરણો છે આથી કરીને દ્રાવિડ કૃતિઓ ઉપર જૈનોએ સંસ્કૃતમા વિવરણો રચ્યા હોય તો તે વાત અહીં જતી કરાઈ છે

૨ શ્રવ્ય અને દૃશ્ય કાવ્ય વિષે દ્વિતીય ખંડના પ્રથમ ઉપખંડમા અને ન્યાય અને યોગ વિષે એ દ્વિતીય ખંડના દ્વિતીય ઉપખંડમાં વિચાર કરાયો છે

**જૈન માનસ**— 'જૈન માનસ' એટલે અનેકાંતવાદનું ક્રીડાંગણ. આથી તો આત્મૌપમ્યની અનુપમ ભાવનાથી ઓતપ્રોત જૈન શ્રમણો ગમે તે દર્શનની અને ગમે તે વિષયની ઉત્તમ કોટિની કૃતિઓનું સંવર્ધન અને સંરક્ષણ કરતાં જરા યે સંકોચ ન અનુભવે એ સ્વાભાવિક છે. વિશેષ આનંદની વાત તો એ છે કે અજૈન મંતવ્યો અનુસાર કાવ્ય રચતાં પણ એઓ ખંચાયા નથી એટલું જ નહિ પણ એને પોતાના સાંપ્રદાયિક રંગથી રંગવાનું અનુચિત પગલું એમણે ભર્યું નથી. આમ એમણે ઉદારતાની સાચી લહાણી કરી છે અને સાહિત્યની સર્વદેશીય સેવા બજાવી છે.

સમ્યક્-શ્રુત અને મિથ્યા-શ્રુતની વ્યાખ્યાનો (૧) વિષય અને પ્રણેતા તેમજ (૨) અધિકારી એમ બે રીતે વિચાર થઈ શકે છે[૧] અને મિથ્યા-શ્રુતને પણ સમ્યગ્દૃષ્ટિ સમ્યક્-શ્રુત તરીકે પરિણમાવી શકે છે. જૈન દર્શનની આવી આદર્શ નીતિને લઇને જૈન શ્રમણો એમ સાચે જ માનતા હતા અને આજે યે માને છે કે સાહિત્ય અને વિજ્ઞાન એ કોઈનાં બાપીકાં ક્ષેત્ર નથી; સમસ્ત વિદ્યાવ્યાસંગી જનોનો એના ઉપર અધિકાર છે

**ફાળો**— અજૈન કૃતિઓને અંગે જૈનોનો જે ફાળો છે તેમાં મોટે ભાગે વિવરણો છે. એની સંખ્યા લગભગ ૨૦૦ની છે. આનાથી અજૈન કાવ્યોની પાદ-પૂર્તિઓની સંખ્યા ઉતરતી છે અને એનાથી પણ અલ્પ સંખ્યા કેટલીક અજૈન કૃતિઓના સંક્ષેપ કે સંરાંશરૂપ રચનાઓની છે.

૧ આ બાબત મેં "જૈન દર્શનનું તુલનાત્મક દિગ્દર્શન" નામના મારા લેખ (લેખાંક ૨, પૃ ૧૩૧)માં દર્શાવી છે. આ લેખના લેખાંક ૧-૬ "હિંદ મિલનમંદિર" (વર્ષ ૮, અં. ૨-૭)માં છ કટકે છપાયા છે. આ લેખ મેં ગુજરાતીમાં રચેલા ૧૪૦ સૂત્રો અને એના વિવરણરૂપ છે.

## (૧) વ્યાકરણ

[૧]અષ્ટાધ્યાયી (ઇ. પ્ર. સ. પૂ ચોથી સદી)— ઉપલબ્ધ સંસ્કૃત વ્યાકરણોમાં આ સૌથી પ્રાચીન છે એ આઠ અધ્યાયોમાં વિભક્ત કરાયેલુ હોવાથી એને અષ્ટાધ્યાયી કહે છે. એના પ્રત્યેક અધ્યાયમાં ચાર ચાર પાદ છે. આ વ્યાકરણમા આશરે ૪૦૦૦ સૂત્રો છે. ચીની મુસાફર હ્યુએનસંગને મતે આ વ્યાકરણનુ પરિમાણ ૧૦૦૦ શ્લોકનું છે [૨]

આ વ્યાકરણને અષ્ટક, વૃત્તિસૂત્ર તેમજ શબ્દાનુશાસન પણ કહે છે. આ વ્યાકરણ કાળ અને ઉપસર્જન વગેરેની પરિભાષાઓથી રહિત છે.

[૩]શંકરાચાર્ય દ્વારા પ્રશસિત આ વ્યાકરણના પ્રણેતાનાં દાક્ષીપુત્ર, [૪]શાલાતુરીય, પાણિનિ ઇત્યાદિ વિવિધ નામો છે તેમાં અતિમ નામ વિશેષત પ્રચલિત છે અને એને લઇને તો એમના વ્યાકરણને 'પાણિનીય' કહે છે. આ વ્યાકરણને અગે પાઠાંતરો જોવાય છે. કેટલાક તો પાણિનિના સ્વકીય પ્રવચન-ભેદથી ઉદ્ભવ્યાં છે. આ પ્રવચન-ભેદને લઇને અષ્ટા૦ની લઘુસૂત્ર-પાઠ અને બૃહત્સૂત્ર-પાઠ એમ બે વાચનાઓ મળે છે

---

૧ આ વ્યાકરણ જર્મન અનુવાદ સહિત બ્હોટલિંગે ઇ સ ૧૮૮૭મા પ્રકાશિત કર્યું હતુ.

૨ જુઓ સં૦ વ્યા૦ ઇ૦ (ભા ૧, પૃ ૧૪૧)

૩ એમણે બ્રહ્મસૂત્ર ઉપર શારીરક-ભાષ્ય, દસ મુખ્ય ઉપનિષદો અને ભગવદ્ગીતા ઉપર ટીકા તેમજ અનેક સ્તોત્રો રચ્યા છે નવાઇની વાત એ છે કે પૂર્વે રચેલી કોઈ પણ કૃતિનો ત્યાર બાદ રચાયેલી કૃતિમા પોતાના નામે ઉલ્લેખ નથી જુઓ Sanskrit Literature (The P E N Books The Indian Literatures No XII)નું પૃ ૫૧

૪ 'શલાતુર' એ પાણિનિના પૂર્વજોનું વતન ગણાય છે

પાણિનિએ પોતે ગણપાઠ, ધાતુપાઠ, ઉણાદિસૂત્ર અને લિંગાનુશાસન અષ્ટા૦નાં [1]પરિશિષ્ટ રૂપે રચ્યાં છે.[2]

પાણિનિએ આપિશલ વ્યાકરણનો મુખ્યતયા ઉપયોગ કર્યો છે અને એમના પુરોગામી વૈયાકરણોનાં અનેક સૂત્ર અપનાવ્યાં છે.[3] પ્રાતિશાખ્યોનાં અને શ્રૌતસૂત્રોનાં અનેક સૂત્ર પાણિનીય સૂત્ર સાથે સમાનતા ધરાવે છે.[4] પાણિનિની પૂર્વે છંદોબદ્ધ વ્યાકરણ હશે એમ લાગે છે.

શબ્દાવતાર— આ અષ્ટા૦ ઉપરનો ન્યાસ છે. આ ન્યાસ હજી સુધી તો મળી આવ્યો નથી. આનું પરિમાણ ૩૦૦૦૦ શ્લોક હોવાનું કહેવાય છે. આ ન્યાસના કર્તા દિ૦ પૂજ્યપાદ છે. જુઓ પૃ ૧૬.

કાશિકા (લ. વિ. સં. ૭૦૦)— એ જયાદિત્ય અને વામનના [5]સંયુક્ત પરિશ્રમનું ફળ છે.[6] પતંજલિકૃત મહાભાષ્ય અને ભર્તૃહરિકૃત વાક્યપદીય પછીની, અષ્ટા૦ને અંગેની [7]મહત્ત્વની કૃતિ તરીકે આનો ઉલ્લેખ કરાય છે. આ વૃત્તિમાં મહાભાષ્યને અનેક સ્થળે ન અનુસરતાં, પ્રાચીન વૃત્તિઓનું અનુસરણ કરાયું છે. ઇત્સિંગના મતે જયાદિત્યનું

---

૧ અષ્ટા૦ (૧-૩-૨)ની કાશિકા-વૃત્તિ પ્રમાણે આ ચાર પરિશિષ્ટો ખિલ-ગ્રંથો છે

૨ જુઓ સં૦ ઇ૦ (ભા ૧, પૃ ૧૫૯)

૩-૪ એજન (ભા ૧, પૃ. ૧૫૮-૧૫૯).

૫ ભારતીય સાહિત્યમાં એવી કેટલીક કૃતિઓ છે કે જે દ્વિકર્તૃક છે. જેમકે સ્કન્દ અને મહેશ્વરે મળીને રચેલી નિરુક્તની ટીકા.

૬ સં૦ વ્યા૦ ઇ૦ (ભા ૧, પૃ. ૩૩૩) પ્રમાણે કાશિકા જે આજે ઉપલબ્ધ છે તેની પાંચ અધ્યાય સુધીની રચના જયાદિત્યની છે અને બાકીની વામનની છે. અસલમાં બંનેએ પૃથક્ પૃથક્ આઠે અધ્યાયની વૃત્તિ રચી હશે (જુઓ સં૦ વ્યા૦ ઇ૦ (પૃ ૩૩૬). જયાદિત્યની અપેક્ષાએ વામનની રચના વિશેષ પ્રૌઢ છે

૭ કાશિકા કરતાં પ્રાચીન એવી કુણિ નામની વૃત્તિમાં ગણપાઠને સ્થાન નથી, ત્યારે આ કાશિકામાં છે.

અવસાન વિ. સ. ૭૧૮ની આસપાસમા થયું હતુ. સં૦ વ્યા૦ ઇ૦ (ભા. ૧, પૃ ૩૩૪) પ્રમાણે વામન વિ સં. ૭૦૦ની પહેલાં થયા છે.

[1]કાશિકાવિવરણ-પંજિકા— આ પંજિકાના કર્તાનુ નામ જિનેન્દ્રબુદ્ધિ છે એમને કેટલાક વિદ્વાનો 'બૌદ્ધ' ગણે છે. "જૈ૦ સિ૦ ભા૦" (વર્ષ ૮, પત્ર ૫૮)મા એઓ 'જૈન' હોવાની સભાવના કરાઈ છે. એમની આ પંજિકા એ ઉપર્યુક્ત કાશિકાની સૌથી પ્રાચીન વ્યાખ્યા છે. એને 'ન્યાસ' પણ કહે છે. આના ઉપર મહામિશ્રની ટીકા છે.

વિશ્રાન્તવિદ્યાધર (ઉ. વિ. સં. ૬૦૦)— આ વ્યાકરણને 'જૈન' કૃતિ માની એનો પરિચય દ્વિતીય પ્રકરણ (પૃ. ૨૩-૨૪)મા મેં આપ્યો છે. જો એના પ્રણેતા વામન અજૈન જ હોય તો આ 'અજૈન' કૃતિ ગણાય અને એ હિસાબે એનો ઉલ્લેખ અહીં થવો ઘટે.

ન્યાસ— મલ્લવાદીએ આ ન્યાસ રચ્યો હતો (જુઓ પૃ. ૨૪) પણ એ હજી સુધી તો અપ્રાપ્ય છે.

[2]કાતન્ત્ર (ઉ વિ. સં. ૩૫૦)— આ કેવળ લૌકિક સંસ્કૃતનું ઘણું પ્રાચીન વ્યાકરણ છે. એને [3]કલાપક અને કૌમાર પણ કહે છે એની રચના અષ્ટા૦ને આધારે નહિ પણ અન્ય કોઇ પ્રાચીન વ્યાકરણને આધારે થયેલી હોય એમ જણાય છે એના બે ભાગ પડે છે· (૧) આખ્યાતાન્ત

---

૧ આ પંજિકા શ્રીશચન્દ્ર ચક્રવર્તીએ ઇ. સ ૧૯૧૩-૧૯૨૫મા છપાવી છે જુઓ DCGCM (Vol II, pt I, p 56).

૨ આ રૂપમાલા વૃત્તિ સહિત હીરાચંદ નેમિચંદે મુંબઇથી વિ. સં ૧૯૫૨મા છપાવ્યુ છે ત્યાર બાદ બિહારીલાલ કથનેગએ ઈ સ ૧૯૨૭મા આ વ્યાકરણ છપાવ્યું છે.

૩ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૭૪)માં કાતન્ત્રના નામાતર તરીકે કલાપનો ઉલ્લેખ છે

અને (૨) કૃદન્ત. પ્રથમ ભાગના કર્તા તરીકે [1]શર્વવર્માનો અને બીજા ભાગના કર્તા તરીકે કાત્યાયનનો ઉલ્લેખ કરાય છે. સં૦ વ્યા૦ ઇ૦ (ભા. ૧, પૃ ૪૦૪)માં એના કર્તાએ કાતન્ત્રને મહાભાષ્ય કરતા પ્રાચીન ગણ્યું છે.[2] કાતન્ત્રનો થોડોક ભાગ મધ્ય એશિયામાંથી મળી આવ્યો હતો. એનો ધાતુપાઠ તિબેટી ભાષામાં આજે પણ મળે છે. કવિ ધનપાલે શોભનસ્તુતિની ટીકા (શ્લો. ૪)માં પોતાના નાના ભાઈ મુનીશ્વર શોભનને અંગે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે:—

"कातन्त्रचन्द्रोदिततन्त्रवेदी"

આ ઉપરથી એક સમયે કાતન્ત્રનો ખૂબ પ્રચાર હશે એમ ફલિત થાય છે.[3] એમાં લગભગ ૧૪૦૦ સૂત્રો છે અને એ વિશેષતઃ પ્રચલિત પ્રયોગોને જ સ્પર્શે છે એથી એ લોકપ્રિય બન્યું હશે એમ લાગે છે.

કાતન્ત્ર ઉપર જે વૃત્તિઓ મળે છે તેમાં દુર્ગસિંહકૃત વૃત્તિ સૌથી પ્રાચીન ગણાય છે.[4] આ વૃત્તિમાં ભારવિકૃત કિરાતાર્જુનીયમ્‌થી અને મયૂરકૃત સૂર્યશતકમાંથી એકેક અવતરણ અપાયું છે એ ઉપરથી દુર્ગસિંહ

---

૧ આને બદલે જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૨૬૪)માં શિવવર્મા અને જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૮૩)મા સર્વવર્મન્ નામ છે

૨ ડૉ શામશાસ્ત્રીનો એક લેખ Mythic Journalના ઈ સ ૧૯૨૮ના જાન્યુઆરીના અંકમાં છપાયો છે તેમા એમણે કહ્યુ છે કે કાતન્ત્ર ઈ સ. ની ત્રીજી સદીમાં રચાયું હોવું જોઇએ જુઓ "જૈ૦ સ૦ પ્ર૦" (વ ૭, અં ૧-૩, પૃ. ૮૦ ટિ૦)

૩ "પુરાતત્ત્વ" (૨, ૪૧૬)માં છપાયેલા લેખમાં જિનવિજયજીએ જે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે તેમાં કાલાપક અને કાતન્ત્રને ભિન્ન ગણ્યા છે —

"ગૂર્જરાતમા વ્યાકરણ-ગ્રંથોમાં પહેલું સ્થાન કાલાપકને અને બીજું સ્થાન કાતન્ત્રને મળેલું હતું ગૂર્જરાતમાં રચાયેલા ગ્રંથોમાં પ્રમાણરૂપે જ્યાં વ્યાકરણનાં સૂત્રો ટાંકેલાં આવે છે ત્યાં મોટે ભાગે આ જ બે વ્યાકરણોનાં હોય છે."—જૈ૦ સા૦ સં૦ ઇ૦ (પૃ ૨૯-)

આ લેખમાં વિદ્યાનંદ વ્યાકરણનો ઉલ્લેખ છે પણ એને કિ કૃતિ ગણી છે તો શું એ સાચી વાત છે?

૪ જુઓ સં૦ વ્યા૦ ઇ૦ (ભા ૧, પૃ. ૪૦૭)

ભારવિ અને મયૂરથી પૂર્વવર્તી નથી એમ ફલિત થાય છે સં૦ વ્યા૦ ઇ૦ (ભા. ૧, પૃ. ૪૦૯) પ્રમાણે આ દુર્ગસિંહ એ કાશિકાના કર્તા કરતાં પ્રાચીન છે.

ચ૦ પ્ર૦ (વસ્તુપાલ-પ્રબંધ, પૃ ૨૨૬)માં દુર્ગસિંહકૃત વૃત્તિનો ઉલ્લેખ છે.

"ભારતીય વિદ્યા" (વર્ષ ૨, અં. ૩)મા શ્રી. અગરચંદ નાહટાનો ''जैनेतर ग्रन्थों पर जैन विद्वानोंकी [1]टीकायें'' નામનો લેખ છપાયો છે. એમા એમણે કાતન્ત્રને અગે નવ વૃત્તિઓ નોંધી છે.—

(૧) દૌર્ગસિંહીવૃત્તિ— આ ૩૦૦૦ શ્લોકની વૃત્તિના કર્તા પ્રદ્યુમ્નસૂરિ (વિ. સ. ૧૩૬૯) છે.

(૨) [2]દુર્ગપદપ્રબોધવૃત્તિ— આ 'ખરતર' ગચ્છના પ્રબોધમૂર્તિ (જિનપ્રબોધસૂરિ)ની વિ. સં. ૧૩૨૮ની રચના છે.

(૩) બાલાવબોધવૃત્તિ— આ 'અંચલ' ગચ્છના મેરુતુંગસૂરિએ વિ. સં ૧૪૪૪મા રચી છે

(૪) [3]કાતન્ત્રવિસ્તાર— આના કર્તા વર્ધમાન છે [4]કર્ણદેવોપાધ્યાય એ એમનું નામાંતર હશે એમ શ્રી. અગરચંદ નાહટાએ કહ્યું છે.

---

૧ આ જાતની ટીકાઓની સંક્ષિપ્ત નોંધ જૈ૦ ગ્રં૦ (પૃ ૩૦૪, ૩૦૫ ૩૩૪ અને ૩૩૫)મા અપાયેલી છે. એને લક્ષ્યમા રાખી મે શોભન-સ્તુતિની મારી (સંસ્કૃત ભૂમિકામા સુચવાયા મુજબ વીરસવત્ ૨૪૫૪મા લખેલી) ભૂમિકા (પૃ ૩૦-૩૧)માં એની નોધ લીધી છે અહીં જે તર્કરહસ્યદીપિકાનો ઉલ્લેખ છે તે ભ્રાન્ત છે એટલે એ રદ કરવો ઘટે.

૨ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ ૮૩)મા આનો "વૃત્તિવિવરણપઞ્જિકાદુર્ગપદ-પ્રબોધ" તરીકે ઉલ્લેખ છે.

૩ આની એક હાથપોથી વિ સં. ૧૪૫૩મા લખાયેલી છે

૪ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ ૮૪)મા વર્ધમાનને રાજા કર્ણદેવના પુરોહિત કહ્યા છે અને શું એઓ જૈન છે એવો પ્રશ્ન ઉઠાવાયો છે.

(૫) કાતન્ત્રરૂપમાલા— આના કર્તા દિ૦ ત્રૈવિદ્ય [1]ભાવસેન છે.

(૬) કાતન્ત્રરૂપમાલાલઘુવૃત્તિ— આના કર્તા દિ૦ સકલકીર્તિ છે.

(૭) કાતન્ત્રદીપકવૃત્તિ— આના કર્તા મુનીશ્વરસૂરિના શિષ્ય હર્ષચન્દ્ર હશે.

(૮) કાતન્ત્રભૂષણ— આ [2]૨૪૦૦૦ શ્લોક પૂરતી કૃતિના કર્તા ધર્મઘોષ છે.

(૯) [3]વૃત્તિત્રયનિબન્ધ— આ ૭૦૦૦ શ્લોક જેવડી કૃતિના કર્તા રાજશેખરસૂરિ છે.

જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૮૩)માં ઢુંઢુકના પુત્ર મહાદેવે રચેલી શબ્દસિદ્ધિવૃત્તિનો ઉલ્લેખ છે. એની તાડપત્રીય પ્રતિ વિ. સં. ૧૩૪૦માં લખાયેલી છે. વળી આ પૃષ્ઠમાં ઉપા૦ વીરસિંહના શિષ્ય ગૌતમે ૪૦૦૦ શ્લોક જેવડી દૌર્ગસિંહીદીપિકા રચ્યાનો ઉલ્લેખ છે. પૃ. ૮૪માં ગોલ્હણકૃત ચતુષ્કવૃત્તિનો, મોક્ષેશ્વર (અજૈન ?)કૃત [4]આખ્યાનવૃત્તિનો, પૃથ્વીચન્દ્રસૂરિકૃત વૃત્તિનો અને એક અજ્ઞાતકર્તૃક વૃત્તિનો ઉલ્લેખ છે

બૃ૦ટિ૦માં ૩૨૫ શ્લોક જેવડા કાલાપકવિશેષવ્યાખ્યાનની નોંધ છે.

---

૧ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૮૪)મા એમની કૃતિ તરીકે રૂપમાલાવૃત્તિનો ઉલ્લેખ છે. એની એક હાથપોથી વિ. સં. ૧૫૩૫મા લખાયેલી છે

૨ આ સંખ્યા ખરી છે?

૩ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૮૪)મા ત્રણ પૂર્વવર્તી ટીકાને આધારે ૩૧૦૦ શ્લોક જેવડી અને પદ્યમા રચાયેલી કૌમારસારસમુચ્ચય નામની જે ટીકાનો ઉલ્લેખ છે તે તો આ નથી?

૪ 'આખ્યાન' નહિ પણ 'આખ્યાત' જોઈએ.

[1]કલાપ-વ્યાકરણ-સંધિ-ગર્ભિત-સ્તવ— કલાપ વ્યાકરણનાં "सिद्धो वर्णसमाम्नायः" જેવાં સંધિસૂત્રની પૂર્તિરૂપે આ સ્તવ ૨૩ પદ્યોમાં ઋષભદેવના ગુણોત્કીર્તનરૂપે રચાયેલો છે.

અવચૂરિ— આના કર્તાનું નામ જાણવામાં નથી.

બાલશિક્ષા— આ ગુજરાતી ભાષા દ્વારા કાતન્ત્ર નામનુ સસ્કૃત વ્યાકરણ શિખવવા માટેનું સાધન છે. એ સાઢાકના પુત્ર કૂરસિંહના પુત્ર સંગ્રામસિંહે વિ સં. ૧૩૩૬મા કરેલી રચના છે આ સંગ્રામસિંહ જૈન હશે એમ પં. લાલચન્દ્ર ભ ગાંધીએ "બાલશિક્ષા" નામના એમના લેખમાં કહ્યું છે. એ હિસાબે આનો અહીં હુ વિચાર કરું છું. પ્રારંભમાં પરબ્રહ્મને પ્રણામ કરી કર્તાએ આ વ્યાકરણના 'પ્રક્રમ' નામના આઠ વિભાગોના નામ ગણાવ્યાં છેઃ—

(૧) સંજ્ઞા, (૨) સધિ, (૩) સ્યાદિ, (૪) કારક, (૫) સમાસ, (૬) અન્યોક્તિ-વિજ્ઞાન, (૭) સસ્કાર અને (૮) ત્યાદિ.

સાતમા પ્રક્રમમાં લગભગ ૬૦૦ ગુજરાતી શબ્દો એના સંસ્કૃત પર્યાય સાથે અપાયા છે[2] એમાંનાં ઘણાંખરાં ક્રિયાપદ છે. આ વ્યાકરણમાં શૃંગારતિલકાલંકાર, કુમારસંભવ, શિશુપાલવધ વગેરેમાંથી અવતરણ અપાયાં છે

સારસ્વત વ્યાકરણ— સામાન્ય રીતે આના કર્તા તરીકે અનુભૂતિસ્વરૂપાચાર્ય (વિ સં. ૧૩૦૦)નું નામ સુચવાય છે, પણ સં૦ વ્યા૦ ઇ૦ (ભા. ૧, પૃ ૪૫૩) પ્રમાણે તો એઓ આ વ્યાકરણની પ્રક્રિયાને સરલ કરનારા છે અને સારસ્વતના વાસ્તવિક કર્તાનું નામ તો નરેન્દ્રાચાર્ય

૧ આ સ્તવ પ્રકાશિત છે ?

૨ આને લઈને આપણે આ વિભાગને અકારાદિ ક્રમ વિનાના પ્રાચીન ગુજરાતી-સસ્કૃત કોશ તરીકે ઓળખાવી શકીએ.

છે. જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૪૩૩) પ્રમાણે પણ અનુભૂતિસ્વરૂપાચાર્યે તો કોઇકે રચેલાં સરસ્વતી-સૂત્રોની પ્રક્રિયા રચી છે.

[1]ભોજ-વ્યાકરણ (લ. વિ. સં. ૧૬૬૫)—આના પ્રણેતા પાઠક વિનયસાગર છે. એઓ 'વિધિ' પક્ષના [2]કલ્યાણસાગરસૂરિના શિષ્ય થાય છે. એમણે આ પદ્યાત્મક વ્યાકરણ કચ્છના રાજા નામે ભારમલ્લના પુત્ર ભોજની તુષ્ટિ માટે એની આજ્ઞાથી રચ્યું છે. આ વ્યાકરણ ત્રણ વિભાગમાં વિભક્ત છે. એ વિભાગોને અનુક્રમે પ્રથમા વૃત્તિ, દ્વિતીયા વૃત્તિ અને તૃતીયા વૃત્તિ કહી છે. એમાં અનુક્રમે ૭૦૦ (પત્ર ૧અ-૨૯આ), ૧૦૭૮ (પત્ર ૨૯આ-૬૭આ) અને ૨૫૦ (પત્ર ૬૭આ-૭૬આ) પદ્યો છે. આમ એકંદર ૨૦૨૮ પદ્યો છે. એ પૈકી ઘણાંખરાં 'અનુષ્ટુભ્'માં છે.

પ્રથમા વૃત્તિનો પ્રારંભ લોકેશને પ્રણામ કરીને કરાયો છે. બીજા પદ્યમાં સરસ્વતીએ સંજ્ઞાસૂત્રો રચ્યાં છે એમ કહ્યું છે. ત્રીજા પદ્યની શરૂઆત "अ इ उ ऋ ऌ समानाः"થી કરાઇ છે. આમ આ વ્યાકરણ સારસ્વત વ્યાકરણનાં [3]સૂત્રોનું પદ્યાત્મક વિવરણ છે.[4] આ પ્રથમા વૃત્તિના અંતમાં પ્રશસ્તિરૂપે બે પદ્યો છે. એમાં ભોજ રાજા રાજ્ય કરે છે એવો ઉલ્લેખ છે. આથી આ કૃતિ એ રાજાના રાજ્ય દરમ્યાન રચાઈ છે એમ ફલિત થાય છે.

---

૧ આ વ્યાકરણ ઉમરસી રાયસીની વિધવા જેતબાઇએ વિ સં. ૧૯૭૫મા મુંબઇથી પ્રકાશિત કર્યું છે. પ્રારંભમા બે પાનાં જેટલો સસ્કૃતમા ઉપોદ્ઘાત છે

૨ સંસ્કૃત ઉપોદ્ઘાતમા સુચવાયું છે કે સુધર્મસ્વામીથી ૩૪મી પાટે આ સૂરિ થયા વિ સં ૧૬૫૮માં એઓ હસ્તિનાપુરની આસપાસ વિહરતા હતા.

૩ સરોવરમા પદ્મો જેમ ભમતા ભમરાઓની શ્રેણિમા શોભે છે તેમ અંતર્ગત સૂત્રો પદ્યોની શ્રેણિમા શોભે છે. જુઓ પૃ ૭૬આ, શ્લો ૨૪૪

૪ કેટલાક પ્રયોગો પાણિનિના વ્યાકરણને આધારે અપાયા છે જુઓ પત્ર ૭૬આ.

દ્વિતીયા વૃત્તિની શરૂઆત શ્રીધરને નમનપૂર્વક કરાઇ છે. ત્યાર બાદ ધાતુઓના પ્રત્યયોનો અધિકાર હાથ ધરાયો છે. આમ આ 'ત્યાદિ'ની વૃત્તિ છે. આના અંતમાં પણ પ્રથમા વૃત્તિની પેઠે પ્રશસ્તિરૂપે બે પદ્યો અપાયાં છે અને તે પણ લગભગ એનાં એ જ છે.

તૃતીયા વૃત્તિના પ્રારંભમાં શંભુને નમસ્કાર કરાયો છે અને અંતમાં પહેલી બે વૃત્તિની જેમ બે પદ્યો પ્રશસ્તિરૂપે છે. ત્યાર પછી નીચે મુજબનું એક વધારાનું પદ્ય છે:—

"अवताद् वो हयग्रीवः कमलाकर ईश्वरः।
सुरासुरनराकारमधुपापीतपत्कजः॥"

આ સારસ્વત વ્યાકરણ તરફ જૈનોની અભિરુચિ સૂચવે છે. આની વિશેષ પ્રતીતિ તો એથી થાય છે કે એના ઉપર નીચે મુજબની ૧૯ જૈન ટીકાઓ મળે છે:—

(૧) દીપિકા યાને ઢુંઢિકા— આ વૃત્તિ 'વટ' ગચ્છના વિનયસુન્દરના શિષ્ય મેઘરત્ને વિ. સં. ૧૫૩૬માં રચી છે. આને કેટલાક ઢુંઢિકા કહે છે. આનું પરિમાણ લગભગ ૭૫૦૦ શ્લોક જેટલું છે. જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૪૩૪)માં ૪૫૦૦ જેટલુ કહ્યું છે તે સમુચિત નથી. વળી ગચ્છનો 'બૃહત્ ખરતર' તરીકેનો ઉલ્લેખ ભ્રાન્ત છે. આની વિ. સં. ૧૬૦૫માં લખાયેલી હાથપોથી મળે છે. એ 'મહિમાભક્તિ' ભંડારમાં છે.

(૨) વૃત્તિ—દયારત્ને વિ. સં. ૧૬૨૬ની આસપાસમાં આ વૃત્તિ રચી છે.

(૩) ક્રિયાચન્દ્રિકા— વિ. સં. ૧૬૪૧માં 'ખરતર' ગચ્છના ગુણરત્ને આ રચી છે.

(૪) ન્યાસ— આ રત્નહર્ષ અને હેમરત્નના સંયુક્ત પરિશ્રમનું ફળ છે.

(૫) રૂપરત્નમાલા— ભાનુમેરુના શિષ્ય [૧]નયસુન્દરે ૧૪૦૦૦ શ્લોક જેવડી આ ટીકા વિ. સં. ૧૬૭૬માં રચી છે.

(૬) વૃત્તિ— 'ખરતર' ગચ્છના હેમનંદન અને રત્નહર્ષના શિષ્ય સહજકીર્તિએ લક્ષ્મીકીર્તિની સહાયતાથી વિ. સં. ૧૬૮૧માં આ રચી છે.

(૭) [૨]ટીકા— ચન્દ્રકીર્તિસૂરિએ આ ટીકા વિક્રમની ૧૭મી સદીમાં રચી છે. સારસ્વત-ધાતુપાઠ રચનારા હર્ષકીર્તિસૂરિએ આનો પ્રથમાદર્શ લખ્યો છે.

(૮) ટીકા— હર્ષકીર્તિસૂરિએ આ રચી છે.[૩]

(૯) પ્રક્રિયા-વૃત્તિ— વિક્રમની ૧૭મી સદીના 'ખરતર' ગચ્છના વિશાલકીર્તિની આ રચના છે.

(૧૦) ટીકા— 'તપા' ગચ્છના ઉપા૦ ભાનુચન્દ્રે આ રચી છે.

(૧૧) ટીકા— આની રચના ભાનુચન્દ્રના શિષ્ય દેવચન્દ્રે પદ્યમાં કરી છે.

(૧૨) ટિપ્પનક— આ હરિભદ્રના શિષ્ય ક્ષેમેન્દ્રે વિ. સં. ૧૬૯૨માં રચ્યું છે. ભાનુચન્દ્રગણિએ ૨૧૫૦ શ્લોકનું જેવડું જે ભાષ્યવિવરણ રચ્યું છે તે આ ટિપ્પનકની ટીકા છે એમ કેટલાક કહે છે.

(૧૩) પંજિકા— આના કર્તા ધર્મદેવ છે.

૧ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૪૩૪) પ્રમાણે આ ધનરત્નના શિષ્ય છે

૨ આ "વેંકટેશ્વર મુદ્રણાલય" તરફથી છપાઈ છે

૩ જુઓ અમરવિજયજીના શિષ્ય ચતુરવિજયજીનો લેખ "જૈનેતર સાહિત્ય અને જૈનો". આ લેખ "જૈ૦ ધ૦ પ્ર૦" (પુ ૫૪, અં ૯)મા છપાયો છે.

સારસ્વત-મંડન (લ. વિ. સં. ૧૪૭૫)— આના કર્તા અલંકાર-મંડન વગેરેના રચનારા જૈન ગૃહસ્થ મંડન મંત્રી છે. એમણે આ ૧૫૦૦ શ્લોક જેવડી કૃતિ સારસ્વત વ્યાકરણને અંગે રચી છે. એની તાડપત્રીય પ્રતિ વિ. સં. ૧૫૦૪માં લખાયેલી છે અને એ પાટણના ભંડારમાં છે.

ધાતુપાઠ (વિ. સં. ૧૬૬૩)— આ સારસ્વત વ્યાકરણને અંગેનો ધાતુપાઠ છે. એ 'નાગપુરીય તપા' ગચ્છના હર્ષકીર્તિસૂરિએ વિ. સં. ૧૬૬૩માં રચ્યો છે. એના ઉપર ધાતુતરંગિણી નામની સ્વોપજ્ઞ વૃત્તિ છે.

[1]વીરસ્તવ (ઉ. વિ. સં. ૧૭૮૦)— આ પાર્શ્વચન્દ્રે ૧૧ પદ્યમાં રચેલો અને સારસ્વત વ્યાકરણના 'સંજ્ઞા' અધિકારનાં સૂત્રોનાં પદોથી અંકિત સ્તવ છે.

ટીકા— આ ટીકા 'પૂર્ણિમા' ગચ્છના ભાવપ્રભસૂરિએ રચી છે. આ પ્રકાશિત છે. જુઓ ટિ. ૧.

[2]સિદ્ધાન્તરત્નિકા (લ. વિ. સં. ૧૮૫૦)— આ 'નાગપુરીય તપા' ગચ્છના સાગરચન્દ્રસૂરિના શિષ્ય જિનચન્દ્રે સરસ્વતી-સૂત્રોને લક્ષીને રચેલું વ્યાકરણ છે. એ જિનચન્દ્રે 'ખરતર' ગચ્છના ક્ષમાકલ્યાણને ગુણસાગર-ચરિત્ર અને પૃથ્વીચન્દ્ર-ચરિત્રની રચનામાં સહાય કરી હતી.

સારસ્વત-વિભ્રમની અવચૂર્ણિ— આપણે પૃ. ૮૬-૮૭માં જોઇ ગયા તેમ ૨૧ કારિકાની એક કૃતિને હૈમ-વિભ્રમ તેમજ સારસ્વત-વિભ્રમ પણ કહે છે. એ કૃતિ ઉપર 'ખરતર' ગચ્છના મતિભદ્રગણિના શિષ્ય ચારિત્રસિંહે 'ખરતર' ગચ્છના જિનમાણિક્યસૂરિના પટ્ટધર જિનચન્દ્રસૂરિના

૧ આ સ્તવ ભાવપ્રભસૂરિકૃત ટીકા સહિત સ્તોત્રરત્નાકર (ભા. ૨, પત્ર ૬૧અ-૬૪અ)મા છપાયો છે.

૨ આ કૃતિ "જૈન જ્ઞાન ભંડાર સમાજ" તરફથી વીસનગરથી વિ. સં. ૧૯૬૬મા પ્રકાશિત કરાઈ છે. વળી એ "ચ૦ જૈ૦ ગ્ર૦"મા ઈ. સ. ૧૯૩૦માં છપાઈ છે.

રાજ્યમાં વિ. સં. ૧૬૨૫માં ધોળકામાં 'અવચૂર્ણિ' રચી છે અને એ દ્વારા વ્યાકરણવિષયક કોયડાઓનો ઉકેલ સારસ્વત વ્યાકરણનાં સૂત્રો આપી કર્યો છે. 'ચ'કારથી જે કેટલીક બાબતો સમજવાની છે તે બાબતો એકંદર ૧૧ કારિકારૂપે આ અવચૂર્ણિમાં અપાઈ છે[૨] અને એમાંની બે અવચૂર્ણિકારની રચના છે વળી હૈમવિભ્રમની ગુણચન્દ્રસૂરિકૃત વૃત્તિવાળી આ વૃત્તિમાં "યૂથાનિ ગૂથાનિ"થી શરૂ થતું છઠ્ઠું પદ્ય છે તે આ સારસ્વત-વિભ્રમમા નથી. કોઈ કોઈ સ્થળે પાઠાંતર છે તેને લક્ષીને આ અવચૂર્ણિ રચાઈ છે.

અનિટ્-કારિકા— આના કર્તા વિષે ખબર નથી. એને અંગે ત્રણ સ્પષ્ટીકરણો મળે છે:—

(૧) ટીકા— આ અજ્ઞાતકર્તૃક છે

(૨) વિવરણ— હર્ષકીર્તિસૂરિએ વિ. સં ૧૬૩૩માં આ રચ્યું છે.

(૩) વિવરણ— આના કર્તા ક્ષમામાણિક્ય છે. આને શ્રી અગરચંદ નાહટાએ અવચૂરિ કહી છે.

ભૂ-ધાતુ— આના કર્તાનું નામ જાણવામાં નથી.

ભૂ-ધાતુ-વૃત્તિ— આ વૃત્તિ 'ખરતર' ગચ્છના [૩]ક્ષમાકલ્યાણે વિ સં. ૧૮૨૮મા રચી છે.

ભૂધાતુ-વૃત્તિ-સંગ્રહ— આના કર્તા જિનલાભસૂરિ છે.

૧ આ મૂળ કૃતિ સહિત પ્રકાશિત છે જુઓ પૃ ૮૬

૨ જુઓ પદ્ય ૩૬, ૩૯, ૪૧, ૪૨, ૪૩, ૪૭, ૪૯ અને ૫૦ પદ્ય ૩૬મા વધારાની બે કારિકા, ૪૧મામા બે, ૪૨મામા બે (આ બે પદ્યો અવચૂરિકારની રચના છે) અને બીજા બધા પદ્ય ઉપર એકેક છે.

૩ એમની વિવિધ કૃતિઓની નોંધ માટે જુઓ પૃ ૨૫૮.

## (૨) કોશ

[1]અમર-કોશ— આ નામલિંગાનુશાસનના કર્તા અમરસિંહને ઘણાખરા વિદ્વાનો અજૈન—બૌદ્ધ માને છે. એથી હું એમની કૃતિ વિષે અહીં વિચાર કરું છું. એમના આ કોશનું નામ ન સાંભળ્યું હોય એવી સંસ્કૃતજ્ઞ વ્યક્તિ ભાગ્યે જ હશે. આ કોશ જે સ્વરૂપે અત્યાર સુધી મળ્યો છે તે જોતાં એમાં (૧) સ્વરાદિ, (૨) ભૂમ્યાદિ અને (૩) સામાન્ય એમ ત્રણ કાંડ છે. પ્રથમ કાંડમાં સ્વર્ગ, પાતાલ ઇત્યાદિ દસ વર્ગ છે, બીજામા ભૂમિ વગેરે દસ વર્ગ છે; અને ત્રીજામા વિશેષ્યનિઘ્ન ઇત્યાદિ પાચ વર્ગ છે

ક્રિયાકલાપ— વિ. સં. ૧૨૫૦ થી ૧૩૦૦ના ગાળામાં થઇ ગયેલા દિ૦ આશાધરે અમરકોશ ઉપર ટીકા રચી છે એમ અનગારધર્મામૃત ઉપરની એમની વૃત્તિની પ્રશસ્તિ ઉપરથી જણાય છે. પરંતુ હજી સુધી તો એ ટીકા મળી આવી નથી. આ ટીકાનું નામ ક્રિયાકલાપ છે એમ કેટલાક કહે છે, પણ એ તો આ દિ૦ પંડિતની અન્ય કૃતિ છે.

[2]શંખેશ્વર-પાર્શ્વનાથ-સ્તુતિ— આ અમરકોશના [3]આદ્ય પદ્યનાં ચાર ચરણની પૂર્તિરૂપે ચાર અને પ્રશસ્તિનું એક પદ્ય એમ પાંચ પદ્ય ક્ષમાકલ્યાણે સૂક્તરત્નાવલીમાં શ્લો. ૧૨-૧૬ તરીકે રચ્યા છે (જુઓ પૃ. ૨૫૮). પ્રથમ ચરણ પ્રથમ પદ્યના પ્રથમ ચરણરૂપે, દ્વિતીય ચરણ દ્વિતીય પદ્યના દ્વિતીય ચરણરૂપે એમ અહીં યોજના કરાઇ છે.

---

૧ આના વિવિધ પ્રકાશનો જોવાય છે જેમકે પાંડુરંગ જાવજી દ્વારા "નિર્ણયસાગર મુદ્રણાલય" તરફથી ઈ. સ. ૧૯૨૧માં પ્રકાશિત આઠમું સંસ્કરણ અને આ જ મુદ્રણાલય તરફથી ભટ્ટોજિ દીક્ષિતના પુત્ર ભાનુજિ દીક્ષિતે રચેલી વ્યાખ્યાસુધા અને રામાશ્રમી નામની વૃત્તિ સહિતની મૂળ કૃતિનું ઈ. સ. ૧૯૪૪મા પ્રકાશિત છઠ્ઠું સંસ્કરણ

૨ આ સ્તુતિ અવચૂરિ સહિત સ્તોત્રરત્નાકર (ભા. ૨, પત્ર ૮૮આ-૮૯અ)મા છપાવાઈ છે.

૩ "यस्य ज्ञानदयासिन्धोरगाधस्यानघा गुणाः ।
सेव्यतामक्षयो धीराः ! स श्रिये चामृताय च ॥

## (૩) છન્દ

[1]શ્રુતબોધ—આના કર્તા તરીકે કેટલાક કાલિદાસનું તો કેટલાક વરરુચિનું નામ સૂચવે છે આ ૪૪ પદ્યની નાનકડી કૃતિ એના પ્રણેતાએ પોતાની પત્નીને સંબોધીને રચ્યાનું કહેવાય છે. આમાં એમણે આઠ ગણો ગણાવી, આર્યા વગેરેનાં લક્ષણોથી શરૂઆત કરી, કયો અક્ષર ગુરુ છે અને કયો લઘુ છે એ રીતે, યતિના નિર્દેશપૂર્વક સમવૃત્તોના લક્ષણો આપ્યાં છે આ શ્રુતબોધ ઉપર નીચે મુજબની ૭ જૈન ટીકાઓ છે—

(૧) વૃત્તિ—આના કર્તા નાનક ઉર્ફે જીમૂતાનંદના શિષ્ય [2]હંસગજ છે. એમણે આ વૃત્તિ વિ. સં. ૧૬૪૫મા રચી છે.

(૨) વૃત્તિ—આના રચનાર 'નાગપુરીય તપા' ગચ્છના ચન્દ્રકીર્તિસૂરિના શિષ્ય હર્ષકીર્તિસૂરિ છે આમ આ વિક્રમની ૧૭મી સદીની કૃતિ છે

(૩) વૃત્તિ—આના કર્તા નયવિમલ છે

(૪) વૃત્તિ—આ વાચક મેઘચન્દ્રના શિષ્યની રચના છે. આનો પ્રારંભ "श्रीमत्सारस्वतं धाम"થી થાય છે[3] તો શું આ જ વૃત્તિ "વેંકટેશ્વર મુદ્રણાલય" તરફથી છપાઈ છે?

(૫) પુરાણી વૃત્તિ—આના કર્તા કાન્તિવિજય છે.

(૬) ટીકા—આના કર્તા માણિક્યમલ્લ છે.

---

૧ આ કૃતિ "श्रीमत्सारस्वतं धाम"થી શરૂ થતી વૃત્તિ તેમજ સટીક વૃત્તરત્નાકર સહિત ક્ષેમરાજ કૃષ્ણદાસે "વેંકટેશ્વર મુદ્રણાલય" તરફથી વિ. સં ૧૯૭૮મા પ્રકાશિત કરી છે શ્રુતબોધની આ વૃત્તિમા વૃત્તરત્નાકરમાંથી અવતરણો અપાયા છે

૨ શું આ જૈન છે?

૩ જુઓ પ્રો પિટર્સનના ત્રીજા હેવાલનું પરિશિષ્ટ (પૃ ૨૨૫)

[1]વૃત્ત-રત્નાકર (લ વિ. સં. ૧૦૦૦)—આના કર્તા શૈવ શાસ્ત્રના જાણકાર પવ્યેકના પુત્ર કેદારભટ્ટ છે. એમનો સમય ઇ. સ. ૧૦૦૦ની આસપાસનો મણાય છે.[2] એમણે રચેલી આ પદ્યાત્મક કૃતિ શ્રુતબોધ કરતાં મોટી છે. એ નિમ્નલિખિત છ અધ્યાયમાં વિભક્ત છે:—

(૧) સંજ્ઞા, (૨) માત્રાવૃત્ત, (૩) સમવૃત્ત, (૪) અર્ધસમવૃત્ત, (૫) વિષમવૃત્ત અને (૬) પ્રસ્તાર.

ટીકાઓ—આ વૃત્તરત્નાકર ઉપર નીચે મુજબની છ જૈન ટીકાઓ રચાઈ છે:—

(૧) [3]ઉપાધ્યાયનિરપેક્ષા—આ નામની વૃત્તિના કર્તા આસડ છે. આ આસડ તે વિક્રમની તેરમી સદીમાં વિદ્યમાન, 'કવિસભાશૃંગાર'ના બિરુદથી વિભૂષિત અને મેઘદૂત ઉપર ટીકા રચનારા આસડ જ હશે એમ લાગે છે.

(૨) વૃત્તિ—'વાદી' દેવસૂરિના સંતાનીય [4]જયમંગલસૂરિના શિષ્ય [5]સોમચન્દ્રગણિએ આ વૃત્તિ વિ. સં. ૧૩૨૯માં રચી છે.

(૩) ટિપ્પનક—'ખરતર' ગચ્છના જિનભદ્રસૂરિના શિષ્ય ક્ષેમહંસે આ ટિપ્પનક રચ્યું છે. એઓ વિક્રમની ૧૫મી સદીમાં થઇ ગયા છે.

(૪) બાલાવબોધ—'ખરતર' ગચ્છના મેરુસુન્દરે આ બાલાવબોધ રચ્યો છે. એઓ વિક્રમની સોળમી સદીના પૂર્વાર્ધમાં વિદ્યમાન હતા.

૧ આ છપાયો છે. જુઓ પૃ. ૧૩૪ અને ૨૮૧.

૨ જુઓ ABORI (Vol XVII, pp 397-399)માં છપાયેલો શ્રી. પી. કે. ગોડેનો લેખ.

૩ જુઓ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૬૪)

૪ ભટ્ટિકાવ્યની જયમંગલા નામની ટીકાના કર્તા તરીકે કેટલાક આ સૂરિનો નિર્દેશ કરે છે.

૫ કેટલાકને મતે આ મંગલસૂરિના શિષ્ય થાય છે.

(૫) વૃત્તિ— આ વૃત્તિ સમયસુંદરગણિએ વિ સં. ૧૬૯૪માં રચી છે.

(૬) વૃત્તિ— આના કર્તા હર્ષકીર્તિસૂરિના શિષ્ય અમરકીર્તિના શિષ્ય યશ:કીર્તિ છે.

## (૪) અલંકાર

[1]કાવ્યાદર્શ[2] (લ. વિ સં. ૭૦૦)— આની રચના [3]દંડીએ કરી છે. એમનો સમય ઇ સ. ૬૦૦થી ૭૦૦ના ગાળાનો ગણાય છે કેટલાકને મતે ભારવિ એમના પિતામહના મિત્ર થાય છે. એમના આ કાવ્યાદર્શમાં ત્રણ પરિચ્છેદ છે. જેઓ ચાર ગણાવે છે તેઓ ત્રીજાના બે ભિન્ન ભિન્ન વિભાગ પાડી તેમ કરે છે એમાં લગભગ ૬૬૦ પદ્યો છે. પ્રથમ પરિચ્છેદમા કાવ્યની વ્યાખ્યા આપી એના ગદ્ય, પદ્ય અને મિશ્ર એમ ત્રણ પ્રકાર સુચવાયા છે. ગદ્યના આખ્યાયિકા અને કથા એવા બે ભેદ સૂચવી એ બેમા વાસ્તવિક રીતે કશો તફાવત નથી એમ અહી કહેવાયું છે. સાહિત્યના સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને મિશ્ર એમ ચાર પ્રકાર દર્શાવાયા છે વૈદર્ભી અને ગૌડી એ બે રીતિ, દસ ગુણો, અનુપ્રાસ તેમજ કવિ બનવા માટેની ત્રિવિધ યોગ્યતા એ વિષયો પણ પ્રથમ પરિચ્છેદમાં જોવાય છે.

દ્વિતીય પરિચ્છેદમાં અલંકારની વ્યાખ્યા આપી પાંત્રીસ અલંકારો ગણાવાયા છે.

---

૧ આના વિવિધ પ્રકાશનો છે ડૉ એસ કે ડેએ H S P (Vol. I, pp 72–73)મા આની નોંધ લીધી છે

૨ આનું કાનડીમા ભાષાંતર થયું છે.

૩ સંસ્કૃતમા 'દણ્ડિન્' નામ છે.

તૃતીય પરિચ્છેદમાં યમકનું વિસ્તૃત નિરૂપણ છે. સાથે સાથે જાતજાતના ચિત્રબંધો, સોળ પ્રકારની પ્રહેલિકા અને દસ દોષો વિષે માહિતી અપાઈ છે.

**ટીકા—કાવ્યાદર્શ** ઉપર વિવિધ વૃત્તિઓ રચાયેલી છે. એ પૈકી ત્રિભુવનચન્દ્ર ઉર્ફે [1]વાદિસિંહસૂરિની ટીકા એ જૈન ટીકા છે. આની એક હાથપોથી વિ. સં. ૧૭૫૮માં 'બંગાળી' લિપિમાં લખાયેલી છે.

[2]**કાવ્યાલંકાર** (ઉ. વિ. સં. ૯૫૦)—પુષ્પદંતે મહાપુરાણ (સંધિ ૧, કડવક ૯)માં નિર્દેશેલા રુદ્રટે આ કૃતિ સોળ અધ્યાયમાં રચી છે. ભામહે અને વામને પણ પોતાની કૃતિનું નામ કાવ્યાલંકાર રાખ્યું છે. રુદ્રટનો [3]સમય ઇ. સ. ૯૦૦ કરતાં કંઈક વહેલો ગણાય છે.

અલંકારોના વર્ગીકરણ માટે સૈદ્ધાંતિક વ્યવસ્થા કરનાર તરીકે તેમજ નવ રસમાં 'પ્રેયસ્' નામનો દસમો રસ ઉમેરનાર તરીકે રુદ્રટનું નામ મોખરે છે. એમણે ત્રીજા અધ્યાયમાં યમક વિષે ૫૮ પદ્યો આપ્યાં

---

૧ 'વાદિ' એ વિશેષણ હોય તો આ સિંહસૂરિ તે કોણ હશે તેની તપાસ કરતાં એમ જણાય છે કે 'કાસદ્રહ' ગચ્છના ઉપા૦ જે નરચન્દ્રે વિ સ. ૧૩૨૪મા પ્રશ્નશતક રચ્યું છે તેમના ગુરુનું નામ સિંહસૂરિ અને પ્રગુરુનું નામ ઉદ્દ્યોતનસૂરિ છે જુઓ જૈ૦ સા૦ સં૦ ઇનું પૃ. ૪૧૩ પૃ. ૪૬૮મા તો એવો ઉલ્લેખ છે કે 'કાસદ્રહ' ગચ્છના ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય સિંહસૂરિએ પોતાને માટે દેવમૂર્તિ નામના ઉપાધ્યાયે રચેલા **વિક્રમચરિતની** એક હાથપોથી શીલસુંદર પાસે વિ સં ૧૪૮૨મા અને બીજી મહીતિલક પાસે વિ. સં. ૧૪૯૬મા લખાવી હતી.

૨ આ **કાવ્યાલંકાર** નમિસાધુકૃત ટીકા સહિત "નિર્ણયસાગર મુદ્રણાલય" તરફથી પ્રસિદ્ધ થયેલી "કાવ્યમાલા"મા ઇ. સ ૧૮૮૬મા છપાયેલો છે.

૩ આ સંબંધમા જુઓ "પુરાતત્ત્વ" (પુ ૪, પૃ ૧૫૫)મા છપાયેલો લેખ નામે "બે મહત્ત્વના ગ્રંથોની શોધ".

છે. એમણે અ. ૫માં ચક્ર-બંધ, મુરજ-બંધ ઇત્યાદિને સ્થાન આપ્યું છે. એમની આ કૃતિ ઉપર બે જૈન ટીકા છેઃ—

(૧) વૃત્તિ— આના કર્તા નમિસાધુ છે એમણે વિ. સં. ૧૧૨૨માં આવશ્યકવૃત્તિ—ચૈત્યવંદનવૃત્તિ રચી છે.[1] એઓ 'થારાપદ્ર'[2] ગચ્છના શાલિભદ્રસૂરિના શિષ્ય થાય છે. એમણે આ વૃત્તિ વિ. સં. ૧૧૨૫માં રચી છે. કેટલક એને 'ટિપ્પન' કહે છે. અ૦ ૫, શ્લો. ૧૨-૧૪ની વૃત્તિમાં એમણે કહ્યું છે કે ભટ્ટ વાસુકના પુત્ર શતાનંદ ઉર્ફે રુદ્રટે આ કૃતિ (કાવ્યાલંકાર) રચી છે. એ રુદ્રટ સામવેદના અભ્યાસી હતા.

નમિસાધુએ એમની પૂર્વે કાવ્યાલંકાર ઉપર રચાયેલી વૃત્તિનો લાભ લીધો છે એમણે પોતાની ઉપર્યુક્ત વૃત્તિમાં કેટલાક ગ્રંથ અને ગ્રંથકારોનાં નામ આપ્યાં છે અને કેટલાકમાંથી અવતરણ આપ્યાં છે. જેમકે અર્જુનચરિત (૧૬-૪), ઉદ્ભટ (૬-૩૩), કાદંબરી, કિરાતાર્જુનીય, છંદઃશાસ્ત્ર રચનાર જયદેવ (૧-૧૮), તિલકમંજરી (૧૬-૩), દંડી, નામમાલા, પાણિનિકૃત [3]પાતાલવિજયમહાકાવ્ય (૨-૮), પિંગલ, બૃહત્કથા (૨-૧૨), ભરત (૧૨-૪; ૧૨-૪૪), ભર્તૃહરિ, ભામહ (૮-૮૪: ૧૦-૨), માઘકાવ્ય (૧-૨૦; ૮-૬૪), માલતીમાધવ (૭-૩૩), મૃચ્છકટિક (૮-૧), મેઘદૂત, મેધાવિરુદ્ર (૧-૨; ૨-૨), રત્નાવલી (૭-૩૩,), વામન (૧-૨૦; ૮-૧૦), વિકટનિતંબા (૬-૪૭), વેણીસંહાર (૭-૭૩), શિવભદ્ર (૪-૪), શિશુપાલવધ,

૧ ધમ્મોવએસમાલાનું પાઇયમાં વિ. સં. ૧૧૨૯માં વિવરણ કરનાર શું આ નમિસાધુ છે ?

૨ આ નામના નગરને 'થરાદ' કહે છે.

૩ આ કાવ્યમાંથી એક પદ્ય અને એક પદ્યનો અંશ અવતરણરૂપે નમિસાધુએ આપ્યા છે

અલંકારશાસ્ત્ર ઉપર પાદ્યમાં કૃતિ રચનાર હરિ (૨-૧૯), અને હર્ષચરિત.[1]

અપભ્રંશનો પરિચય આપતાં નમિસાધુએ કહ્યું છે કે કેટલાક એના (૧) ઉપનાગર, (૨) આભીર અને (૩) ગ્રામ્ય એમ ત્રણ પ્રકાર ગણાવે છે, પરંતુ એના નિરસનાર્થે રુદ્રટે અપભ્રંશ ભાષાને અનેક પ્રકારવાળી કહી છે, કેમકે દેશો ઘણા હોવાથી એના ઘણા પ્રકાર સંભવે છે અને એ પ્રકારોનાં લક્ષણ તે તે દેશના લોકો પાસેથી જાણી શકાય તેમ છે.

(૨) નિબંધન—'સપાદલક્ષ' દેશથી નીકળીને માળવામાં ધારામાં રહી વિદ્યા પ્રાપ્ત કરનાર દિ૦ આશાધરે આ રચ્યું છે. આ આશાધરે સાગારધર્મામૃત અને અનગારધર્મામૃતની ટીકા અનુક્રમે વિ. સં. ૧૨૯૬ અને ૧૩૦૦માં રચી છે.

[2]કાવ્યપ્રકાશ (લ. વિ. સં. ૧૧૧૦)—આના કર્તા [3]મમ્મટ છે. એમણે દસ ઉલ્લાસમાં ૧૪૩ કારિકામાં કાવ્યશાસ્ત્રને લગતી [4]બધી બાબતો સમાવી દીધી છે. જૈન સાહિત્યમાં ત૦ સૂ૦, વેદાંતમાં શારીરક-ભાષ્ય અને વ્યાકરણમાં મહાભાષ્ય જેમ વિવિધ વ્યાખ્યા અને નિરૂપણના વિષય બન્યા છે તેમ આ કાવ્યપ્રકાશને અંગે પણ બનવા પામ્યું છે.

---

૧ જુઓ મહામહોપાધ્યાય પી. વી. કાણેના સાહિત્યદર્પણને અંગેના અંગ્રેજી ઉપોદ્ઘાત (પૃ. ૧૪)

૨ આનાં વિવિધ પ્રકાશનો જોવાય છે. તેમાં કેટલાંક મૂળ કૃતિ પૂરતાં તો કેટલાંક ટીકા સહિત મૂળ કૃતિનાં છે. આની નોંધ D C G C M (Vol. XII, p 55)માં છે. મૂળ કૃતિનો ગંગાધરનાથ ઝાએ કરેલો અંગ્રેજી અનુવાદ ઈ. સ. ૧૯૧૮માં છપાયો છે.

૩ કેટલાક ભરતનો પણ નિર્દેશ કરે છે.

૪ નાટ્યશાસ્ત્રની વિવિધ વ્યાખ્યાનોની વાત જુદી છે. જુઓ પૃ. ૧૬૮.

મમ્મટે કાવ્યપ્રકાશની કારિકાઓ ઉપર વૃત્તિ રચી છે.[૧] એમણે અન્ય ગ્રંથકારોની કૃતિઓમાંથી આશરે ૬૨૦ પદ્યો આપ્યાં છે. એમણે એમના પૂર્વગામી અભિનવગુપ્ત, વામન, રુદ્રટ, ભામહ, ઉદ્ભટ વગેરેની કૃતિઓનો ઉપયોગ કર્યો છે અને પ્રસંગવશાત્ એમનાથી ભિન્ન અભિપ્રાય વ્યક્ત કર્યા છે. એમણે કાલિદાસ જેવાની કૃતિમાં પણ દોષ દર્શાવ્યા છે. 'કલિ૦' હેમચન્દ્રસૂરિએ આ કાવ્યપ્રકાશનો લાભ લીધો છે. એની રચના ઈ. સ. ૧૦૫૦થી ૧૧૦૦ના ગાળામાં થઇ હોય એમ લાગે છે. આના ઉપર નીચે મુજબની ૭ જૈન ટીકાઓ રચાઇ છે.—

(૧) [૨]સંકેત—'રાજ' ગચ્છના સાગરચન્દ્ર મુનીન્દ્રના ચરણકમળને વિષે ભ્રમર સમાન માણિક્યચન્દ્રસૂરિએ કાવ્યપ્રકાશના ઉપર આ સંકેત નામની ટીકા રચી છે. આ રચના ક્યારે થઇ એ બાબતમાં ત્રણ મત જોવાય છેઃ કેટલાક એને વિ. સં. ૧૨૧૬ની રચના ગણે છે તો કેટલાક વિ. સં. ૧૨૪૬ની તો કેટલાક વિ. સં. ૧૨૬૬ની. સંકેતમાં રચના-સમય "રસ-વક્ત્ર-ગ્રહાધીશ" એમ શબ્દાંક દ્વારા સુચવાયો છે. જેઓ આ માણિક્યચન્દ્રને વસ્તુપાલના સમકાલીન ગણે છે તેમને મતે વિ. સં. ૧૨૧૬ની સાલ બંધબેસતી થતી નથી.

મમ્મટના કાવ્યપ્રકાશ ઉપરની પ્રાચીન ટીકાઓમાંની એક તે આ સંકેત છે. એ જૈન ટીકાઓમાં સૌથી પ્રાચીન છે. એમાં ભામહ, ઉદ્ભટ, દંડી, વામન, અભિનવગુપ્ત, મુકુલ, ભોજ વગેરેના અભિપ્રાયોનો

---

૧ વિશ્વનાથને મતે કારિકા અને વૃત્તિ એ બંનેના કર્તા મમ્મટ છે જુઓ એમનું સાહિત્યદર્પણ (પરિ૦ ૬ અને ૭).

૨ આ સંકેત ટીકા "આનન્દાશ્રમ ગ્રન્થાવલી"માં ગ્રન્થાક ૮૯ તરીકે ઈ. સ ૧૯૨૧માં અને "મ્હૈસુર સરકારની ગ્રન્થમાલા"માં ગ્રન્થાક ૬૦ તરીકે ઈ. સ ૧૯૨૨માં પ્રસિદ્ધ થયેલી છે

ઉલ્લેખ છે. કેટલેક સ્થળે માણિક્યચન્દ્રે પોતાના [1]કાવ્યમાંથી ઉદાહરણ આપ્યાં છે. જ્યાં સંક્ષિપ્ત વિવરણ જોઇએ ત્યાં તે અને જ્યાં વિસ્તૃત જોઇએ ત્યાં તે એ પ્રમાણેની પ્રમાણપુરસ્સરની વ્યવસ્થાથી આ ટીકાનું મહત્ત્વ વધે છે.

**સામ્ય**—કાવ્યપ્રકાશ (ઉ. ૯, શ્લો. ૮૫)માં ખડ્ગ, મુરજ અને પદ્મ એ ત્રણ બંધોનું એકેક ઉદાહરણ અપાયું છે. આ ત્રણ બંધોની રચના વિષે સંકેતમાં જે નિરૂપણ છે તે અ૦ ચૂ૦ અને વિવેક સાથે અક્ષરશ: મળે છે તો આનું શું કારણ?[2]

(૨) **ટીકા**—વિક્રમની સોળમી સદીમાં થઇ ગયેલા 'તપા' ગચ્છના હર્ષકુલે આ રચી છે.

(૩) **સારદીપિકા**—'ખરતર' ગચ્છના જિનમાણિક્યસૂરિના શિષ્ય વિનયસમુદ્રગણિના શિષ્ય ગુણરત્નગણિએ પોતાના શિષ્ય રત્નવિશાલને માટે દસેક હજાર શ્લોક જેવડી આ ટીકા વિ. સં. ૧૬૧૦(?)માં રચી છે.

(૪) **વૃત્તિ**—જયાનંદસૂરિએ ૪૪૦૦ શ્લોક જેવડી આ વૃત્તિ રચી છે.

(૫) **ટીકા**—ભાનુચન્દ્રગણિએ આ રચી છે[3]

(૬) **ટીકા**—'ન્યાયાચાર્ય' યશોવિજયગણિએ આ ટીકા રચી છે પણ તેનો થોડોક જ ભાગ હજી સુધી-તો મળી આવ્યો છે.

**અભ્યાસ**-સોમસૌભાગ્ય કાવ્ય (સ. ૧૦)માં કહ્યું છે કે "કૃષ્ણ વાગ્દેવતા"ના બિરુદથી વિભૂષિત જયચન્દ્રસૂરિએ ઘણા શિષ્યોને કાવ્યપ્રકાશ, સંમતિપ્રકરણ વગેરે ગ્રંથો ભણાવ્યા હતા.

---

૧ આ કાવ્ય તે કયું તેની તપાસ કરવી બાકી રહે છે

૨ આ સબંધમા મે મારા લેખ નામે "અલકારચૂડામણિ, વિવેક અને સકેત"મા ચર્ચા કરી છે. આ લેખ "આ૦ પ્ર૦" (પુ ૫૧, અં. ૧૨)મા છપાવાયો છે

૩ જુઓ સિદ્ધિચન્દ્રગણિકૃત ભાનુચન્દ્રગણિચરિત. આ સિદ્ધિચન્દ્રગણિએ કાવ્યપ્રકાશખંડન રચ્યું છે.

[1]સરસ્વતીકંઠાભરણ (લ વિ. સં. ૧૧૫૦)—[2]શૃંગારપ્રકાશ રચનારા અજૈન ગ્રંથકાર ભોજે ઉર્ફે ભોજદેવે આ રચ્યું છે. શ્રી. કાણેના મતે આ મહાકાય કૃતિ ઓછેવત્તે અંશે સંગ્રહાત્મક છે. કાવ્યાદર્શ, ધ્વન્યાલોક વગેરેમાંનાં પદ્યો અહીં ગૂંથી લેવાયાં છે. કાવ્યાદર્શમાંનાં લગભગ બસો પદ્યોનો અહીં ઉપયોગ કરાયો છે. આ સરસ્વતીકંઠાભરણમાં આશરે ૧૫૦૦ ઉદાહરણો છે અને એથી સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ માટે એ ઉપયોગી છે. આ કૃતિ પાંચ પરિચ્છેદોમાં ૬૪૩ કારિકામાં રચાયેલી છે. રસ અને ગુણને પણ અહીં 'અલંકાર' કહેલા છે. એ આ કૃતિની એક વિશિષ્ટતા છે.

ઉપમા વગેરેનો શબ્દ તેમજ અર્થના અલંકારરૂપે નિર્દેશ કરનાર તરીકે ભોજ લગભગ એકલા જ છે.

પદપ્રકાશ—સરસ્વતીકંઠાભરણ ઉપર પાર્શ્વચન્દ્રના પુત્ર આજડે પદપ્રકાશ નામની આ ટીકા રચી છે. આ ટીકાની પુષ્પિકા તેમજ આ ટીકામાંથી કેટલાક ઉદ્ધૃત ભાગો પત્તન૦ સૂચી (ભાગ ૧, પૃ. ૩૭-૩૯)માં અપાયેલાં છે.

ચન્દ્રાલોક (લ. વિ. સં. ૧૨૭૫)—આના કર્તા જયદેવ છે.[3]

[4]કાવ્યામ્નાય—શું એ ઉપર્યુક્ત કૃતિની ટીકા છે?

[5]વિદગ્ધમુખમંડન (ઉ. વિ. સં. ૧૩૧૦)—આ ધર્મદાસ નામના બૌદ્ધની કૃતિ છે. એમાં ચાર પરિચ્છેદો છે. એમાં પ્રહેલિકાઓ

૧ આ અનેક વાર પ્રસિદ્ધ થયું છે.

૨ આના પ્રકાશ ૨૨-૨૪મા ૨૫૧ પાઠ્ય અવતરણો છે તો એ હિસાબે સમગ્ર ગ્રંથમા તો કેટલાંયે હશે?

૩ જુઓ પૃ ૧૭૮

૪ જુઓ પૃ. ૧૭૮

૫ આ કૃતિ અનેક સ્થળેથી છપાઈ છે.

(emigmatology) અને ચિત્ર-કાવ્યોને સ્થાન અપાયું છે. રત્નાપણ અને શાર્ઙ્ગધરપદ્ધતિમાં આ કૃતિનો ઉલ્લેખ છે. ઇ. સ ની ૧૩મી સદીની પૂર્વેની આ કૃતિ છે. એના ઉપર નીચે મુજબની જૈન ટીકાઓ છે—

(૧) અવચૂર્ણિ—આના કર્તા 'ખરતર' ગચ્છના જિનપ્રભસૂરિ છે. એમણે ૭૦૦ સ્તોત્રો રચ્યાં છે.

(૨) ટીકા—'ખરતર' ગચ્છના જિનસિંહસૂરિના શિષ્ય લબ્ધિચન્દ્રના શિષ્ય શિવચન્દ્રે આ ટીકા વિ. સં. ૧૬૬૯માં રચી છે.

(૩) વૃત્તિ—આ વિનયસુન્દરના શિષ્ય વિનયરત્નની રચના છે. એઓ ૧૭મી સદીમાં થઈ ગયા છે.

(૪) ટીકા—આ ટીકા 'ખરતર' ગચ્છના સુમતિકલશના શિષ્ય વિનયસાગરે વિ. સં. ૧૬૯૯માં રચી છે.

(૫) ટીકા—આના કર્તા ભીમવિજય છે.

(૬) અવચૂરિ—આના કર્તાનું નામ જાણવામાં નથી[1]

(૭) ટીકા—આના કર્તા કુ(? ક)કુદાચાર્યના સંતાનીય (?) છે.[2]

(૮) બાલાવબોધ—સટ્ઠિસયગપયરણ, વાગ્ભટાલંકાર ઇત્યાદિ વિવિધ કૃતિઓ ઉપર બાલાવબોધ રચનાર ઉપા૦ મેરુસુંદરે ૧૪૫૪ શ્લોક જેવડો આ બાલાવબોધ રચ્યો છે. એઓ જિનચન્દ્રસૂરિ (વિ. સં. ૧૪૮૭-૧૫૩૦)ના શિષ્ય થાય છે. આ બાલાવબોધની શરૂઆતમાં પાંચ પદ્યો

૧ જિ૦ ૨૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૫૫)મા એક અજ્ઞાતકર્તૃક ટીકાનો પ્રારંભ "स्मृत्वा जिनेन्द्रमपि"થી થાય છે એવો ઉલ્લેખ છે.

૨ જુઓ શ્રી અગરચંદ નાહટાનો પૃ. ૨૭૧મા નિર્દિષ્ટ લેખ.

સંસ્કૃતમા છે. એમા મૂળ પદ્યાત્મક કૃતિનું કટકે કટકે સંસ્કૃતમાં વિવરણ અપાયું છે અને સાથે સાથે ગુજરાતીમા એની સમજૂતી અપાઈ છે.[1]

## (૫) ગણિત

[2]ગણિતસાર— આના કર્તા શ્રીધર છે. શુ ત્રિશતિકાના કર્તા શ્રીધર (ઇ. સ. ૭૫૦) તે જ આ છે?

[3]વૃત્તિ— ગણિતસાર ઉપર 'ઉપકેશ' ગચ્છના સિદ્ધિસૂરિએ વૃત્તિ રચી છે

[4]ગણિતતિલક[5] યાને ગણિત-પાટી[6] (લ. વિ સ. ૧૧૦૦)— આના કર્તા શ્રીપતિ છે. એમણે શકસંવત્ ૯૬૧મા ધીકોટિદ-કરણ, શકસંવત્ ૯૭૮માં ધ્રુવમાનસ, ઇ. સ. ૧૦૪૦ની આસપાસમાં [7]સિદ્ધાન્ત-શેખર ઇત્યાદિ કૃતિઓ રચી છે એઓ લીલાવતીના કર્તા ભાસ્કરાચાર્યના પુરોગામી છે. એમણે સર્વ દર્શનોને સંમત થાય એવું મંગલાચરણ કરી પરિભાષાઓ સમજાવી છે. એમણે પાટીગણિતને લગતી વિવિધ બાબતો

---

૧ આનો નમૂનો ષષ્ટિશતક પ્રકરણની પ્રસ્તાવના (પૃ ૨૦-૨૨ અને ૨૯)માં અપાયો છે

૨ આ પ્રકાશિત છે ?

૩ જુઓ શ્રી અગરચંદ નાહટાનો પૃ ૨૭૧મા નિર્દિષ્ટ લેખ.

૪ આ કૃતિ સિંહતિલકસૂરિકૃત વૃત્તિ સહિત "ગા૦ પૌ૦ ગ્ર૦"મા ગ્રંથાંક ૭૮ તરીકે ઇ. સ ૧૯૩૭મા છપાઈ છે એનુ સંપાદન મે કર્યું છે. એના અંગ્રેજી ઉપોદ્ઘાતમા મેં "ગણિતશાસ્ત્રને અંગેનો જૈનોનો ફાળો" એ વિષય વિસ્તારથી ચર્ચ્યો છે

૫ આ નામ સિંહતિલકસૂરિએ યોજ્યું છે. એમ કરવામા એમણે પોતાના નામનો એક અંશ જોડયો હોય એમ જણાય છે

૬ શ્રીપતિએ "गणितस्य पाटी" એમ કહ્યુ છે એ ઉપરથી મેં આ નામ યોજ્યું છે, બાકી સામાન્ય રીતે 'પાટીગણિત' એવું નામ હોય.

૭ આમા જૈનોની બે સૂર્ય, બે ચન્દ્ર ઇત્યાદિને લગતી માન્યતાનું ખંડન કરાયું છે

ઉદાહરણપૂર્વક જાતજાતના છંદોમાં રજૂ કરી છે. જેમકે પૂર્ણાંક તેમજ અપૂર્ણાંકનાં સંકલિત વગેરે આઠ પરિકર્મો, કલાસવર્ણ, ત્રૈરાશિક વગેરે બાબતો એ માટે એમણે શ્રીધરકૃત ત્રિશતીનો પુષ્કળ ઉપયોગ કર્યો હોય એમ લાગે છે.

વૃત્તિ— આવૃત્તિ ગણિતતિલક ઉપર વિબુધચન્દ્રસૂરિના શિષ્ય અને મંત્રરાજરહસ્ય વગેરેના કર્તા સિંહતિલકસૂરિએ વિ. સં. ૧૩૩૦ની આસપાસમાં રચી છે એમણે લીલાવતીનો તેમજ ત્રિશતીનો કેટલેક સ્થળે ઉલ્લેખ કર્યો છે. એમણે પૃ. ૩૦મા લીલાવતીની વૃત્તિ જોવાની ભલામણ કરી છે. શું આ વૃત્તિના કર્તા એઓ જાતે છે કે અન્ય કોઇ? પૃ ૮૫માં એમણે ગણિતની કોઇ કૃતિમાથી એક અવતરણ આપ્યું છે.

## (૬) નિમિત્તશાસ્ત્ર

લઘુજાતક (લ. વિ. સં. ૫૬૨)— આના કર્તા શકસંવત્ ૪૨૭માં પંચસિદ્ધાંતિકા રચનારા વરાહમિહિર છે.

વૃત્તિ— લઘુજાતક ઉપર 'ખરતર' ગચ્છના ભક્તિલાભે વિ. સં. ૧૫૭૧માં વિક્રમપુરમાં આ રચી છે.[1]

જાતક(કર્મ)પદ્ધતિ (લ. વિ. સં. ૧૧૦૦)— આના કર્તા શ્રીપતિ છે.

ટીકા— જાતકપદ્ધતિ ઉપર 'અંચલ' ગચ્છના હર્ષરત્નના શિષ્ય સુમતિહર્ષે વિ. સં. ૧૬૭૩માં પદ્માવતીપત્તનમાં આ ટીકા રચી છે.[2] એમણે આ અરસામાં બૃહત્પર્વમાલા રચી છે. વિશેષમાં એમણે તાજિકસાર, કરણકુતૂહલ અને હોરામકરન્દ ઉપર એકેક ટીકા રચી છે.

૧ લઘુજાતક ઉપર મતિસાગરે ભાષામા વિ. સ. ૧૬૦૫મા વચનિકા રચી છે અને ખુશાલસુંદરે વિ સં ૧૮૩૯મા ટબ્બો રચ્યો છે.

૨ 'ઉપકેશ' ગચ્છના ખુશાલસુંદરે બાલાવબોધ રચ્યો છે

[1]તાજિકસાર (લ વિ. સં ૧૫૮૦)— આના કર્તા હરિભદ્ર છે એમને કેટલાક હરિભટ પણ કહે છે. એમણે શકસંવત્ ૧૧૦૫નો ઉલ્લેખ કર્યો છે. દીક્ષિતે એમના મરાઠી પુસ્તક નામે પ્રાચીન ખગોળ-શાસ્ત્રાચ્યા ઇતિહાસ (પૃ. ૪૯૦)માં સૂચવ્યું છે કે આ હરિભદ્ર શક-સંવત્ ૧૪૪૫મા વિદ્યમાન હતા.

ટીકા—'અચલ' ગચ્છના સુમતિહર્ષે વિ સં. ૧૬૭૭મા વિષ્ણુદાસના રાજ્યમાં આ ટીકા રચી છે.[2]

કરણકુતૂહલ (વિ. સં. ૧૨૪૦)—આ ભાસ્કરની શ. સ ૧૧૮૪ની રચના છે

ગણક-કુમુદ-કૌમુદી— 'અચલ' ગચ્છના સુમતિહર્ષે આ નામની ટીકા વિ સં. ૧૬૭૮મા હેમાદ્રિના રાજ્યમાં રચી છે એમણે જાતક-પદ્ધતિ વગેરે ઉપર પણ ટીકા રચી છે.

જ્યોતિર્વિદાભરણ (લ વિ. સં ૧૨૯૫)—આ કૃતિ કાલિદાસે વિ. સં. ૧૨૯૫ની આસપાસમા રચી છે.

સુબોધિની—ઉપર્યુક્ત કૃતિ ઉપર 'પૂર્ણિમા' ગચ્છના ભાવરત્ને (ભાવપ્રભસૂરિએ) વિ સં ૧૭૬૮માં આ વૃત્તિ રચી છે

[3]મહાદેવીસારણી (વિ. સં. ૧૩૭૪)— આ કૃતિ મહાદેવે શકસંવત્ ૧૨૩૯મા રચી છે.

દીપિકા ઇત્યાદિ— મહાદેવીસારણી ઉપર 'અંચલ' ગચ્છના [4]ભુવનરાજના શિષ્ય ધનરાજે દીપિકા વિ સં. ૧૬૯૨મા પદ્માવતીપત્તનમા

૧ આ કૃતિ "વેંકટેશ્વર મુદ્રણાલય" તરફથી પ્રકાશિત થયેલી છે

૨ એમની અન્ય કૃતિઓ માટે જુઓ પૃ ૨૯૨

૩ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૦૪)મા આનો મહાદેવી તરીકે ઉલ્લેખ છે

૪ ઉપર્યુક્ત પુસ્તકમા ભોજરાજગણિનો ઉલ્લેખ છે

રચી છે. જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૦૩) પ્રમાણે એમણે ટિપ્પણ રચ્યું છે. વળી તત્ત્વસુંદરે વિવૃતિ અને કોઇકે ટીકા રચી છે.

[1]વિવાહપટલ— આ હર્ષકીર્તિસૂરિની કૃતિ છે કે એ નામની અજૈન કૃતિ ઉપર એમની ટીકા છે?

બાલાવબોધ— 'ખરતર' ગચ્છના સોમસુંદરના શિષ્ય અમરે વિવાહપટલ ઉપર આ બાલાવબોધ રચ્યો છે.

ગ્રહલાઘવ— આ ગણેશની કૃતિ છે

ટીકા અને ટિપ્પણ— ગ્રહલાઘવ ઉપર ચારિત્રસાગરના પ્રશિષ્ય અને કલ્યાણસાગરના શિષ્ય યશસ્વત્સાગરે (જસવંતસાગરે) વિ. સં. ૧૭૬૦માં ટીકા રચી છે અને રાજસોમે ટિપ્પણ રચ્યું છે. આ યશસ્વત્સાગરે નિમ્નલિખિત કૃતિઓ રચી છે.—

જૈનસપ્તપદાર્થી (વિ. સં. ૧૭૫૭), પ્રમાણવાદાર્થ (વિ. સં. ૧૭૫૯), ભાવસપ્તતિકા (વિ. સં. ૧૭૪૦), રત્નાકરાવતારિકાની પંજિકામાંથી વાદાર્થનિરૂપણ, સ્તવનરત્ન અને [2]સ્યાદ્વાદમુક્તાવલી.

આ ઉપરાંત એમણે વિ. સં. ૧૭૨૧માં વિચારષટ્ત્રિંશિકા ઉપર અવચૂરિ રચી છે. વિશેષમાં એમણે જન્મકુંડલી ઉપર યશોરાજિરાજપદ્ધતિ રચી છે અને જાતે એ વિ. સં. ૧૭૬૨માં લખી છે.

[3]ચન્દ્રાર્કી— આ 'મોઢ' દિનકરની કૃતિ છે.

વૃત્તિ— ચન્દ્રાર્કી ઉપર 'તપા' ગચ્છના કૃપાવિજયે આ રચી છે. એઓ કમલવિજયના શિષ્ય અને ઉપા૦ મેઘવિજયના ગુરુ થાય છે.

---

૧ વિવાહપટલ નામની કોઈ અજ્ઞાનકર્તૃક જૈન કૃતિ હોવાનો જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૩૫૮)માં ઉલ્લેખ છે

૨ આ અમદાવાદથી ઈ. સ. ૧૯૦૯માં પ્રસિદ્ધ કરાઈ છે

૩ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૧૨૧)માં ચન્દ્રાર્કી-પદ્ધતિ નામની એક અજ્ઞાતકર્તૃક પાઇય કૃતિ અને કર્તાના નામ વિનાની એના ઉપરની ટીકાની નોંધ છે.

[1]ષટ્પંચાશિકા— આના કર્તા ભટ્ટોત્પલ છે

ટીકા— આ 'ખરતર' ગચ્છના લબ્ધિવિજયના શિષ્ય મહિમોદયની રચના છે. એમણે વિ. સં. ૧૭૨૨ના અરસામા જ્યોતિષરત્નાકર રચ્યો હતો.

[2]ભુવનદીપક— આ હરિભદ્રની કૃતિ છે.

બાલાવબોધ— ભુવનદીપક ઉપર 'ખરતર' ગચ્છના લક્ષ્મીવિજયે વિ. સં ૧૭૬૭મા રચેલો આ બાલાવબોધ છે.

ચમત્કાર-[3]ચિન્તામણિ— આના કર્તા રાજર્ષિભટ્ટ છે

બાલાવબોધિની— આ ઉપર્યુક્ત ગ્રંથ ઉપરની વૃત્તિ છે. એ 'ખરતર' ગચ્છના પુણ્યહર્ષના શિષ્ય અભયકુશલે રચી છે

બાલાવબોધ— આ અજ્ઞાતકર્તૃક રચના છે [4]

હોરામકરન્દ— આ અજ્ઞાતકર્તૃક કૃતિ છે.

ટીકા— 'અંચલ' ગચ્છના સુમતિહર્ષે આ રચી છે એમણે ગણક-કુમુદ-કૌમુદી વગેરેની રચના કરી છે.

## શકુન

[5]વસન્તરાજ-શકુન, શકુન-નિર્ણય યાને શકુનાર્ણવ— આ શકુનને લગતી કૃતિના કર્તા વસન્તરાજ છે.

---

૧ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૪૦૧)મા હરિભદ્રની આ નામની પાઇય કૃતિ અને ઇલાભટ્ટે એના ઉપર રચેલી ટીકાનો ઉલ્લેખ છે

૨ આ નામની બે જૈન કૃતિઓ છે જુઓ પૃ ૨૦૫ અને ૨૦૮

૩ રામચન્દ્રે શકસંવત્ ૧૫૨૨મા મુહૂર્તચિન્તામણિ નામની કૃતિ રચી છે અને એના ઉપર 'તપા' ગચ્છના ચતુરવિજયે ટબ્બો રચ્યો છે

૪ મતિસારે ફરીદકોટમા વિ સં ૧૮૨૭મા ટબ્બો રચ્યો છે

૫ આ કૃતિ ભાનુચન્દ્રગણિકૃત ટીકા સહિત "વેંકટેશ્વર મુદ્રણાલય" તરફથી વિ સં. ૧૯૬૩મા છપાવાઇ છે

[1]વૃત્તિ—આના કર્તા ભાનુચન્દ્રગણિ છે. એનું સંશોધન એમના શિષ્ય સિદ્ધિચન્દ્રગણિએ કર્યું છે.

## (૭) વૈદ્યક

[2]અષ્ટાંગહૃદય (ઉ. વિ સં. ૮૪૦)—આના કર્તા વાગ્ભટ છે. એમનો સમય વહેલામાં વહેલો ઇ. સ.ની છઠ્ઠી સદી અને મોડામાં મોડો ઇ. સ. ૮૦૦ની આસપાસનો મનાય છે. આયુર્વેદની પરંપરામાં [3]ચરક અને [4]સુશ્રુત પછી આ વાગ્ભટનું સ્થાન છે. એ ત્રણેને 'વૃદ્ધત્રયી' કહે છે. વાગ્ભટ 'સિન્ધુ' દેશના વતની હતા એમ એમણે પોતે કહ્યું છે. એમણે જ અષ્ટાંગસંગ્રહ રચ્યાનું કેટલાક માને છે. વાગ્ભટે [5]ચરક-સંહિતા અને સુશ્રુત-સંહિતા એ બંનેનો સંગ્રહ કર્યો છે ખરો, પરંતુ પ્રસ્તુત વિષયમાં તો એઓ ચરકના સંપ્રદાયને થોડાક ફેરફાર સાથે અનુસર્યા છે.[6]

ટીકા—આના રચનાર દિ૦ આશાધર છે. એમણે આ ટીકાનો અનગારધર્મામૃતની સ્વોપજ્ઞ વૃત્તિની પ્રશસ્તિ (શ્લો. ૧૯)માં ઉલ્લેખ કર્યો છે.

[7]આશ્ચર્યયોગમાલા યાને યોગરત્નમાલા—આ ૧૪૦ પદ્યની આર્યામાં રચાયેલી કૃતિના પ્રણેતા નાગાર્જુન છે. એઓ ભાસ્કરના શિષ્ય

---

૧ આ પ્રકાશિત છે જુઓ પૃ. ૨૯૫.

૨ આ ગ્રન્થ "નિર્ણયસાગર મુદ્રણાલય" દ્વારા એ એમ કુન્તેએ અરુણદત્તની ટીકા સહિત ઇ સ ૧૮૯૧માં પ્રસિદ્ધ કર્યો છે

૩ એઓ ઇ સ.ની પહેલી સદીના કનિષ્ક રાજાના વૈદ્ય હતા એમ કેટલાક કહે છે

૪ એઓ મોડામાં મોડા ઇ સ.ના ચોથા સૈકામાં થયા હશે એમ કહેવાય છે

૫ "ચરકાદિના વિચારકોને" એ નામનો મારો લેખ "ગુ મિ૦ તથા ગુ દ૦ના તા ૧૮-૩-'૪૫ના અંકમાં છપાયો છે

૬ જુઓ ઐતિહાસિક સંશોધન (પૃ. ૪૭૬).

૭ આ તેમજ એના ઉપરની ગુણાકરસૂરિકૃત વૃત્તિની હાથપોથીઓના વર્ણન માટે જુઓ D C G C M (Vol. XVIII, pt I, pp 278-280 & 493)

થાય છે. એમણે આમા સ્તંભન-વિદ્યા વગેરેનું તેમજ કેટલાક વિષનું વર્ણન કર્યું છે. આ વૈદ્યકનો ગ્રંથ ગણાય છે.

[1]વિવૃતિ—'શ્વેતાબર ભિક્ષુ' ગુણાકરે વિ. સ. ૧૨૯૬મા આ વિવૃતિ રચી છે. એનો સુખાવબોધા તરીકે નિર્દેશ છે.

[2]યોગશત[3]— આ કૃતિ ભિન્ન ભિન્ન છન્દમાં ૧૦૫ પદ્યોમાં [4]વરરુચિએ રચ્યાનું મનાય છે એમાં વાત, પિત્ત અને કફના પ્રકોપના કારણ અને એનાથી ઉદ્ભવતા રોગો, કંઠ, મુખ, આંખ અને કાનના રોગોની તેમજ જાતજાતના જ્વર વગેરેની ચિકિત્સા, કેટલાક ઉપાયો અને ઉપચારોનું નિરૂપણ છે. આ કૃતિનું આદ્ય પદ્ય નીચે મુજબ છે—

> "कृत्स्नस्य तन्त्रस्य गृहीतधाम्न-
> श्चिकित्सिताद् विप्रसृतस्य दूरम् ।
> विदग्धवैद्यप्रतिपूजितस्य
> करिष्यते योगशतस्य बन्धः ॥१॥"

વૃત્તિ— આ પૂર્ણસેને રચી છે. કેટલાક એમને પૂર્ણચન્દ્ર કહે છે. આ વૃત્તિના આરંભની તેમજ અંતની થોડીક પંક્તિ D C G C M (Vol. XVI, pt I, p. 227)માં ઉદ્ધૃત કરાઇ છે આ સૂચીપત્રના

૧ આની હાથપોથી માટે જુઓ પૃ ૨૯૬, ટિ ૭

૨ આયુર્વેદના સાગ્રૂપ આ મૂળ કૃતિ પદચ્છેદ, શબ્દાર્થ, ગુજરાતી ભાષાંતર (અનુવાદ), સ્પષ્ટીકરણ અને ઔષધોના સસ્કૃત નામોના ગુજરાતી નામોની સૂચીરૂપ પરિશિષ્ટ તથા ભૂમિકા તેમજ ધન્વંતરિ વગેરેને લગતા આઠ ચિત્રો સહિત ડૉ રસિકલાલ જેઠાલાલ પરીખે યોગશતક એ નામથી પ્રકાશિત કરી છે. એમાં પ્રકાશનવર્ષનો ઉલ્લેખ નથી

૩ આને કેટલાક વૃદ્ધયોગશત કહે છે જુઓ D C G C M (Vol XVI, pt. 1, p 226)

૪ કર્તાના નામનો ઉલ્લેખ મૂળ કૃતિમા નથી.

પૃ. ૨૨૮માં પણ પ્રારંભિક ભાગ છે પણ એ બેમાં તફાવત છે. પૃ. ૨૨૭માં મંગલાચરણમાં ચન્દ્રમૌલિને એટલે કે મહાદેવને નમસ્કાર કરાયો છે, જ્યારે પૃ. ૨૨૮માં વર્ધમાનને એટલે મહાવીરસ્વામીને નમસ્કાર કરાયો છે. આથી પ્રશ્ન ઉદ્ભવે છે કે પૂર્ણસેન શૈવ અર્થાત્ અજૈન છે કે જૈન?[1]

## (૮) નીતિશાસ્ત્ર

[2]**નીતિશતક** (ઉ. વિ. સં. ૯૦૦)— આના કર્તા ભર્તૃહરિ હોવાનું મનાય છે. એમના સમય તરીકે કેટલાક ઇ. સ. ૬૫૦નો નિર્દેશ કરે છે. ભર્તૃહરિનો કવિ તરીકેનો ઉલ્લેખ યશસ્તિલકચંપૂમાં મળે છે. એનાથી પ્રાચીન ઉલ્લેખ કોઈ સ્થળે છે ખરો?

ભર્તૃહરિએ **નીતિશતક** ઉપરાંત **શૃંગારશતક** અને **વૈરાગ્યશતક** રચ્યા હોવાનું મનાય છે. આ ત્રણ શતકોને [3]**શતક-ત્રય** કહેવામાં આવે

---

૧ કેટલીક વૈદ્યક કૃતિઓ જેવી કે માધવ (લ. ઇ. સ ૮૦૦)કૃત **માધવનિદાન** અને લોલિમ્બરાજકૃત **વૈદ્યજીવન** ઉપર ટબ્બા રચાયા છે. આ **વૈદ્યજીવન**ના તૃતીય વિલાસનું "**પુલેમજા**"થી શરૂ થતું ૧૬મું પદ્ય મેં "અર્થની આગગાડી" નામનો મારો જે લેખ "અખંડ આનંદ" (વર્ષ ૫, અં ૮)મા છપાયો છે તેમા અવતરણરૂપે આપ્યું છે.

૨ આ કૃતિ અનેક સ્થળેથી આપણા દેશમાથી તેમજ વિદેશમાથી પણ પ્રસિદ્ધ થઈ છે. એમાં **શતકત્રયાદિ-સુભાષિતસંગ્રહ**ના નામથી જે પ્રકાશન "સિ૦ જૈ૦ ગ્રં૦"મા ગ્રંથાક ૨૩ તરીકે ઇ સ. ૧૯૪૮માં પ્રસિદ્ધ કરાયું છે તે નોધપાત્ર છે એમા નીતિને અંગે શ્લો. ૮-૭૬ છે ત્યાર બાદ શૃંગારને અંગે શ્લો. ૭૭-૧૪૭ અને વૈરાગ્ય પરત્વે શ્લો. ૧૪૮-૨૦૦ છે. શ્લો ૨૦૧-૩૫૨ને સદિગ્ધ અને શ્લો ૩૫૩-૮૫૨ને સકીર્ણ ગણ્યા છે. એના પછી ૮૪ પદ્યનું **વિટવૃત્ત** અને ૧૦૩ પદ્યનું **વિજ્ઞાનશતક** છે આ કૃતિનું સંપાદન પ્રો. દામોદર ધર્માનંદ કોસંબીએ કર્યું છે અને એમણે વિસ્તૃત ઉપોદ્ઘાત લખ્યો છે.

૩ આની વિ. સં. ૧૫૮૦મા પ્રતિષ્ઠાસોમગણિએ લખેલી હાથપોથી સૌથી પ્રાચીન ગણાય છે. એના એક પત્રની પ્રતિકૃતિ ઉપર્યુક્ત પ્રકાશનમા અપાઈ છે.

છે નીતિશતકમાં પદ્યોની સંખ્યા ભિન્ન ભિન્ન જોવાય છે ૧૦૩, ૧૦૪ અને ૧૧૦. બાકીનાં શતકો માટે પણ આવી પરિસ્થિતિ જોવાય છે. નીતિશતક અન્ય શતકોની પેઠે કાવ્યદૃષ્ટિએ પણ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. અહી તો મે સુભાષિતની દૃષ્ટિએ એની નોધ લીધી છે.

શતકત્રય જૈનોમા ખૂબ પ્રિય હશે એમ લાગે છે. એના અનુકરણરૂપે સોમશતક, ધનદ-ત્રિશતી, પદ્માનન્દ-શતક અને શૃંગાર-વૈરાગ્ય-શતક રચાયાનું અનુમનાય છે.[1]

[2]ટીકા (વિ. સં. ૧૫૩૫)— આ [3]શતકત્રય ઉપર 'ઉપકેશ' ગચ્છના સિદ્ધસૂરિના શિષ્ય [4]ધનસારે વિ. સ. ૧૫૩૫માં જયપુરમાં ટીકા રચી છે [4] એ ટીકા નીતિશતક વગેરે ત્રણ શતકો ઉપરની વિવિધ સસ્કૃત ટીકાઓમાં સૌથી પ્રાચીન છે [5] એ ટીકા વાતચીતની (colloquial) જૈન સસ્કૃતમા છે એમ પ્રો. દામોદર ધર્માનંદ કોસંબીનું કહેવું છે.[6]

સર્વાર્થસિદ્ધિમણિમાલા— આના રચનાર 'ખરતર બેગડ' ગચ્છના જિનસમુદ્રસૂરિ છે. એ સસ્કૃતમા હશે એમ માની મેં એની અહી નોધ લીધી છે.

---

૧ જુઓ ઉપર્યુક્ત પ્રકાશનનું અગ્રવચન (પૃ ૮)

૨ આની મુબઈ સરકારની માલિકીની એક હાથપોથી ભા પ્રા સં મ મા છે એનું આદ્ય પદ્ય તેમજ અતિમ પક્તિઓ D C G C M (Vol XIII, pt I, p 403)માં ઉદ્ધૃત કરાયા છે

૩ શતકત્રયને અગે બે ભાષા-ટીકા, હિન્દી પદ્યાનુવાદ, હિન્દી ગદ્યપદ્યાનુવાદ અને બાલાવબોધ રચાયા છે એમ શ્રી અગરચદ નાહટાએ એમના પૃ ૨૭૧મા નિર્દિષ્ટ લેખમા કહ્યું છે

૪ એમના પ્રશિષ્યે શાન્તિનાથચરિત્રની એક હાથપોથી વિ સં ૧૬૨૮મા લખી છે .

૫-૬ જુઓ ઉપર્યુક્ત પ્રકાશનનો ઉપોદ્ઘાત (પૃ ૨૩)

## પુરવણી

પૃ. ૧૦, [1]પં. ૮. 'વ્યાકરણ' પછી. (લ. ઇ. સ. પૂર્વે ૧૦૦૦)
પૃ. ૧૦, પં. ૧૧. 'આહ્નિક ૧' પછી. પૃ. ૧૯, "ચૌખંબા સિરીઝ"
પૃ. ૨૬, પં. ૨૧. 'અં. ૩)માં' પછી. ઇ. સ. ૧૯૨૫મા
પૃ. ૩૦, પં. ૧૪. 'પાંચે' પહેલાં. સૂત્રપાઠ, ગણપાઠ, ઉણાદિસૂત્ર, ધાતુપાઠ અને લિંગાનુશાસન એમ
પૃ. ૪૪, પં. ૪. 'છે.' પછી. એકીભાવસ્તોત્રટીકા (આ ટીકાની એક હાથપોથી "ભાં. પ્રા. સં. મં."મા છે.)
પૃ. ૪૪, પ. ૬. 'ચન્દ્રિકા' પછી. અને ષટ્પ્રાભૃતટીકા.
પૃ. ૪૪, ટિ. ૨. 'છે.' પછી. એમણે રચેલી ટીકા સંપૂર્ણપણે શ્રુતસાગરે અપનાવી છે. તેમ છતાં એ આશાધરનો ઉલ્લેખ જિનસહસ્રનામ-ટીકામાં શ્રુતસાગરે કર્યો નથી. આવી હકીકત ત૦ સૂ૦ની ટીકા માટે પણ જોવાય છે. એમાં સર્વાર્થસિદ્ધિ અપનાવાઈ છે
પૃ. ૪૮, ટિ. ૪. 'છે.' પછી. ILDના બીજા હપ્તામાં (Arts No. 30, JUBમાં) પૃ. ૧૧૪-૧૧૬માં આ સ્તવ છપાયો છે.
પૃ. ૫૫, પં. ૪. 'સ્મરણ' પછી. શું ભક્તામર-સ્તોત્ર આ સપ્તસ્મરણમાં આવી જાય છે?
પૃ. ૬૭, પં. ૬. '૧૦૨' ઉપર ટિપ્પણ:

"........पादान्ते श्लोकमेककम् ॥१०१॥
तच्चतुष्कं च सर्वान्ते श्लोकैस्त्रिंशद्भिरद्भुता।
पञ्चाधिकैः प्रशस्तिश्च विहिताऽवहितैस्तदा ॥१०२॥"

[1] પુસ્તકના શીર્ષકરૂપ પઙ્ક્તિથી પઙ્ક્તિની ગણતરી કરાઈ છે.

પૃ ૭૩, પં. અંત્ય. વળી હૈમ બૃહન્ન્યાસ (પૃ. ૧)માં પણ એ સૂરિનો "आचार्यहरिभद्रवत्" દ્વારા ઉલ્લેખ છે.

પૃ. ૮૭, પં. ૨૨. 'સહસ્રાવધાની' [1]મુનિસુન્દરસૂરિએ વિ. સં. ૧૪૫૫માં જે [2]ત્રૈવિદ્યગોષ્ઠી રચી છે તેમા (પત્ર ૮આમાં) લક્ષણાનુગામિની અર્થાત્ વ્યાકરણવિષયક ગોષ્ઠી આલેખતી વેળા એમણે નીચે મુજબની જે [3]બાર બાબતો રજૂ કરી છે તે હૈમવિભ્રમનુ સ્મરણ કરાવે છે—એક રીતે આ જાતની નાનકડી કૃતિની ગરજ સારે છેઃ—

(૧-૫) अधीये એ 'इ' ધાતુનું રૂપ છે તેમ 'धी'નું પણ રૂપ છે. એવી રીતે उच्यति એ उच् ધાતુનું પણ રૂપ છે. 'व्याघ्राः' घ्रा ઉપરથી પણ ઉદ્ભવે છે जागर्ति એ जागृ ધાતુનું રૂપ છે તેમ गृનું પણ છે. વળી पञ्चष ઉપરથી पञ्चदृढल એવું પણ રૂપ બને છે.

(૬) કયા ધાતુનાં પરસ્પર ભિન્ન ભિન્ન ૧૩ રૂપ થાય છે એવો પ્રશ્ન ઉઠાવી अव ઉપસર્ગપૂર્વક गृ ધાતુનાં ૧૩ રૂપ દર્શાવાયાં છે.

(૭) जगाम રૂપ गम् ઉપરથી જ નહિ પણ जगि એવા વૈદિક ધાતુ ઉપરથી પણ નિષ્પન્ન કરી શકાય તેમ છે.

---

૧ એમની જીવનરેખા અને એમના કૃતિકલાપ વિષે મે "જૈન પુસ્તક પ્રચારક સંસ્થા" તરફથી સુરતથી વિ સં. ૨૦૦૫મા પ્રકાશિત ઉપદેશરત્નાકરની મારી ભૂમિકા (પૃ ૫૯- ૮૨)મા વિસ્તૃત પરિચય આપ્યો છે.

૨ આ કૃતિ "લાલબાગ જૈન સઘ" તરફથી મુંબઈથી વિ સ ૧૯૬૬મા પ્રકાશિત કરાઈ છે અને એની સસ્કૃત પ્રસ્તાવના આગમોદ્ધારકે લખી છે

૩ આ સંબંધમાં મુનિસુન્દરસૂરિએ જરૂર જણાઈ ત્યા સિ૦ હે૦ના સૂત્રો રજૂ કર્યા છે અને એના સંપાદક આગમોદ્ધારકે એ સૂત્રોનાં સ્થાન દર્શાવ્યા છે.

(૮-૯) मा रिरेकामनी સિદ્ધિ रेक् ધાતુ ઉપરથી દર્શાવાઇ છે. એવી રીતે मामिनीमाम માટે માર્ગદર્શન કરાવાયું છે.

(૧૦) 'मास' શબ્દનું ભાષ્યકારના મતે माद्भ्याम् અને દુર્ગના મતે मास्भ्याम् રૂપ થાય છે.

(૧૧) दधिसेग्મા 'स्'નો 'ष्' થાય કે નહિ એની ચર્ચા કરાઇ છે.

(૧૨) जुज्ञौदनीयिपति પ્રયોગ 'ज्ञा+ઓદન' ઉપરથી નિષ્પન્ન કરતી વેળા કયો ન્યાય બળવાન ગણાય તેનો વિચાર કરાયો છે.

પૃ ૯૩, પં. ૧૫. 'કૃતિ' પછી. કનકપ્રભકૃત

પૃ ૧૦૩, ટિ. ૨. "વાચક જશનું વંશવૃક્ષ" "આ૦ પ્ર૦" (પુ. ૫૦, અં. ૧૦)માં, "વાચક યશોવિજયની ચોવીસીઓ" "જૈ સ પ્ર" (વ. ૨૧, અં. ૧૦)માં, "દિક્પટ ચૌરાસી બોલ પ્રત્યુક્તિ (૮૪ બોલ વિચાર): રેખાદર્શન" "જૈ. સ. પ્ર" (વ. ૨૧, અં. ૧૧)માં, 'થયપરિણ્ણા (સ્તવપરિજ્ઞા) અને એની યશોવ્યાખ્યા" "જૈ. સ. પ્ર." (વ. ૨૧, અં. ૧૨)માં, "નવનિધાન નવ સ્તવનો" "આ૦ પ્ર૦" (પુ. ૫૩, અં. ૧૧-૧૨) મા અને "છ બોલની વિહરમાણ-જિન-વીસીનું વિહંગાવલોકન" "જૈ૦ ધ૦ પ્ર૦" (પુ. ૭૨, અં. ૧૧)માં છપાયા છે, જ્યારે "તાર્કિક હરિયાળી સ્વોપજ્ઞ વિવેચન સહિત", "ન્યાયાચાર્યને વંદન" અને "વાચક જશનું વંશવૃક્ષ" એ ત્રણને ન્યાયાચાર્યને અંગેના ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનારા નિબંધસંગ્રહમાં સ્થાન અપાયું છે.

પૃ. ૧૦૬, પં. ૩. 'ગૃહસ્થ' પછી. નામે ધનંજય

પૃ ૧૨૦, પં. ૧૧. 'એમણે' પછી. જ્યોતિઃસાર રચ્યો છે. વળી એમણે

પૃ ૧૨૧, પં. ૧૩. [1]લઘુતમનામકોશ (વિ. સં. ૨૦૦૫)—આ આગમોદ્ધારકે બાલજીવોને ઉદ્દેશીને પદ્યમાં રચેલી કૃતિ છે. આ ઘણો નાનો કોશ છે. એ અભિ૦ ચિ૦ના પ્રવેશદ્વારની ગરજ સારે તેમ છે.

પૃ. ૧૨૯, પં. ૫. 'અનેકાર્થ' પહેલાં [2]વિશ્વલોચનકોશ યાને [3]મુક્તાવલીકોશ—આના કર્તા દિ૦ શ્રીધરસેન છે. એઓ 'સેન' અન્વય (સંઘ)માં થયેલા કવિ, આન્વીક્ષિકી વિદ્યામાં નિષ્ણાત અને વાદી એવા મુનિસેનના શિષ્ય થાય છે, વળી એઓ સમસ્ત શાસ્ત્રોના પારગામી, રાજાઓના વિશ્વાસપાત્ર અને કાવ્યશાસ્ત્રના મર્મજ્ઞ હતા તેમજ આ (અનેકાર્થક) કોશ વિવિધ કવીશ્વરોના કોશો જોઇને રચાયો છે એમ પ્રશસ્તિમા કહ્યું છે. એમના સમય વિષે કોઇએ ઉલ્લેખ કર્યાનુ જાણવામાં નથી એટલે આ કોશ વિક્રમની સોળમી સદીમા રચાયો હશે એમ માની લઇ મેં એની અહીં નોંધ લીધી છે. આ કોશમાં અઢીએક હજાર પદ્યો છે. આ કોશનો રચનાક્રમ એના દ્વિતીય પદ્યમાં નીચે મુજબ અપાયો છે:—

સ્વર અને કકાર વગેરે વર્ણના ક્રમથી શબ્દોની આદિનો નિર્ણય કરાયો છે. વળી દ્વિતીય વર્ણ વિષે પણ કકારાદિનો ક્રમ રખાયો છે. દા. ત. ક (નરજાતિ), ક (નાન્યતરજાતિ), કુ, અક, અંક ઇત્યાદિ.

૧ આ કૃતિ "જૈ૦ પુ૦ પ્ર૦ સં૦" તરફથી સુરતથી વિ. સં. ૨૦૦૫મા પ્રકાશિત કરાઈ છે

૨ આ કોશ પ નંદલાલ શર્માકૃત ભાષાટીકા (હિન્દી શબ્દાર્થ) સહિત "ગાધી નાથારંગ જૈન ગ્રંથમાલા"મા ઈ સ ૧૯૧૨મા છપાયો છે.

૩ આ નામ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ ૩૪) જોતા અનુમનાય છે.

આ કોશના શબ્દોને કાન્ત, ખાન્ત એમ હાન્ત સુધીના ૩૩ વર્ગોમાં, ત્યાર પછીના શબ્દોને ક્ષાન્ત વર્ગમાં અને એના પછીના શબ્દોને—અવ્યયોને અવ્યય-વર્ગમાં એમ એકંદર ૩૫ વર્ગમાં વિભક્ત કરાયા છે

[1]ભાષાટીકા—કોશના પ્રત્યેક પૃષ્ઠના ઉપરના લગભગ અડધા ભાગમાં છએક પદ્યો છે અને એના નીચલા ભાગમા બે સ્તંભ (column)માં સંસ્કૃત શબ્દ અને એની સામે એના વિવિધ અર્થ હિન્દીમા અપાયા છે આ અર્થોનો 'ભાષાટીકા' તરીકે નિર્દેશ છે.

પૃ ૧૨૯, પં. ૫. નાનાર્થકોશ અને નાનાર્થસંગ્રહ—આના કર્તા અનુક્રમે અસગ કવિ અને રામચન્દ્ર છે.

પૃ. ૧૩૫, પં. ૮. ત્રૈવિધગોષ્ઠી (પત્ર ૯આ)માં કહ્યું છે કે જાતિ વિવિધ પ્રકારની છે અને દંડકના ઘણા પ્રકારો છે. 'માત્રા' છંદના 'માગધી'માં ૬૭ કરોડ અને ૬૦ લાખ ભેદ છે; 'ઉપહાસિની'-ના ૪ અબ્જ (અબજ), ૫૬ કરોડ, ૯૭ લાખ અને ૬૦ હજાર ભેદ છે; અને 'આર્યા'ના ૮ કરોડ, ૨૯ લાખ અને ૨૦ હજાર ભેદ છે. આને લગતા પ્રસ્તાર વગેરે ૭ પ્રત્યય છે.

પૃ ૧૫૪, પં. ૧૯. આ કવિશિક્ષાના પરિચય માટે જુઓ પૃ. ૧૭૧.

પૃ. ૧૬૮, પં. ૨૧. કલ્પલતા (ઉ. વિ. સં. ૧૨૦૦)—આના કર્તાનું નામ જાણવામાં નથી, પરંતુ એઓ શ્વેતામ્બર છે એમ એના પ્રારંભિક પદ્ય ઉપરથી જાણી શકાય છે. આ કૃતિમાં ચાર પરિચ્છેદ છે [2]

પલ્લવ—આ કલ્પલતા ઉપરની વૃત્તિનું નામ છે.

વિવેક યાને શેષ—ઉપર્યુક્ત પલ્લવ ઉપરની ટીકાના બે નામ છે: વિવેક અને શેષ. એનું પરિમાણ ૬૫૦૦ શ્લોક

૧ આ પ્રકાશિત છે જુઓ પૃ. ૩૬૩, ટિ. ૨

૨ જુઓ જેસલમેરભાંડાગારીયગ્રન્થસૂચી (પૃ. ૨૨).

જેવડું છે. એની હાથપોથી વિ. સં. ૧૨૦૫મા લખાયેલી મળે છે. એમાં શરૂઆતમાં નીચે મુજબનું અશુદ્ધ પદ્ય છે.—

"यत पल्लवेन विवृत्तं दुर्वोधं मन्दबुद्धिभ्यापि।
क्रियते कल्पलतायां तस्य विवेकोऽयमतिसुगमः॥"

આ ટીકાના બે નામ હોવાથી આ ટીકાને કલ્પલતાવિવેક તેમજ કલ્પપલ્લવશેષ પણ કહે છે. એમા મૂળના પ્રતીક અપાયાં છે. એની પ્રશસ્તિમા કલ્પલતાને વિશુધમંદિર, પલ્લવને એ મંદિરનો કલશ અને શેષને એનો ધ્વજ કહેલ છે.[1]

પૃ ૧૭૬, પં. ૨૧. 'છે.' પછી. ત્રૈવિદ્યગોષ્ઠી (પત્ર ૧૦અ)માં કહ્યું છે કે વિદ્વાનો શબ્દ અને અર્થના વૈચિત્ર્યથી મનોહર એવા કવિ-કર્મને (કાવ્યને) 'સાહિત્યનો સાર' કહે છે. તેમાં શબ્દના ત્રણ પ્રકાર છેઃ (૧) વાચક, (૨) ઔપચારિક અને (૩) વ્યંજક. અર્થના પણ ત્રણ પ્રકાર છેઃ (૧) મુખ્ય, (૨) ઉપચરિત અને (૩) વ્યંગ્ય. શબ્દનું વૈચિત્ર્ય દોષ દૂર કરવાથી, ગુણ સ્થાપિત કરવાથી અને ભૂષણ (અલંકાર)નો ઉપયોગ કરવાથી ઉદ્ભવે છે. દુષ્ટ, અસસ્કાર ઇત્યાદિ દોષો અને માધુર્યાદિ ત્રણ ગુણો ગણાવી અલંકાર તરીકે અનુપ્રાસ ઇત્યાદિ એમ કહ્યું છે. અર્થનું વૈચિત્ર્ય વસ્તુ, અલંકાર અને રસના ભેદથી ત્રણ પ્રકારનું છે એમ અહી કહ્યું છે. ત્યાર બાદ [2]ત્રણ પદ્યો આપી વિષમવૃત્ત, વિષમતર વૃત્ત, સમસ્યા, ચિત્ર, ક્રિયાગુપ્તક ઇત્યાદિ

---

૧ આ મતલબની માહિતી મને મુનિશ્રી યશોવિજયજીએ તા ૩-૧૦-'૫૬ને રોજ પૂરી પાડી હતી. એ બદલ હું એમનો આભારી છું.

૨ આ ત્રણે પદ્યો તીજાના ગુજરાતી અનુવાદ સહિત મેં "સહસ્રાવધાની મુનિસુન્દરસૂરિનું લાક્ષણિક સાહિત્ય" નામના મારા લેખમાં આપ્યાં છે.

કુશલતાઓ કે જે અનેક વિદ્વાનોના મનોવિનોદના મૂળરૂપ હોય તે અનેક પ્રકારે સંભવે છે એમ કહ્યું છે.

પૃ. ૧૮૯, પં. ૫. '૬૧૦' પર ટિપ્પણઃ મૂળ લેખમાં '૫૯૦' છપાયા છે

પૃ. ૧૯૩, ટિ. ૨. થોડા વખત ઉપર ડૉ. ઉમાકાંત પ્રેમાનંદ શાહનું Studies in Jaina Art નામનું પુસ્તક (પૃ ૮+૧૬૬) ૩૬ પ્લેટ્સમાં ૮૯ ચિત્રો સહિત "જૈન કલ્ચરલ રીસર્ચ સોસાયટી" તરફથી બનારસથી પ્રસિદ્ધ થયું છે ખરું પણ એ મારા જોવામાં આવ્યું નથી.

પૃ. ૨૧૧, પં ૧૦. 'પુરુષ' ઉપર ટિપ્પણઃ દિ૦ જિનસેને શકસંવત્ ૭૦૫માં રચેલા હરિવંશપુરાણ સર્ગ ૨૩ (શ્લો૦ ૫૫-૧૦૭)માં પુરુષનાં લક્ષણો અને એ સર્ગ (શ્લો. ૮૫-૯૭)માં કરલક્ષણ અને એની સાર્થકતા વિષે નિરૂપણ કર્યું છે.

પૃ ૨૧૬, પં. ૧૩. લોકકલ્પ (ઇ. ઇ. સ. પૂર્વે ૩૦૦)—આના કર્તા [1]શ્રુતકેવલી [2]સમન્તભદ્ર છે અને એમણે પોતાની ઇચ્છાથી આ શાસ્ત્ર વિદ્યાપ્રવાદ નામના પૂર્વમાંથી ઉદ્ધૃત કર્યું હતુ એમ જિનદત્તસૂરિએ શકુનરહસ્યની પ્રશસ્તિમાં કહ્યું છે. એ લોકકલ્પ હજી સુધી તો અપ્રાપ્ય છે એટલે એની રચના સંસ્કૃતમાં કરાઇ હશે કે કેમ તે જાણવું બાકી રહે છે. બાકી એના આધારે શકુનરહસ્ય રચાયું છે એટલે એ લોકકલ્પમાં શુકનનો તો અધિકાર હોવો જોઇએ એમ બેધડક કહી શકાય.

૧ આ ઉલ્લેખ વાસ્તવિક છે એમ માની મેં લોકકલ્પનો સમય દર્શાવ્યો છે.

૨ અભિ૦ ચિં૦ (કાંડ ૧, શ્લો. ૩૨-૩૩)માં જે ૭ શ્રુતકેવલી ગણાવાયા છે તેમાં એમનું નામ નથી

પૃ ૨૧૭, પં. ૧૫. [1]શકુન-રહસ્ય[2] (લ. વિ સં. ૧૨૫૦)—આના કર્તા 'વાયડ' ગચ્છના જિનદત્તસૂરિ છે. એઓ અમરચન્દ્રસૂરિના અને અરિસિંહના ગુરુ થાય છે. એમણે [3]વિવેકવિલાસ વિ સં. ૧૨૭૦ના અરસામાં રચ્યો છે. પ્રસ્તુત કૃતિ પદ્યમા છે અને એ નવ પ્રસ્તાવમાં વિભક્ત છે.

વિષય—પ્રારમ્ભમાં મંગલાચરણ છે. ત્યાર બાદ સંતાનના જન્મ, લગ્ન અને શયન સંબંધી શુકનો, પ્રભાતે જાગતી વેળાના, દાતણ અને સ્નાન કરતી વખતના, પરદેશ જતી વેળાનાં અને નગરમા પ્રવેશ કરતી વેળાનાં શુકનો, વરસાદ સંબંધી પરીક્ષા, વસ્તુના મૂલ્યમા વધઘટ, ઘર બાંધવા માટેની જમીનની પરીક્ષા, જમીન ખોદતાં નીકળતી વસ્તુઓનાં ફળ, સ્ત્રીને ગર્ભ નહિ રહેવાનાં કારણ, સંતાનોના અપમૃત્યુની ચર્ચા, [4]મોતી, [5]હીરા વગેરે રત્નોના પ્રકાર અનુસાર તેનાં શુભાશુભ ફળ અને ગ્રંથકારની પ્રશસ્તિ એમ વિવિધ બાબતો આલેખાઇ છે.

---

૧ આનુ ગુજરાતી ભાષાતર હીરાલાલ વિ હંસરાજે કર્યું છે અને એ શુકનશાસ્ત્રના નામથી જામનગરથી ઇ સ ૧૮૯૯મા એમણે પ્રકાશિત કર્યું છે

૨ મૂળ સંસ્કૃત કૃતિ પ્રસિદ્ધ થઈ હોય તો તે હજી સુધી મારા જોવામા આવી નથી

૩ આ કૃતિ પ દામોદર ગોવિન્દાચાર્યે કરેલા ગુજરાતી ભાષાતર સહિત બાલાભાઈ રાયચદ અને દેવીદાસ છગનલાલ એ બે જણે મળીને વિ સ ૧૯૫૪મા પ્રસિદ્ધ કરી છે.

૪ આને અગે મે "મોતી શુકનિયા અને અપશુકનિયા" નામનો લેખ લખ્યો છે એ હવે પછી પ્રસિદ્ધ થનાર છે

૫ આના ૧૧ પ્રકારના ફળ મેં "હીરો કેવો લેગો?" એ નામના મારા લેખમા દર્શાવ્યા છે એ લેખ "હિંદુ મિલન મદિર" (વ ૮, અં ૧૧, પૃ ૫૩૦–૫૩૪)માં પ્રસિદ્ધ થયો છે.

આધાર—'શ્રુતકેવલી' સમન્તભદ્રે રચેલા લોકકલ્પના આધારે આ પ્રસ્તુત કૃતિ યોજાઇ છે એમ પ્રશસ્તિમાં ઉલ્લેખ છે.

પૃ. ૨૨૪, ટિ. ૧. આ બીજી આવૃત્તિનુ નામ વર્ષપ્રબોધ અને અષ્ટાંગ નિમિત્ત છે.

પૃ. ૨૨૮, પં. ૮. 'છે' પછી. આ વૈદ્યકગ્રંથ તે જ પૃ. ૧૭માં નોંધાયેલો વૈદ્યસાર છે. આનો સંક્ષિપ્ત પરિચય D C G C M (Vol. XVI, pt. 1, pp. 311-312)મા અપાયો છે.

નાડીપરીક્ષા— આ પૂજ્યપાદની કૃતિ છે એમ જિ૦ ર૦ કો૦ (ખંડ ૧, પૃ. ૨૧૦)માં ઉલ્લેખ છે. આથી બે પ્રશ્ન ઉદ્ભવે છે:—

(૧) શું આ ઉપર્યુક્ત પૂજ્યપાદ છે?

(૨) શું આ કૃતિ ઉપર્યુક્ત વૈદ્યકગ્રંથનો ભાગ છે?

નાડીવિચાર— આ નામની બે અજ્ઞાતકર્તૃક કૃતિ છે. એકમા ૭૮ પદ્યો છે અને એનો પ્રારંભ "नत्वा वीरं"થી થાય છે. એની એક હાથપોથીમાથી પ્રારંભના બે પદ્ય અને અંતમાંનાં પાંચ પદ્યો પત્તન૦ સૂચી (ભા. ૧, પૃ. ૮૪)મા ઉદ્ધૃત કરાયા છે. તમામ પદ્યો 'અનુષ્ટુભ્'માં હશે એમ લાગે છે.

નાડીચક્ર અને નાડીસચારજ્ઞાન— આ બેમાંથી એકેના કર્તાનું નામ જાણવામાં નથી. બીજી કૃતિનો ઉલ્લેખ બૃ૦ ટિ૦માં છે એટલે એ પાંચેક સૈકા જેટલી તો પ્રાચીન ગણાય.

નાડીનિર્ણય (ઉ. વિ. સ. ૧૮૧૨)— આ અજ્ઞાતકર્તૃક અને મુખ્યતયા પદ્યાત્મક કૃતિની [1]પાચ પત્રની એક

૧ પહેલા પત્રની પહેલી પૂંઠી અને છેલ્લાની બીજી પૂંઠી કોરી છે

[1]હાથપોથી (૧૦ ૨"×૪ ૪") 'બૃહત્ ખરતર' ગચ્છના પં માનશેખરે મોટા અક્ષરે વિ. સ ૧૮૧૨મા લખી છે એમા આરંભમા "श्रीधन्वन्तरये नमः" એવા ઉલ્લેખપૂર્વક નાડીનિર્ણય એવુ કૃતિનુ નામ અપાયું છે. પ્રારંભના બે પદ્યો નીચે મુજબ છે:—

"स्नायुर्नाडी निशा हिंसा धमेनी धारिणी धरा।
तन्तुकीजीवितज्ञे च सरो पर्यायवाचका(ः) ॥१॥
वात्तं(तं) पित्तं कफं द्वन्द्वं त्रिपथं सन्निपातकम्।
साध्यासाध्यविवेकं च सर्वनाडी प्रकास्य(श्य)ते॥२॥"

૪૧ પદ્યો પછી 'નાડીપરીક્ષા' સંપૂર્ણ થયાનો ઉલ્લેખ છે. ત્યાર બાદ અનુક્રમે જે વિષયો ચર્ચાયા છે તેના નામ અને એના પદ્યોની સખ્યા નીચે મુજબ છે—

મૂત્રપરીક્ષા (૪૬), તેલના બિન્દુ ઉપરની દોષપરીક્ષા (૧૪), નેત્રપરીક્ષા (૮½), મુખપરીક્ષા (૨), જિહ્વાપરીક્ષા (૪), રોગોની સંખ્યા (૨૨) અને [2]જ્વરના પ્રકાર.

[3]પુષ્પિકાની પૂર્વે "नाडिवीचा समाप्तं" એવો ઉલ્લેખ છે. આથી 'નાડીવિચાર' નામ અભિપ્રેત હશે એમ લાગે છે

૧ આ હાથપોથી વ્યાકરણ-સાહિત્ય-તીર્થ મુનિશ્રી સૂર્યોદયવિજયજી પાસે જોવા મળી હતી

૨ આ લખાણ ગદ્યમા છે

૩ આ નીચે મુજબ છે—

"संवत् १८१२ना मागसर विद द्वतीयातिथै श्रीगरुवासरे श्रीवृहत्खरतरगच्छै वा०श्रीपुन्यसारगणितत्शिषपं०नत्यभक्तिगणित० पंवद्यारोन पं० मानशेषर लिष्यत्तं: ॥"

